# ઊર્મિ નવરચના

ઑક્ટૉબર-નવેમ્બર-૧૯૭૮ - અંક ૫૮૩ - ૫૮૪

# દુહો દસમો વેદ

દીપોત્સવી વિશેષાંક - સં. ૨૦૩૪





તંત્રીઓ
ઈશ્વરભાઈ મો. દવે
જયમલ્લ પરમાર

ઊર્મિ નવરચના

# દીપોત્સવી વિશેષાંક : 'દુહો દસમો વેદ'

તંત્રીઓ : ઈશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૯ ઓક્ટોબર-નવેમ્બર, ૧૯૭૮ : અંક ૭-૮ : સળંગ અંક ૫૮૨-૫૮૩

# ગુજરાતનું દુહા–સાહિત્ય

તંત્રીસ્થાનેથી

આમ તો અપભ્રંશકાળ પહેલાંથી લોક-દુહા ચાલ્યા આવે છે, વાર્તાઓમાં અને કથા–આખ્યાનોમાં વણાતા આવે છે. સને ૧૮૭૨ માં એવી દુહા વણેલી 'ગુજરાત કાઠિયાવાડ દેશની વારતા' પ્રગટ કરી ફ. બ. નામના કોઈ પારસી ગૃહસ્થે. એવી દુહાબદ્ધ કથાઓ ત્યારબાદ નાની નાની પુસ્તિકાઓ રૂપે પ્રગટ થતી જ રહી છે; જેવી કે સદેવંત–સાવળિંગા, ગજરા–મારૂ, ખીમરો ને ખંભાતણુ, સોન–હલામણ, રાણકદેવી–રાં'ખેંગાર, માંગડાવાળો, રા માંડળિક ને આઈ નાગબાઈ, વગેરે વગેરે.

નક્કી દુહાની ઘણી બધી પુસ્તિકાઓ છપાઈ હશે એમ સને ૧૮૯૨ માં પ્રગટ થયેલ 'લલ્લુ સતશઈ' ઉપરથી લાગે છે. આ 'લલ્લુ સતશઈ' મહુવાના ઓઝા લલ્લુભાઈ કાળીદાસે રચીને પ્રગટ કરેલ છે. નીતિ અને વ્યવહારવિષયક એવા ૭૧૧ દોહરા એમાં છે. એવું જ એક પુસ્તક શિહોરમાંથી પ્રગટ થયાની ભાળ મળે છે.

પણ લોકપ્રચલિત દુહાનો પહેલવહેલો સંગ્રહ 'કાઠિયાવાડી જવાહીર'ને નામે સને ૧૯૧૦ માં બગસરાની પોસ્ટ ઓફિસના પટાવાળા ખીમજી વસનજીએ પ્રગટ કરેલો. એ પછી લોકકથાઓનાં જે જે પુસ્તકો પ્રગટ થતાં ગયાં તે તમામ દુહા વણેલી વાર્તાનાં જ હતાં.

એ પછી 'કાઠિયાવાડી સાહિત્ય'ને નામે સ્વ. કહાનજી ધર્મસિંહે સને ૧૯૧૨ માં કાઠિયાવાડમાં બહુમુખે ગવાતા દુહા, દોઢિયા, સોરઠિયા, કુંડળિયા, છકડિયા, વડછડ, સમસ્યા, સુભાષિતો, ઉખાણાં ને જોડકણાં વગેરેનો બે ભાગમાં ઢગલો કરી દીધો.

સને ૧૯૨૧માં શ્રી. હરગોવિંદ પ્રેમશંકરે દુહા–બંધ પ્રેમશૌર્યની કથાઓનો ૨૭૫ પાનાંનો ગ્રંથ આપ્યો. પછી તો સ્વ. ગોકુલદાસ રાયચુરા, ધીરસિંહ વહેરાભાઈ, તારાચંદ્ર અડાલજા વગેરેના લોકકથાઓના ગ્રંથો સવિશેષ દુહા–વિભૂષિત જ હતા. મેઘાણીભાઈએ રસધાર, બહારવટિયા વગેરેમાં ખગ વાળ્યો, પણ નરદમ ૨૫૦ ચૂંટેલા દુહાઓની ગીતકથા જે મેઘાણીભાઈએ આપી તે દુહાની દુનિયામાં શિરમોર સમી છે.

સ્વ. શ્રી. રાયચુરાએ 'કાઠિયાવાડી દુહા', 'દુહાની રમઝટ' અને 'સો સોરઠિયા દુહા'ની નાની-નાની ત્રણ પુસ્તિકાઓ આપી છે. એ જ રીતે શ્રી. મેઘાણીભાઈની 'સોરઠિયા દુહા'ની એક પુસ્તિકા પણ પ્રગટ થઈ છે. દુહા અંગે આવી નાની નાની સંખ્યાબંધ પુસ્તિકાઓ પ્રગટ થઈ છે. આશારામ દલીચંદ શાહે ગુજરાતી કહેવતસંગ્રહનો ૪૧૦ પાનાંનો ગ્રંથ આપ્યો છે તેમાં હજારેક દુહા–સાખી આપેલાં છે. સને ૧૯૬૦ પછી 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય' તરફથી પણ દુહાસંગ્રહની ચાર આવૃત્તિ પ્રગટ થયેલ છે. એ દુહાની લોકપ્રિયતા બતાવે છે.

અપભ્રંશ સાહિત્યમાંથી તેમ પ્રાચીન ગુજરાતીમાંથી વીણેલા અગર તો કોઈ એક પ્રસંગના કે ધડાબંધ દુહા ગુજરાતના વિદ્વાનોના ટાંચણ સાથે લેખોરૂપે સામયિકોમાં અવાર, નવાર પ્રગટ થતા રહ્યા છે. કચ્છી દુહા–સાહિત્ય અંગે શ્રી. રામસિંહજી રાઠોડે આ અંકમાં સિલસિલાબંધ રોશનીભર્યો રોચક પરિચય આપ્યો છે, એટલે અમે એનો ઉલ્લેખ નથી કર્યો.

જે કંઈ પુસ્તક-પુસ્તિકાઓમાં દુહા પ્રગટ થયા છે તેમાં સંતસાહિત્યનો સૌથી મોટો ફાળો છે. આ બધા દુહા કોઈ પણ સીમાભેદ સિવાયના કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, મારવાડ ને ઉત્તર પ્રદેશના હિંદીભાષી પ્રદેશોના ભારતીય સાંસ્કૃતિક એકતાના પ્રતિનિધિ સમા રહ્યા છે. એ એકતામાં પ્રાદેશિક વૈવિધ્ય પણ વિલસે છે. દરેક પ્રદેશને પોતાની આગવી ખાસિયત છે અને એ રીતે જોઈએ તો આજ સુધીમાં ગુજરાતી દુહા સાહિત્યનું કોઈ વિશિષ્ટ સંકલન

પ્રગટ નથી થયું, જેમાં ગુજરાતના દુહા હોય, ગુજરાતે જેને આત્મસાત્ કરી લીધા હોય – અને તળપદા વળોટ પકડી ગયા હોય એવા દુહા હોય; પ્રાચીન, અર્વાચીન અને આધુનિકકાળ સુધીના હોય, ચારણી અને લોકસાહિત્યના હોય, ઉપરાંત જે દુહાવિષયને વિદ્વાનોની વિદ્વત્તાભરી વિશ્લેષણાત્મક માવજત મળી હોય.

'દુહો દસમો વેદ' વિશેષાંક કેટલેક અંશે એક એવો નમ્ર પ્રયાસ છે, જેમાં ગુજરાતના ભાષાવિદો, વિદ્વાનો, કવિઓ અને લેખક–સંગ્રાહકોનો નાદર સહકાર મળ્યો છે, જેમાં દુહાનો મર્મ, દુહાનાં મૂળની સૂક્ષ્મ છણાવટ, અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતીમાં દુહાની પરંપરા, અગત્ય ને આયોજન, દુહાસ્વરૂપના છંદની ઉપયોગિતા ને અસરકારતા, આધુનિક ગુજરાતી સાહિત્યમાં દુહાનું સર્જન અને શિલ્પ, ગુજરાતના ચારણી સાહિત્યમાં દુહાનું સ્થાન અને સ્વરૂપો, લોક–દુહાના સર્જકો, દુહાની કવિતા, દુહામાં પ્રદેશ–લક્ષણો અને સ્વરૂપોનો એકાદ હજાર વરસના ફલક ઉપરના વિહંગાવલોકનનો સમાવેશ થાય છે.

એમ જોઈએ તો 'ઊર્મિ–નવરચના'માં જ છેલ્લાં ૧૨ વર્ષમાં પાંચ–સાત હજાર દુહા–સોરઠા, દોઢિયા, છકડિયા પ્રગટ થયા છે. પણ એમાં કુળ, જાતિ, વંશ, વાર્તા વગેરેનો પણ વણાટ છે અને પ્રેમ–શૌર્ય, જતી, સતી, પશુ, પક્ષી, નીતિ અને ભકિતના પણ છે.

ગુજરાતમાં સૌરાષ્ટ્ર અને કચ્છ એ દુહા માટેની ફળદ્રુપ ભૂમિ છે. ગુજરાતની કોઈ જાતિ એવી નથી કે જેમાં કોઈ ને કોઈ વિશિષ્ટ શકિત ધરાવતાં નર–નારી ન થયાં હોય. કોઈ જાતિ એવી નથી કે જેને વહીવંચા ન હોય અને જેણે એના યજમાન–વિશિષ્ટોની દુહામાં બિરદાવલિઓ ન રચી હોય.

રાજવંશો, ઠાકોર–દરબારો, એનાં ધીંગાણાં, આંતરવિગ્રહો, યુદ્ધો, મારધાડ વગેરેની અનેકાનેક આમન–સામન પ્રશસ્તિઓ, પ્રેમકથાઓ, જતીસતી અને દાતારીના તો અપરંપાર દુહાઓ છે. લાખોમાં ગણતાં પણ જેનો પાર ન આવે. 'ઊર્મિ–નવરચના'ની સ્થિતિ તો:

**કાગજ થોડો, હેત ઘણો, કૈસો લિખ્યો બનાય**
**સાગરમેં જલ બહુત હૈ, ગાગરમેં ન સમાય.**

'ઊ નવ.'ની અનેકાનેક મર્યાદામાં અમારા અંતરનો હેતુ હતો ગુજરાતનું શકય તેટલું અપ્રગટ દુહાસાહિત્ય પ્રગટ કરવાનો, ઓછામાં ઓછું પ્રચલિત હોય તેવું સાહિત્ય પ્રગટ કરવાનો, જે ઓછામાં ઓછું સાંપ્રદાયિક હોય, જેમાં જાતિ, કુળ, વંશ કે વ્યક્તિની પ્રશસ્તિ ન હોય, જેમાં પરચા–ચમત્કારો ન હોય, જે વાર્તા સાથે જોડાયેલું હોય, તો–પણ જેમાં સામાજિકતા અને સાર્વજનિક સંવેદન હોય, જે ઈતર ભાષાનું હોય તોપણ ગુજરાતનો તળપદો વળોટ પકડી ગયું હોય એવું દુહા–સાહિત્ય પ્રગટ કરવાનો અહીં નમ્ર પ્રયાસ થયો છે.

લોકજીવન જેમ જેમ ઘડાતું ગયું તેમ તેમ એની બોલી–ભાષા દુહાનો ઘાટ પકડતી ગઈ છે. દુહો લોકજીવનના ભાષા–વ્યવહારનું માધ્યમ હતો અને હજી છે, એટલે કે લોકસાહિત્યનું પ્રમુખ અંગ છે. દુહા જેટલો વ્યાપ લોકસાહિત્યના એક પણ અંગનો નથી થયો. જે નૃત્ય, નાટય, વાર્તા, કથા કે ગીત દ્વારા નથી કહી શકાતું તે દુહા દ્વારા કહી શકાય છે, કારણકે દુહો લોકસમાજના સમગ્ર જીવનવ્યવહારને વ્યક્ત કરી શકવાની ક્ષમતા ધરાવે છે.

આવા લોકજીવનના દુહા રચનારા ઘણા નામી–અનામી સર્જકોને પ્રસિદ્ધિમાં લાવવાનો કર્તવ્ય, નક્કી કરવાનો આ અંકમાં પ્રયાસ થયો છે. લોકજીવનમાંથી ઊભો થતો કોઈ કવિ ભાગ્યે જ દુહા રચ્યા સિવાયનો રહ્યો હશે. કચ્છ–કાઠિયાવાડ વિષે તો એમ કહી શકાય કે એની કોઈ જાતિ કે કોઈ ગામ ભાગ્યે જ દુહા રચવા કે દુહા ગાવામાંથી વંચિત રહ્યું હોય તો ! સરજુથી માંડીને ગીત–રાસ–ભજન ને કથા–આખ્યાન સુધી, સીમવગડાથી માંડીને મઠ–મંદિરો ને સામાજિક સમારંભો સુધી એ વ્યાપી રહ્યો છે.

[અનુ. પૃ. ૨૫૫

# દુહા-અંકના સર્જકો, સંગ્રાહકો, કવિઓ ને લેખકો

જયમલ્લ પરમાર

**શ્રી મકરન્દ દવે :** કવિ, લેખક, ચિંતક અને સાધક. સૂફી-શાયરોનો લાડકો 'સાંઈ-મકરન્દ'.

ડૉ. **શ્રી. હરિવલ્લભ ભાયાણી:** સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને ગુજરાતી ભાષાઓના ખ્યાતનામ સંશોધક અને ભાષાવિજ્ઞાની. ભારતીય વિદ્યાભવનનાં વર્ષો સુધીના પ્રાધ્યાપક. ગુજરાત યુનિ.ના ભાષા-વિજ્ઞાન ભવનના માજી વડા, મૂર્ધન્ય વિવેચક અને વિદ્વત્ કોટિના સર્જક અને કવિ.

**શ્રી. મણિભાઇ વોરા :** તત્ત્વવિદ, ભારતીય સંસ્કૃતિના જ્યોતિર્ધર, પોરબંદર પુરાતત્ત્વ સંશોધન મંડળના પ્રમુખ ને સંસ્કૃતિ-ઉપાસક નવી પેઢીના શિક્ષાગુરુ.

**સ્વ. શ્રી. યશકર્ણ રત્નુ :** લોકસાહિત્ય વિદ્યાલય, જૂનાગઢના ગુરુજી, પોરબંદરના રાજકવિ, લખપત વ્રજભાષા પાઠશાળામાંથી ઉત્તીર્ણ થયેલા વિદ્યાવંત કવિ અને અપ્રગટ પિંગળના કર્તા.

**શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી :** મહામહોપાધ્યાય વિદ્યાવાચસ્પતિ. સંસ્કૃતના પંડિત-સંશોધક, ગુજરાતના અગ્રગણ્ય ભાષાશાસ્ત્રી. ભો. જે. વિદ્યાભવનના નિવૃત્ત અધ્યાપક, ગુજરાત વિદ્યાસભાના સંશોધક અને અનેક સુપ્રસિદ્ધ કૃતિઓના સંશોધક અને સર્જક.

**અમરદાસ ખારાવાળા :** સ્વાધ્યાયી સાધુ, ઉચ્ચકોટિના કથાકાર, રામાયણના પારંગત, ભજનો અને લોકગીતોના ગાયક અને લોકસાહિત્યના રસિયા સંશોધક-લેખક.

**કવિશ્રી મેકરણભાઇ ગગુભાઇ લીલા:** સનાળીના લીલા-ચારણ કુળની પરંપરાના પ્રસિદ્ધ કવિ, વીર અને શૃંગારના ઉત્તમ વાર્તાકથક અને ઈતિહાસરસિક લોકવાર્તા-લેખક. એમનું સાહિત્ય માનવતાને ઉપાસે છે.

ડૉ. **શ્રી. ભોગીલાલ સાંડેસરા:** લબ્ધ-પ્રતિષ્ઠ ભાષાવિદ, અનેક મધ્યકાલીન કૃતિઓના સંશોધક અને સંપાદક. ભાષાક્ષેત્રે અર્થવિજ્ઞાન શાખાના પ્રારંભ-કર્તા, વડોદરા યુ.નિ.ના ગુજરાતી વિભાગના મુખ્ય અધ્યાપક અને એ જ યુનિ.ના પ્રાચ્ય વિદ્યા મંદિરના માજી નિયામક.

**શ્રી. બળદેવભાઇ નરેલા :** ભાવનગરના રાજકવિ નરેલા-ચારણકુળના નબીરા. વિનમ્ર કવિ, પરંપરાના સુપ્રસિદ્ધ વાર્તાકથક અને લોકવાર્તાના સૌજન્યશીલ લેખક. શીલ અને સાત્ત્વિકતાના ઉપાસી.

**શ્રી રતુભાઈ રોહડિયા :** ચારણી સાહિત્યના અગ્રગણ્ય સંશોધક સંમાર્જક અને લેખક. ડિંગળી ભાષાના ગણમાન્ય અભ્યાસી અને લોકસાહિત્યનાં વિવિધ ક્ષેત્રોના અભ્યાસી આલેખક. સૌરાષ્ટ્ર યુનિ.માં ચારણી અને લોકસાહિત્ય વિભાગમાં પોતાની સેવાઓ આપે છે.

ડૉ. **શ્રી. પ્રભાશંકર તેરૈયા :** મુંબઈ હિંદી વિદ્યાપીઠ પ્રકાશિત હિંદી-ગુજરાતીનાં તુલનાત્મક વ્યાકરણો અને સૌરાષ્ટ્ર યુનિ.પ્રકાશિત 'ગુજરાતી ભાષાના દ્વિરુક્ત પ્રયોગો' જેવાં પુસ્તકોના લેખક. ગુજરાતી ભાષા-સાહિત્ય અને લોકસાહિત્યના અભ્યાસી. સૌરાષ્ટ્ર યુનિ.ના ગુજરાતીના રીડર, લોકસાહિત્ય ઉપર અવારનવાર વિવેચનાત્મક લેખો ને વાર્તાલાપો આપે છે.

**વૈદ્ય મોટાભાઇ ગઢડાવાળા :** (વૈદ્ય એ. એચ. ગનિયાની) ગઢડાના મેમણ ખાનદાનના નબીરા. ગઢડા પરંપરાના વૈદ્ય. કોઠાસૂઝના કલાકાર અને કીમિયાગર પણ કૈંક ક્ષેત્રોના વિશારદ, વાતડાહ્યા અને સાહિત્યરસિક માણસ.

પ્રા. **શ્રી. જશવંત શેખડીવાળા :** વલ્લભવિદ્યાનગરમાં સરદાર પટેલ યુનિ.ના ગુજરાતી વિભાગના પ્રાધ્યાપક. વિદ્વાન વિવેચક. ઉચ્ચ કોટિના સંપાદક અને લોકસાહિત્યના ઊંડા અભ્યાસી.

**શ્રી દુલેરાય કારાણી** : કચ્છી લોકસાહિત્યના સમર્થ સંપાદક, લેખક અને કવિ. એમનાં 'કચ્છ કલાધર' અને 'કચ્છનાં સંતો-કવિઓ'ના ગ્રંથોએ એમને કીર્તિની કલગીઓ અપાવી છે. કચ્છી, ગુજરાતી અને હિંદીમાં પણ એમણે લોકપ્રિય કવિતા-સર્જન કર્યું છે અને ૮૨ વર્ષની વયે પણ એમનાં કવિતા-વાર્તા-લેખન ચાલુ જ છે.

**શ્રી જોરાવરસિંહ જાદવ** : ગુજરાતની લોકસાહિત્યની નવી પેઢીનો તેજસ્વી સિતારો. લોકસાહિત્યનાં અનેકવિધ ક્ષેત્રોના અભ્યાસી અને કલા-વૈવિધ્યથી ભરપૂર ગ્રંથોના ધસમસતા ને આકર્ષક આલેખક.

**શ્રી ખોડીદાસ પરમાર** : લોકજીવનનો પરમ આરાધક, લોકકલાનો ધુરંધર ચિતારો, લોકસાહિત્યનો પરમ ઉપાસક, લેખક, આલેખક અને સન્નિષ્ઠ, અધ્યાપક.

**શ્રી મૂળુભાઈ પાલિયા** : લોકસંસ્કૃતિના ધીર ઉપાસક. કલામંડિત લોકજીવનના આલેખક. સરિતાના શાંત પ્રવાહ જેવી જાજરમાન અને ધીરી ધીરી કહેણીના ઘડાબંધ લેખક ને કોઠાડાહ્યા કલાકાર.

**શ્રી રામસિંહજી રાઠોડ** : કચ્છની સંસ્કૃતિના અડીખમ ઉદ્‌ગાતા. વૈજ્ઞાનિક સુઝવણી, કલારસિક દૃષ્ટિ, પ્રકૃતિસૌંદર્યની સૌરભ, ઈતિહાસ-ભૂગોળનો ઊંડો અભ્યાસ, પ્રમાણભૂત આલેખન, પૌરુષભરી; જોમવંતી, ઊર્મિઓનાં રિકરો ઉછાળતી, મર્મીલી ને વ્હાલસોઈ વાણીના વાહક, ગુજ. સરકારના નિવૃત્ત એફ. આઈ. એસ. અધિકારી.

**શ્રી કાનજીભાઈ બારોટ** : ગુજરાતની બારોટ સૌલીની, ઈતિહાસ ને લોકસાહિત્યના રસે રસેલી, પરંપરાનાં જોમ, તેજ અને ખમીરવાળી, અનેકવિધ રસોને ઉછાળતી, રસભાવના ધોધ વહાવતી, લોકવાર્તાના અદ્વિતીય વાર્તાકથક. જાજરમાન જૂનવટની પ્રતિભા.

**શ્રી નરોત્તમ પલાણ** : અભ્યાસનાં અનેકવિધ ક્ષેત્રોનાં ઊંડાણમાં પ્રવેશતી જતી; અનુભવથી પુષ્ટ બન્યે જતી, છૂટ પટે સમશેરની જેમ વીંઝાતી, મુકત સ્ફૂર્તિલી, તેજસ્વી, ધારદાર, હાવાં ફલંગે ગઢ કૂદતી પણ લાઘવભરી ને કલાત્મક કલમનો ખેલ દો.

**શ્રી પુંજાવાળા** : વાર્તાકથનકલાના નવકેડા કંડારનાર, કંઠ્ય સંગીતની અવેજીમાં શબ્દ અને ઉચ્ચારના ધ્વનિ વડે ભાવ-સૌંદર્ય પ્રગટાવનાર; માનવ-ભાવની સુકુમાર માવજત, ઉચ્ચ શિક્ષણના ભકિતભીના સંસ્કારની પ્રચ્છન્ન છટાના પ્રભાવક ને ઉચ્ચ તોખમના અભિજાત આલેખક.

**શ્રી ભાપલભાઈ ગઢવી** : પ્રકાશિત ને વેધક વાણીના ધારદાર વાર્તાકથક, પરંપરાની ખમીર-વંતી ને ખાનદાનીભરી, મર્માળી ને લયબદ્ધ કહેણી; સુગેય, રોચક અને પહાડનાં ઝરણાં સમી કવિતા-વાર્તાનું ઓજસવંતું કલાવિધાન.

**શ્રી ગોસ્વામી મોહનપુરી** : વણપઢયે અનુભવ, અભ્યાસ અને કોઠાસૂઝથી ઈતિહાસવિદો અને પુરાતત્ત્વવિદો સાથે ડગલાં માંડનાર; હઠીલા યોગીનાં તેજ ઝળકાવનાર સંશોધક અને સ્વાધ્યાય-પ્રિય જુવાન.

**શ્રી સજ્જનશી સુરૂ** : સુરૂ-ચારણકુળના નબીરા. પૂર્વજોનાં વિદ્યાવ્યાસંગ, ખાનદાની, જ્ઞાન-સંસ્કાર અને પ્રતિભાના ગૌરવશાળી વારસદાર.

**શ્રી હિંગોળદાન નરેલા** : લેખનમાં, કહેણીમાં અને કવિતામાં પરંપરાનું ભૂમિજાત કૌશલ, સાહિત્યના ગળથૂથીના સૌજન્યશીલ સંસ્કાર... વાણી વેધક પણ વગાડે નહિ. એવી નર્મમર્મવિનોદવાળી, પ્રાચીન અને અર્વાચીનના સંગમવાળી, સાત્ત્વિક પ્રકૃતિની ભાવભીની.

**શ્રી હરસુરભાઈના ગઢવી** : સાહિત્યોપાસી સજ્જન. ચારણી અને લોકસાહિત્યનાં અનેકવિધ ક્ષેત્રોના આલેખક. ઈતિહાસના ક્ષેત્રે અવિરત શોધક. વાણી અર્વાચીન, રંગ પ્રાચીન પણ તર્ક-પ્રમાણ અને અનુમાનથી અર્વાચીન કસોટીએ કસાયેલ.

**શ્રી કરસનદાસ પઢિયાર** : અણીશુદ્ધ લોકસાહિત્યના જીવ. લોકસંગીતના તળપદા ને સાચા

સ્વરના ઉમદા ગાયક, વિનય, વિવેક અને ભલપણમાં અજોડ. જેમના કંઠને વિરલ કામણ વર્યાં છે એવા લોકસાહિત્ય વિદ્યાલયના પ્રથમ કોટિના પ્રથમ વિદ્યાર્થી.

**શ્રી. શંભુદાન બારોટ** : કચ્છ અને કાઠિયાવાડની સમાન સંસ્કૃતિના આલા દરજ્જાના વારસદાર. કંઠ, કવિતા અને કહેણીમાં સંસ્કારે પ્રાચીન પણ લોકપ્રિયતામાં અર્વાચીનોમાં પ્રતિષ્ઠા જમાવનાર. છંદો, ગીતો ને સોરઠાના ધીર ગાયક, વીર–શૃંગારની વાર્તાની જમવટ કરનારા ને વિનમ્ર વાર્તાલેખક.

**સ્વ કવિ શ્રી. દુલાભાઇ કાગ અને સ્વ કવિ શ્રી. શંકરદાન દેથાનો** પરિચય આપવાનો હોય નહિ. એમની જાળેલી માળેલી સંસ્કાર-વેલનો અનુપમ વારસો ગુજરાતને મળ્યો છે.

**શ્રી. નારણદાન બાલિયા** : એક કવિ-રત્ન વર્ષોથી રાજસેવામાં વિલોપાઈ ગયેલું તે આપણા જામનગરના રાજકવિ શ્રી. નારણદાન બાલિયા. લખપત વ્રજભાષા પાઠશાળામાં એમણે ઉમદા વિદ્યા પ્રાપ્ત કરેલી. હસ્તલિખિત શાલિહોત્ર ગ્રંથનો વ્રજમિશ્રિત ભાષામાં દોહાબદ્ધ ભાષાનુવાદ આપ્યો તેમાં એમની કવિપ્રતિભા ઝળકી ઊઠેલી. પછી તો એમનાં કવિત, ભજનો, દુહા વગેરે એમના વ્યક્તિત્વની વિનમ્રતામાં જ સમાઇ રહ્યાં.

**શ્રી. પિંગળશી મેઘાણંદ ગઢવી** : ચારણોની પરંપરાના કવિ, ગાયક, લેખક અને જૂનાગઢમાં હતું તે લોકસાહિત્ય વિદ્યાલયના આચાર્ય. એમણે ગીતાજીનો સમશ્લોકી દુહામાં અનુવાદ કર્યો છે અને બીજાં પણ કવિતા અને લોકવાર્તાઓ ઉપર પુસ્તકો આપ્યાં છે.

**શ્રી. મેઘરાજ મુળુભા ગઢવી** : અસ્ખલિત વાણીના વરદાયી શ્રી. મેઘરાજ તેજસ્વી વાર્તાકથક છે. એમની કવિતા નીતિ–ધર્મની પ્રાસાદિક પરંપરાની છે. કહેણી ધસમસતા પૂર સમી વેગવાન અને કથન જતી, સતી, ભક્તિ અને શૌર્યના સંસ્કાર-પ્રેરિત છે.

**શ્રી વલ્લભભાઇ રાજગુરુ** : જેમને શ્રી નહિ પણ અકિંચન બ્રાહ્મણની સરસ્વતી ભજનરૂપે, દુહારૂપે ને કવિતારૂપે વરી છે તેવા આ ઇશ્વરોપાસી સાધુચરિત નિવૃત્ત શિક્ષકે આજસુધીમાં સેંકડો ભજનો અને હજારો દુહા રચ્યાં છે.

**ડૉ. નાગજીભાઇ ભટ્ટી** : આપબળે આગળ વધેલા લોકસાહિત્ય અને ઈતિહાસના અભ્યાસી, સંશોધક અને લેખક. એમના અવિરત ઉદ્યમે કચ્છના પાળિયાનું વિરલ સંશોધન-લેખન એમની પાસે કરાવ્યું છે. લોકગીતોનો વિષય લઈને તેઓ પીએચ. ડી. થયા છે. સૌરાષ્ટ્ર યુનિ.માં ગુજરાતી વિભાગમાં તેઓ અધ્યાપક છે. લોકસાહિત્યનું અધ્યયન પણ કરાવે છે.

અનુ. પૃ.૨૫૨થી ચાલુ]

આધુનિક કાળે શિષ્ટ સાહિત્ય ઉપરાંત લોકજીવન-માંથી આવતા ઘણા કવિઓએ દુહાસાહિત્ય પ્રગટ કર્યું છે. એમાં સાતસોક ઉપર દુહા રચનારાઓમાં અગ્રિમ એવા સ્વ. શ્રી. દુલાભાઈ કાગ, સ્વ. શ્રી. ભૂદરજી જોષી, શ્રી. ત્રાપજકર, શ્રી. પિંગળશી મેઘાણંદ ગઢવી અને કવિ શ્રી. મેકરણ ગગુભાઈ લીલાનાં નામ ઉલ્લેખનીય છે.

આ દુહા–અંકના સર્જકો, લેખકો, કવિઓ અને સગ્રાહકોનું અમે અભિવાદન કરીએ છીએ એમના સહિયારા પુરુષાર્થથી, ભાવનાથી અને જ્ઞાનગરિમાથી આ અંકનું સર્જન થયું છે; અને સંપાદન સરળ બન્યું ચિ. રાજુ દવેના એકધારા સાથથી

આ અંક સાર્થ બન્યો કુટુંબીજનોના એક-ધારા અચિંત પરિશ્રમથી, આધારસ્તંભ જેવાં સ્વ-જનોના સાથથી, ગ્રાહકો, વિજ્ઞાપકો, ચાહકો અને સુરૂપ મુદ્રિકાના સંચાલક તથા કર્મચારીગણની આત્મીય-તાભરી ચિંતા અને ચીવટથી. સૌના અંતરના આભાર સાથે નવા વર્ષની લાખ લાખ શુભેચ્છા.

**ઇશ્વરલાલ ભો. દવે : જયમલ્લ પરમાર**

# પ્રાતઃ સ્તવન

સં. જયમલ્લ પરમાર

દશ્ય જગતમાં સૌથી વિશેષ પ્રાણદાતા સૂર્યભગવાન ગણાય છે. ગેબનો ગોળો ફૂટતાં આપણું કાંટ્યું વરણ – પ્રાચીન જાતિઓ સૂર્યની પ્રાણશકિતની આરાધના પછી જ પોતાની દિનચર્યા શરૂ કરે છે. સેંકડો વરસથી નીચે આપેલું સૂર્યસ્તવન ભાષાનાં પરિવર્તિત રૂપો સાથે ગવાતું આવે છે. સાથે પ્રથ દશરથ-પુત્ર ભગવાન રામને પણ રંગ દઈને એનું રટણ કરે છે.

## સૂર્યસ્તવન

ભલે ઊગા ભાણ, ભાણ તુંહારાં ભામણાં;
મરણ જિયણ લગ માણ, રાખો કશ્યપરાઉત.

ઊગેવું અચૂક, ઊગ્યાનું આળસ નહિ;
ચગુ ન પડે ચૂક, કહીએ કશ્યપરાઉત.

આગ પર ઊગતા અરક, ઓડસ તું અંધાર;
જો ઝાલર ઝણકાર, દીઓળે કશ્યપ દેવાઉત.

કાશપ જેહડા ન કોય, દણીહણ જેહડા દીકરા;
લખદળ ભાંગે લોય, ઊગે ને અજવાળાં કરે.

ઊગો તું અડૂડ, ગરવર અંધારાં ગયાં;
સે દેવાયત સૂર, કરમી કશ્યપરાઉત.

તું ઊગે ટળિયાં તિમિર, ગૌ છૂટા ગાળા;
તસગર ભે ટાળા, દનકર કશ્યપદેવાઉત.

કે દીવા કે રાકલાં કે પૂજે પાખાણ;
રાત ન ભાંગે રાણ, કમણે કશ્યપરાઉત,

સૂરજ સખાને હોય, તો ચહુદશ લખમી ચરે;
નાખ્ય ન ચડે કોય, દોખી કાશ્યપ દેવાઉત.

સામસામા ભડ આફળે, ભાંગે કેતારા ભ્રમ;
તણ વેળા કાશપ તણા, સૂરજ રાખો શરમ.

## રંગ-ચડાવણ રટણ

રંગ રંગીલા ઠાકરા, કુંવર દશરથરા;
ભૂજ રાવણરા ભંજિયા, આલી જા ભંવરા.

રામા રજપૂતી તણો, આડો વાળ્યો આંક,
લીધા પેલી લાંક, દીધી દશરથરાઉત.

તેં મારી જે તાડકા, વાપરત હુતી વામ;
રામૈયા દશરથ તણા, તને રંગ હો સીતારામ

અનેક ભગત ઓધારિયા, નકલંક લેતાં નામ;
તું તારે દશરથ તણા, રંગ હો સીતારામ.

ધનકુ ઊંડા નહ ધરે, રણમેં ખેલે દાવ.
ભાગી ફોજાં ભેડવે, તાકુ રંગ ચડાવ.

તન ચોખાં મન ઊજળાં, ભીતર રાખે ભાવ;
કિનકા બૂરા ન ચિંતવે, તાકુ રંગ ચડાવ.

# લોકસાહિત્યમાં દુહો

જયમલ્લ પરમાર

પ્રાણીના આત્માને શબ્દ સાંભળવાની ભાવના થઈ અને કાન ઉત્પન્ન થયા. વસ્તુ ઓળખવાની ઈચ્છા થઈ. અને આંખ ઉત્પન્ન થઈ. વાસ લેવાની બુદ્ધિ થતાં નાક ઉત્પન્ન થયું, તેમ સંસ્કારોએ જતી ભ્રમણે કવિતા–કલારૂપે અંતરવાનો ભાવ થયો અને દુહાનો જન્મ થયો.

આભ ઉકેલે, ભોં ભખે, વેધનકો હિય વેધ;
અગોચર ગોચર કરે, દુહો દસમો વેદ.

આકાશી તત્ત્વોને, ભૂમિ અને એના તળના જ્ઞાનને, ધર્મ અને વિજ્ઞાનને, માનવજીવન અને તેના ઊંડા મર્મને આમ ગોચર અને અગોચરને રૂપકડા છંદરૂપે વ્યક્ત કરે છે એટલા માટે દુહો દસમો વેદ ગણાય છે. શ્રી. મકરન્દભાઈએ એને દસમું દ્વાર ખોલવાના આધ્યાત્મિક અર્થમાં ઘટાવ્યો છે.

લોકોની બોલચાલની અને સમગ્ર વ્યવહારની ભાષા જીવનના વિવિધ અનુભવોથી, વિચારથી, રસભાવથી, મર્મથી, ચિંતનથી, લાઘવથી, કલાત્મકતાથી અને સંગીતિક આરોહઅવરોહથી ઉચ્ચારવા લાગી. એણે સહજભાવે દુહાનું સ્વરૂપ લઈ લીધું. દુહાની વયણસગાઈ ને શબ્દાનુપ્રાસ તો બોલાતી ભાષાનાં જ અંગ હતાં અને છે. માત્રામેળ, લઘુ–ગુરુ વગેરેનાં બંધનો અને શાસ્ત્રીય સ્વરૂપ પાછળથી બંધાયેલ છે, પણ લોકોએ પિંગળના બંધારણની દરકાર કર્યા વિના પોતાના ભાવભક્તિમાં દુહાને મનભાવન સ્વરૂપે ઉપાસ્યા જ કર્યો છે.

કોઈપણ મુખપાઠને કંઠસ્થ રાખવા તે પ્રથમ પદ્યનો અને પછી ગેયનો પ્રકાર બની જાય છે. એ પદ્યરચનાને અક્ષરદેહ મળી જાય–લિપિબદ્ધ બને તોપણ એનું ગેયત્વ તો ચાલુ જ રહે છે. એટલે કે ઉચ્ચારણમાં ગેયત્વ મુખ્ય ભાગ ભજવે છે. એનું મૂર્તસ્વરૂપ ગાવાથી જ પ્રત્યક્ષ કરી શકાય છે.

સામવેદના છંદોની જેમ દોહાનું ગેયત્વ રાગદારીમાં નહોતું પ્રયોજાયું ત્યાં સુધી ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એવા ત્રણ સ્વરોનું જ રહેતું આવ્યું છે.

વેદના મંત્રો જેમ અમુક ઉચ્ચારથી, યોગ્ય વજન આપીને વાંચીએ કે ગાઈએ તો જ એનો યોગ્ય અર્થ નીકળે, પણ ઉચ્ચાર કે ગાનમાં સ્વરસ્થાન છોડી દેવામાં આવે તો અર્થનો અનર્થ થઈ જાય, જુદો જ અર્થ નીકળે તેવું જ દુહામાં છે. એટલા માટે સાચો અર્થ સમજવા સ્વરસ્થાનનો ક્રમ ઘણી ચોકસાઈથી જાળવવો જોઈએ એમ 'નિરુક્ત'માં યાસ્કાચાર્યે જણાવ્યું છે. લોકગીતોમાં પણ સ્વર, ભાવ અને શબ્દ એકરૂપે આવે છે.

વેદના છંદોની જેમ જ દુહો બે પંક્તિનો, દોઢિયા રૂપે ત્રણ પંક્તિનો ને છકડિયા રૂપે એની બે દોઢે વળતી પંક્તિ ન ગણવામાં આવે તો ચાર પંક્તિનો રહેતો આવ્યો છે.

લોકિયો દુહો પિંગળશાસ્ત્રથી કે એનાં વિવિધ સ્વરૂપોથી સંપૂર્ણપણે અસ્પર્શ્ય ન જ રહી શકે પણ મુખ્યત્વે લોકજીવનમાં એ ત્રણ સ્વરૂપે જ ચાલ્યો આવે છે.

દુહાને 'દોહો' અથવા 'દવો' 'ડવો' કે 'દુવો' પણ કહે છે. આપણા કેટલાક પ્રાચીન છંદોમાં પણ 'દુવઈ' અને 'દુવૈયો' અથવા 'દુવાઈયો' જેવાં છંદનામો છે. જોકે દુહાથી એ ભિન્ન છે. વાર્તાકથનમાં એ દુહો કે દોહરો પણ કહેવાય છે ને રાસમાં કે ભજનમાં તે સાખી સ્વરૂપે આવે છે. દોહાના માપને ઉલટાવે તેને સોરઠો કહે છે. આ સોરઠો જ પશ્ચિમ ભારતમાં ખાસ કરીને કરુણ રસમાં ને વીરમાં પણ મેદાન મારી ગયો છે. લોકજીવનમાં દુહા–સોરઠાનાં માપ જળવાય છે ને નથી પણ જળવાતાં. અભણ દુહાગીરો માપની આળપંપાળમાં બહુ પડ્યા નથી.

પરિણામે માપ વગરના અને લાંબાટૂંકા દુહાને લોકિયા ગોફણિયા ને રાફડિયા દુહા પણ કહેવાય છે.

આમ તો વિલાપના દુહાને મરશિયા કે તુંવેરીના દુહા કહે છે. હવે આ તુંવેરી એ પિંગળના મધ્યમેળનો દુહો છે. પણ લોકોમાં જે મરશિયા-જોડાયા છે તેમાં મધ્યમેળનું કોઇ માપજળવાયું નથી. આ મરશિયા કે તુંવેરીના દુહા પરજના કરુણ સ્વરોમાં વિશેષ ગવાય છે. પરજમાં ત્રણ ભાવ આવે છે, એક વિલાપનો, બીજો ભક્તિના કારુણ્યનો અને ત્રીજો વિયોગ દુઃખનો. એનાં લોકિયાં માપ-તાલ નથી, પણ વિલંબિતની એવી વિવિધ લયકારી દ્વારા જ વિશેષે ત્રણેય ભાવ વ્યકત થાય છે. એને કોઈ રાફા-યણ પણ કહે છે.

લોકજીવનમાં દુહાની ગાયકી જુદા જુદા પ્રકારની હોય છે. એથી વિવિધભાવો વ્યક્ત થાય છે. એકનો એક દુહો વિવિધ સ્વરૂપે ગવાય છે. પણ વધુ પડતી શેખાઈમાં-માત્ર વૈવિધ્ય બતાવવાની બડાઈમાં દુહાને મૂળના સ્વરથી જુદા સ્વરમાં ગાવામાં આવે ત્યાં દોહાનો મૂળ ભાવ સંપૂર્ણપણે માર્યો જાય છે. જોકે દુહા-ગાયકીની પ્રાદેશિક અને જ્ઞાતિગત ખાસિયતો પણ હોય છે.

દા. ત. છકડિયા હોળીના તહેવારો ઉપર ભરવાડ-રબારી ને કોળી ગાય છે એ, છકડિયાની લઢણ લાંબે લહેકે હિલોળતી હોય છે. એ રીતે રામાવાળા અને ચંદ્રાવળા પણ જરા ઢાળફેર સાથે ગવાય છે. એમાં પણ કણબીઓ, મેર અને આયરોની લઢણ જુદી જુદી હોય છે.

ત્યારે પ્રણય-વિરહના છકડિયા પણ ગવાય છે ને એમાં ઋતુગીતો પણ ગવાય છે. એમાં સપિયારદેના, સોન-હલામણના, સજણાંના, તમાચી સુમરાના અને ચૂડ વિજોગણના છકડિયા ખૂબ પ્રચલિત છે. દુહાનો એક પ્રકાર છે હડુલો અથવા હુડીલો. સૌરાષ્ટ્રમાં હડુલો કહે છે, જ્યારે ઉત્તર ગુજરાતમાં એને હુડીલો કહે છે. આ હડુલાનો પ્રકાર કાંઈક છકડિયા જેવો ને કાંઈક દુહા જેવો હોય છે. પણ ઉત્તર ગુજરાતમાં સારંગના ઢાળમાં એ હુડીલાની રચના તદ્દન ફરી જાય છે. અને આ હુડીલા કે હડુલામાં વિનોદ વિશેષ ભીતરે છે.

સૌરાષ્ટ્રમાં આવા હાંસી - ઠઠ્ઠાના, કે કોઈક જ્ઞાતિ કે વ્યક્તિને ઉતારી પાડવાના હડુલા જોડાય છે. એને ભિભત પણ કહે છે. એની રચના ટૂંકી હોય છે. આવા હડુલા અને ભિભતની રચના સૌથી વિશેષ પાંચાળના મેથળી ગામના કાનજી લાંગાવદરાએ કરેલી. એના હડુલા કે ભિભતનાં છેલ્લાં બે ચરણ નીચે મુજબ રહેલાં :

'રેણુ મેથળીમાં રિયે છે, કાનો ભાળે એવું કયે છે.'

હવે આપણે એને દૃષ્ટાંતોમાં જ જોઈએ. અહીં આપણે લોકોમાં પ્રચલિત દુહા અને એના પ્રકારોનાં દૃષ્ટાંતો આપીએ છીએ, પિંગળ કે ડિંગળના માપ પ્રમાણેના નહિ. એમાં માપ હશે પણ ખરું અને નહિ પણ હોય. સાધારણ

**દુહો**

રામ ભણો ભણય રામ ભણય, અવરાં રામ ભણાય;
જીણું મુખ રામ ન ઉચ્ચારે, જા મુખ લોહ જડાય,

**સોરઠો**

ધીંગાને આલછ ધાન, રાંકાથી રૂઠો ફરે;
તારી પાસે નહિ પરધાન,
તને કોણ સમજાવે શામળા !

**મરશિયો (તુંમેરી)**

સિંદોર ચડાવે સંગાં, દીવો ને નાળિયેર હોય;
લોહણ ચડાવે લોઇ, તારી ખાંભી માથે ખીમરા.

પ્રચાર વધારે સોરઠાનો છે. મરશિયાના-વિલાપના દુહા તો સૌરાષ્ટ્રમાં અતિ પ્રચલિત છે. જોગડાના, નાગમદે, રેશમિયો ભેડો અને હમીરજી ગોહિલના વિલાપના દુહા ઘણા પ્રખ્યાત છે. લોકજીવનમાં માથાં ઢાંકી મોં વાળી મૃત્યુના આઘાતને આક્રંદમાં વહેતો મૂકે છે ત્યારે એના વિલાપ-વિલંબિત બોલ લગભગ દુહાનું રૂપ જ ધારણ કરે છે.

આ મરશિયાની મોજ લેવા કેટલાક ધણીએ પોતાના મૃત્યુના સમાચાર ઘરે મોકલાવીને પોતાની પત્નીને મુખેથી ઝરતા મરશિયા છુપાઇને સાંભળ્યાની ઘટનાઓ બની કહેવાય છે. પછી ધણી છતો થતાં સ્ત્રી એનું મુખ જોતી નથી હોતી, કારણ કે એના નામનું

મોં વાળ્યા પછી એને જીવતો સ્વીકારી શકતી નથી. જામ રાવળે આશા બારોટને મુખે આવા મરશિયા જીવતાંજીવત સાંભળ્યાની દંતકથા છે. વિલાપનાં ગીતોમાં દુહાની ચોટ વિશેષ હોય છે ને એટલે પંડયે દુહામાં મોં વાળી શકાય છે. બીજાં વિલાપગીતો સમૂહગાન જેવાં વિશેષ હોય છે.

**નાગ-નાગમદે**

સવારે સૌ કોઈ, મોકાણે આવે મલક;
રાત્ય ન રોવે કોઈ, નાંધુ વણની નાગડા!

**રાણકદે-રાખેંગાર**

વડ વાવડી તણા, નીંઘણીઆ નીલો રિયો;
મરને રાખેંગાર, સૂકી મલ ન થિયો.

**પોરસાંના નામે કહેલા દુહા**

તરિયા ગઈ, તૃપણા રહે, હૈયું હાલકલોલ;
રતન 'ગિયું' રોળ, પાદર તારે પોરહા!

**રેશમિયો-ભેડો**

ભર દરિયે કોઈ વા'ણ, ભેડાનું ભાંગી ગિયું,
પંડય થિયાં પાખાણ, રસ ગ્યો રેશમિયા.

**જોગડાનો :**

તું વણકર અમે વંણાર, રાતે પણ નેડો નહિ;
પણ-ગણનો રેવું ગજમાર, તારી જાત ન પૂછું જોગડા.

**હમીરજી ગોહિલ :**

વન કાંટાળા વીર, મારે જીવીને જોવાં રિયાં;
આંબો અગાવ હમીર, ભાંગ્યો મોરીને ભીમાઉત!

**હોઢિયો :**

સમો એવું હાલણું, પછેડી એવી સોડય;
સજણામાં સવાદ નઈ, ખાલી આંખ્યું મ રોડય.
હતુરિયો લે'રી કયે, ઠાળ દેખી મ ઓડય,
સમો એવું હાલણું, પછેડી એવી સોડય.

**છકડિયો :**

સમદરમાંથી મોતી સર્યું, આડી વજરની ખાઈ;
હંસાની પ્રીત્યું ભૂલી ગિયા, કાગાસું કરી સગાઈ,
કાગાસું કરી સગાઈ ને નરી
હટક્યું મન ત્યાં ન જાવું ફરી
કહે સપિયારદે આનડી, માણહને કમાણહ મળ્યું;
સમદરમાંથી મોતી સર્યું, આડી વજરની ખાઈ.

**ચૂડ વિજોગણનો છકડિયો :**

સજણને જુવાની આવી, હાથમાં લઈને જાય;
બોલાવ્યાં બોલે નહિ, વડી વમાસણ થાય.
વડી વમાસણ થાય ને અમને
અને એની ખબર શું પડે તમને
સામાં મળે ત્યારે શરમાવા લાગે, અવળું જોઈ રે જાય
સજણને જુવાની આવી, હાથમાં લઈને જાય.

**ઋતુવિરહનો છકડિયો :**

અષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘનઘોર
નેજી બાંધ્યા તરુવરે, મધરા બોલે મોર
મધરા બોલે મોર ને મીઠા
વણમૂલાં સાજણ સપનામાં દીઠા
કહે તમાચી સુમરો રીસાણી ઢેલને મનાવે મોર
અષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘનઘોર

**પ્રણય-અરદાશ :**

સજણ રિયો તો રાખિયેં, લાગી તમારી માયા
ઓરડ સાથે ઉતારા દૈયેં, કરીએ છતરિયુંના છાંયા
કરીએ છતરિયુંના છાંયા ને તમને વરિયેં
કલેજાં માગો તો કો મુખ ઉપર ધરિયેં
નથી છે દી ને ઢળી છે છાંયા
સજણ રિયો તો રાખિયેં, લાગી તમારી માયા

**રામાવળા :**

મોર વણ સૂનો ગરવો, સીતા વણ સૂના રામ
હંસલા વણ સોવર સૂનું, ગુણિયલ વણ સૂનું ગામ
ગુણિયલ વણ સૂનું ગામ ને હરિ
મનખો પદારથ ને આવે ફરી.
ગઈ સીતા ને રામચંદર રો ના!
જેઠો રામનો કયે ગરના ડુંગર મોર વણ સૂના.

**ચંદ્રાવળા :**

કહે મંદોદરી સાંભળો શામી, એ અનરથનું મૂળ
પેટ ચોળીને પીડા ઉપજાવે, શરીરમાં થાએ શૂળ
શરીરમાં થાએ શૂળ સંચારી;
મહીપત કેમ ગીઓ મત જ હારી.

એ આદિ પુરુષ તો અંતરજામી
કહે મંદોદરી સાંભળો શામી, એ અનરથનું મૂળ.

### આપજોડીઆ-લોકિયા દુહા

આ કળજગ વિષે માણસમાં આવી ગઇ કષ્ટિ
તે કૂડી થઇ ગઇ માણસની દૃષ્ટિ
ખોટી વાત આ ટાણે લાગે રૂડી
દુનિયાની દાનત થઇ ગઇ સાવ કૂડી
એવો કળજગ મેલે છે દોટું
વગર સવારથે માણસ બોલે ખોટું
એક બીજાને માણસ દેખે ઝેર
આ ભાયુંમાં થઈ ગ્યાં ઉંબરિયાં વેર

### ગોરફણિયા દુહા

ભણતરમાં ભડકો ઊઠયો, આ હક અર્થી ભણનાર
ગણતર ગોત્યું ના જડે, જ્યાં ગુરુ પેટ ભરનાર
ડિંડવાણાં દાખલ થયાં ને ડખાનો નહિ પાર
પતંગિયા કાંઇ પાંગર્યાં ને પંડિત અપરંપાર

### રાફડિયા

પોરબંદરના કોલીખડામાં રબારી ભગત કલો થઈ ગયા. એમની પરભાતી નરસિંહ-મીરાંની યાદ આપે એવી છે. પણ એમના આપજોડીઆ રાફડિયા દુહા પણ સાંભળવા જેવા છે :

દિ'નો ડાયો કાગડો ને રાતે ડાયું ઘૂડ;
કલો કલખડાવાળો કહે, શું ભગવાનથી ડાયું ભૂત ?

એ વીજે વસેખાઇ નઇ, ગાજ્યો ન કરે ઘા;
કલો કલખડો એમ કહે, પડગો તગે હા.
લાંબે પગે ટીટોડું ને ટૂંકે પગે તેતર;
કલો કલખડો એમ કહે, રાંપલ્યાં એટલાં ખેતર.
શિયાળે-ઉનાળે સૂઇ રિયે, ચોમાસે જઇ ચાસે;
કલો ખોલીખડો એમ કહે, ભૂખ પાસેની પાસે.
ઊંચે ઉંબરે ખોરડું, હેઠે ઉંબર ખડકી;
કલો કલખડો એમ કહે, ટાઢનું ઓસડ ધડકી.

### પરજ અથવા રાફાયણ

સામેરી સજન સોહામણો, જોતાં ઉપજે વહાલ
જેનો કંથ નહિ કહ્યાગરો, તેનો કેમ ચાલે વહેવાર ?
સામેરી સજન વળાવિયો, તાતી વેળુ માંય;
હું ન સરજી વાદળી, પિયુને પલપલ ઢાળત છાંય.

### સાખી

દુંદાળો દુઃખભંજણો, સદાય બાળે વેશ;
પરથમ પહેલા સમરિયે, ગવરીપુત્ર ગણેશ.
જાગ્યો પણ જપ્યો નહિ, રેન ગળંતી રાત;
તે નર સરજ્યા કૂકડા, પોકારે પરભાત.

### ઉ. ગુજ. નો હુડીલો

ઉત્તર ગુજરાતમાં બે પ્રકારના હુડીલા બોલાય છે. એક પ્રેમકથાના અને બીજા વિનોદના. એમાંથી પ્રેમકથાનો જોઈએ :

કાળો રે બળદિયો બઉ કલોળિયો,
ધોળો રે જોને ધમળો જાય;
વાળો દિયરિયા વેલડાં,
ઓલ્યાં દે'રે દરશન થાય.
દે'રાં રે ફરંતી હું રે ફરું,
જયમ ફરે કળાયલ મોર;
સૂનો સદેવન જાગે તો,
તારી સાવળ્યંગા રોતી રોતી જાય.

### સોરાષ્ટ્રનો હુડુલો

લીંબડામાં ગુણ ઘણેરા, લીંબડો જાતે કડવો કીધો;
વતના કવેસરીએ વાત કીધી,
પણ સાદ સરવો નો દીધો,
સાદ તો કોયલને દીધો, કોયલને રૂપ ન દીધો;
રૂપ તો મોરને દીધું, મોરનો પગ કોઢિયો કીધો;
આટલા ભેદ માતા ઉમિયા જાણે;
રાધાજીનો વર કાળો કરસન કીધો.

### હાંસી-હડુલાનો પ્રકાર : ઉભટ્ય

અમારું સગપણ ઓંટણ ઘોંટણ
તમે શું જાણો ભાઇ વાસુ !
ગાડાખેડુના બાપની બૈયર
મારા સગા ધણીની સાસુ.
દરબાર તમારી ડેલિયે, અન્નનો અકેકાર;
સવારે ઊડે સાલિયાં, બપોરે બીજી વાર,

આમ કર્યાની આખડી, આમ કર્યાનું નીમ;
સારપ તું સમજ્યો નહિ, ભલે રાજા ભીમ.

લોકવિદ્યાનાં ઘણાંખરાં ક્ષેત્રો દુહે અભિવ્યક્ત થઈ ગયાં છે. ખગોળની ભૂગોળ, વાયુ, વરસાદ, વનસ્પતિ, પશુ, પક્ષી, કૃષિ, ગોપાલન, ક્ષાત્રજીવન, વૈદું અને બીજી ઘણી ઘણી વિદ્યા. આ કંઠસ્થ દુહાઓમાંથી ઘણું ઘણું નાશ પામતું ગયું છે ને કેટલુંક કંઠસ્થ ને થોડું ગ્રંથસ્થ બચી ગયું છે. પણ કંઠસ્થની પરંપરા હવે તૂટતી જાય છે, એટલે એમાંથી મેળવી લેવાય તેટલું જ બચશે. અહીં વિસ્તારભયથી લોકવિદ્યાના પ્રત્યેક ક્ષેત્રનો દુહામાં પરિચય આપવો અશકય છે, લોકજીવનમાં પણ સાવ અભણ માણસોના લોકકિયા દુહા તેમ દોઢવિદ્યાવાળા ને જ્ઞાનની દૃષ્ટિએ-વિચારની દૃષ્ટિએ વિકસિત એવા લોકોના પણ દુહાનો સમાવેશ થાય છે.

ચારણોમાં તુંબેલ ચારણોમાં કવિતા નથી. એમને જ્યારે પૂછવામાં આવ્યું કે તમે દુહા-કવિતા રચો ખરા ? ત્યારે એમણે ભાંગ્યાતૂટ્યા દુહામાં જવાબ આપ્યો કે :

ઘોડે વેરી ધસ્સિયું, દિગે તરારે તુંબેલ;
ગાલીએ છંદાં ગેલ, સોંપ્યાં સોરઠિયેં કે.

અમે તુંબેલો તો વેરીજનોને ઘોડે ઘોડે ઢીબવાનું અને તરવારે ઢાળી દેવાનું જ જાણીએ, બાકી વાતું-ગીતુંના ગલબા-ગુલતાન તો સોરઠિયા (ચારણો) ને જ સોંપ્યા છે.

બારાડીના ઘોડે ઢીબનારા અને તરવારે ઢાળનારા અબુધ ગણાતા ચારણ-ખેડૂતો ને માલધારીઓમાં પણ આવી થોડી કવિતા તો ખરી જ. પણ દુહાની લોકકવિતાએ તો કવિતાનાં શિખરો પણ સર કર્યાં છે. વિસ્તારભયથી એનું વિવરણ-વિવેચન આપવાનો લોભ જતો કરી માત્ર દુહા દ્વારા જ એ પરિચય કેળવીએ:

કંજૂસ માણસને ચારે તરફથી આવી મળેલી લક્ષ્મીનો ઉગ્ર વિસંવાદ બતાવવા માટેનું રૂપક જુઓ:

છત ચોમેર તણી, માઠા ઘર આવી મળી;
પદમણ પાવૈયાથી, જાણે વણુંભી વેરડા.

પદમણી જાણે પાવૈયાના ગળે વળુંભી હોય તેવા. મહાન નરોના દીર્ઘજીવનની પાછલી અવસ્થાની દયામણી દશા વર્ણવતાં કહે છે :

બહુ જીવ્યો, બહુ જીવવું, બહુ જીવવામાં દખ;
રાવણ સેન સંહારનો ઈ બેઠો અરજુન રથ.

મહાબળવાન દીર્ઘજીવી હનુમાનને લંકા રોળ્યાની બહાદરી પછી કોઈ કામ ન રહ્યું તે અર્જુનના રથનો ધ્વજ જાળવવાની કામગીરી સોંપાઈ. મહાભારતનું યુદ્ધ ખેલાયું તોપણ એણે તો રથની દાંડી પકડી રાખીને નિર્વેદપણે ટગર ટગર જોયા જ કરવાનું રહ્યું.

દોહરો નાશવંતપણાને વર્ણવે છે :

ખખશે ખોડશ ધરા, કુંપો કે કાયા -ઉપરે;
ખોળી ન જડે ખાખ, જગ્યામાં જંગલ ઊગશે.
આજકાલ દિન પાંચમેં, જંગલ હોગા વાસ;
ઉપર ફીરંગે લોક ઓર ઢોર ચરેંગે ઘાસ.

પ્રેમની તાકાત જુઓ :

કબીર કબીર કયા કરો, જાઓ જમુનાતીર;
એક ગોપીકે પ્રેમમેં, બહ ગયે લાખ કબીર.

દુહાની તાકાત જુઓ :

ચાર વેદ ખટ શાસ્ત્રો ને પૂરાં બધાં પ્રમાણ;
દુહામાં દર્શન કર્યાં, કવિયણ એ ગુણજાણ.

આત્મ-સાક્ષાત્કાર :

ઘર દિવાર દર્પણ ભયે, જિત દેખું તિત તોય;
કંકર પત્થર ઠીકરી, ભઈ આરસી મોય.

બ્રહ્માંડ બધું દર્પણ બની ગયું. એમાં જ્યાં જુએ ત્યાં 'હું' ને બદલે 'તું'નું દર્શન થાય છે.

સંત શાને કારણે નચિંત છે !

મેરો ચિંત્યો હરિ ના કરે; કયોં કરૂં મેં ચિંત ?
હરિકો ચિંત્યો હરિ કરે; તાને રહ્યો નચિંત.

પ્રેમને પાંખો છે, પણ પંડને નથી

વાલા છેટે વાવડે, ઊડીને ન અવાય;
પોતાના પંડયમાં ય, પાંખું નહિ પાનો ભણે.

નહિતર !

જેને પોતે જીવ, એને પંડથી પુગાતું હોત;
નશાં અવગત નો'ત, આ પીંજરને પોતો ભણે;

**ગુણાનુરાગ**

નગણે વાસો ન રાખીએ, સગુણાની પત જાય,
ચંદણ પડયું ચોકમાં, ઈંધણ મૂલ વેચાય.

**બોધ**

સંજણા પરઘર જઈ કરી, દુઃખ ને ગાઈ રોય;
ભરમ ગમાવે આપણો, દુઃખ ન લીએ કોઈ.

**સમજણ**

ઘા ભેગા ન થાય જીવડા, માગતાં ન મળે મોત,
દિલમાં જરી વિચારો દુનિયા, આંધળી ન મેલો દોટ.
હલુરિયો લેરી કરે બૂઢિયાં વિના કોણ બતાવે ઓટ;
ઘા ભેગા ન થાય જીવડા, માગતાં ન મળે મોત.

**વિનોદ**

ઉંદરડીએ ઉતપાતડી માંડી, ખાધી ખળાની જાર
હાકલ દઈ હવાલદાર ઊઠયો, લેરત કાઢી તલવાર
મિયાંની દાઢી ઉંદરડીએ ઢરડી,
મિયાં મૂઓ ને બીબી રાંડી
ઉંદરડીએ ઉતપાતડી માંડી

**દુમેળિયા દુહા**

પીપળામાં પબેડો માર્યો, રીંગણાં ખર્યાં બેચાર;
વાંકો વળી લેવા જાય ત્યાં રાખેંગાર કહે રામરામ.

દરિયા વચ્ચે ખીજડો, ઉપર ચડી ઘો;
પૂંછડું ઝાલી ફંગોળી ત્યાં ત્રણ આનાના છૂટા.
ક્યાંની રાણકદેવડી, ને ક્યાંનો દાવલ પીર;
ઘોડી ડુંસાં ખાઈ ગઈ, કે'તો ગયો ફકીર.
વેંજાણંદની વરમાળ, હલામણને હૈયે;
ખડકીમાં ખેંગાર, ડોકું કાઢયું દેવરે.

**અરમાન**

પાણી મ જાજો પાવળું, લોહી મર જાજો લખ્ખ;
કાયા જાજો સામટી, નાક મ જાજો નખ્ખ.

હૈયાં જડત.

કહો કહું કિરતારકો, હીરદા ભયા કઠોર;
નવ નેજાં પાણી ચડે, પત્થર ન ભીંજે કોર.

**રિસામણાં**

પોતાનાને પેરંભનાં ધણી કાઢી ન મૂકે કોય;
વહાલાં ને દવલાં હોય તોય વેંઢારીએ વજપાળદે.

**ભોમ–બીજ પરખ**

ભલિયું વિણ ભલો, નાગડા નર ન નીપજે;
જાયો જેમાનો, કાં કુંવર કુંતા તણો.
ધરા વિણ ધાન ન નીપજે, કુળવિણ માડું ન હોય;
ઓઢો ધર જખરો તે, જેની મા હોથલ હોય.
કાઉં ઝાઝા કાગોલિયા, કાઉં ઝાઝા કપૂત;
હકડી તો ધીડી ભલી, હકડો ભલો સપૂત.

**નિષ્ફળ જીવતર**

આગતરમાં ઊગું નહિ, પાછતરમાં પાલી;
સાંગો કે સંસારમાં, ખેપ ગઈ ખાલી.

**જનમનું સાલ**

ધાનેથી ધરાય નહિ, નહિ મીઠપ નહિ માલ;
સાંગો કહે જનમ–સાલ, દેવે દીધો દીકરો.

**અતૃપ્ત ઝંખના**

મળિયલ મૂઠ ઘણા, મનસાગર મળ્યા નહિ;
હામું હૈયામાં ગ્ય, દાઝ ઘણેરી દાદવા.

**નરવીરની ભડાઇ**

ધણ ખાડુ ને આલધાં, હાથી પૂંછલ હોય,
વપત પડયે વાલગા, નાડોર કડકે નોય.

**જાત–કજાત**

કાંસું પીતળ ને નીચ નર, વણ વજાડયાં વાજંત;
પણ હેમ ન વાગે હે સખી, ઇ વાજે તોય લાજંત.

**કોહાજ્ઞાનની ઝીણવટ**

બોલે ઇ બીજો નથી, બીમો કે ભગવાન,
અંતર વચમાં એટલું, આંખ ન ભાળે કાન.

**ચિત્રાત્મક ચોટ**

જોબનિયું જાતું રિયું, ઘઢપણને ઘરે,
ફરે મન મોકળે, હવે કંચુકી કાંધ ધરે.

પગની પાનીથી માથાના અંબોડા ને અલકલટ સુધી ઉરના થરકાટ અને અંગના ફરકાટ સાથે અંગ ઢાંક, અધ ઢાંક કરતી જુવાની ઘડપણને ઘરે પહોંચી ગઈ. પછી અંગને ઢાંકવાં ન ઢાંકવાની મનને મોકળાશ મળી ગઈ હવે તો કંચૂકી-કમખો કાંધે-ખભે નાખીને એય તમતમારે ફર્યા કરો. કોઇ નામ ન લ્યે જુવાની ઘડપણને ઘરે પહોંચી ગઈ. આથી તે વધારે ચમત્કૃતિ દુહામાં કેટલીક હોય ?

## કુ-લે શીણગાર

જટો કરે છે જટડી, કાંક ચંગેરો રાંધ્ય,
સાંજણ દીઠા બજારમાં, ચાર જનેકે કાંધ.

## અનુભવ-નિચોડ

જટો કરે છે જટડી, કાંક લે ને કાંક દે,
સામે ઢેરા રખ્ખજો વોભી માડુ થે.

## પતબોલ

અંબ ફળે પરિવારસું, મહુ ફળે પત ખોય,
વાકો રસ જે કો પીએ, ઉનકી કાગત હોય ?
ગિરના ડુંગર જોગિયા, ફરકયા વેણ વન,
પણ મેહ તમારૂં મન, બકોળ થ્યું બરડા ધણી.

## અનાવૃષ્ટિ

ખડ ખૂટયાં ગોરલ વસુકિયાં, વાલાં ગિયાં વદેશ;
અવસર ચૂકયા મેહુલા, વરસી કાંઉ કરેશ ?
ગાયે મંકોડા ભૂખિયા, અસતરિય મેલ્યાં બાળ;
વેલો વળ લોમા ફલના, તારા દેશમાં પડયો દુકાળ.

## અસવારનાં રૂપ

કાળો ઘોડો ને કાટવો, ભમ્મર ભાલું હાથ;
બાઇ અપણી બજારમાં, જોઈ જેઠવાની જાત.

## જુદ્ધે ચડતો સોરઠી વીર

ઘોડો ઘોડાને ઘાટ, અસવારે ઉણો નહિ;
જેવું ભાલુ ભરે આકાશ, મીટે ભાળ્યો માંગડો.

## મૃત્યુને ભેટતી ખુમારી

ભલ ઘોડા વલ વંકડા, હલ બાંધવાં હથિયાર;
ઝાઝાં ઘોડાંમાં ઝીંકવાં, મરવું એક જ વાર.

## મૃત્યુની બંકી છટા

વાયે ફરકે મૂછડી, રયણ ઝબુકે દંત;
જુઓ પટોળાંવાળીઓ, લોબડીઆળીનો કંથ.

## અંત્યજ-પ્રશસ્તિ

આગે છેલ્લી ઊઠતો, પેલી ઊંડયો પાંત;
ભૂપાંમાં પડી ભ્રાંત, જમણ અભડાવ્યું જોગડા !

જેતપુર ચાંપરાજવાળા ઉપર બાદશાહી સૈન્ય ચડયાં ત્યારે હજી ભૂપાળો-રજપૂતો ઝંપલાવે તે પહેલાં જોગડો ઢોલી ત્રાટકયો ને વેતરાઈ ગયો. ભૂપાળો ભ્રાંતિમાં પડી ગયા કે આ શું ? અન્યંજ તો જમણ વારમાં છેલ્લો હોય એને બદલે લડાઈના જમણવારની પંક્તિમાં સૌની પહેલો ઊઠીને બેસી ગયો. હે જોગડા ! ભૂપાળોનું તેં જમણ અભડાવ્યું.

## જાતવંત

મોંઘા માલ મળે, સોંઘા સાટવિયે નહિ,
ખૂંદ્યાં કોણ ખમે, જાત વન્યાના જોગડા !

દુકાળના વરસમાં સુખી આયર ભાઈને ત્યાં દુકાળ વરતવા આવેલી બહેનને આશરો ન મળ્યો ત્યારે ગામના વણુકર જોગડાએ કળશી અનાજનું ગાડું ને બળદ સાથે વરસ વરતાવ્યું, એ જોગડો મરતાં આયર બહેને આ આક્રંદ કરતાં મરશિયે કહ્યું કે હે ભાઈ વણકર જોગડા ! જાતવંત સિવાય ખૂંદ્યાં કોણ ખમે ?

## શંકરનીતિ છે :

બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, શુદ્ર, મ્લેચ્છ ન જન્મથી,
જેના જેવા ગુણો, કર્મો, ઊપજે ભેદ એ, થકી

## દાદવાનો દુહો છે :

સોજા જેનાં શીલ, એનાં વરણ કાંઉ વચારીએ.
પ્રેલાદ ગણ્યો પવિત્ર, ન કે દાનવ હુતો દાદવા.

## કોમી દિલાવરી :

સિંધના મુસલમાન જતની દીકરીઓ પાછળ સિંધનો સુમરો પડેલો. મૂળીના પરમારો એના રક્ષણાર્થે ધીંગાણે ચડયા એમાં ઘાયલ થઈ પડેલા એક જતનું

સોઢી બીજા ઘાયલ થઈ પડેલા હિંદુ-પરમાર તરફ વહેવા લાગ્યું. પરમાર, અભડાય નહિ એટલે ઈસા જતને આસો પરમાર કહે છે :

ઈસા સુણ આસો કહે, મરતાં પાળ મ બાંધ્ય,
જત પરમારાં એક જો, રાંધ્યે ફરી મ રાંધ્ય.

**વીરપ્રશસ્તિ**

મૂળ મૂછે હાથ, તરવારે બીજે તવાં,
હત જો ત્રીજો હાથ, તો નર અંગ્રેજને નમત.
ખાંડાં તણો બળે, પોહવ પારીસો ફિરો,
ઠર દીધા કહણે, આડા એભલ રાઉત.

**ઉપમા**

સાજણ એડા કીજીએ, જેવા કૂવાના કોસ,
પછાડયા પાણી દીએ, રૂદે ન આણે રોષ.

**સંવેદન**

ટોળામાંથી તારવ્યે, ઢાંઢું દિયે ઢોર,
ચિતડું અમણું ચોર, દોરીને દીધું દેવરે.

**સ્વપ્ન અર્થોદ્દીપન**

સજન બને તું ચાંદલો, સનેહી બનું હું ચકોર;
નટ બને તારાં નેણલાં, મારા દેહનો બનાવું દોર.

સૂઉં ત્યારે પિયુ સાંભરે, જાગું તો પિયુ જાય;
રેન કે સ્વપ્નાં તરે, કયું જીવું મોરી માય?
ટાંકા લઈ તૂણી લિયો, કોઈ પડદા પાંપણના;
અખંડ આંખુમાં રિયે, સોણાં સાજણનાં.

**સ્નેહ-સમર્પણ**

સુકલ રેત સગા, ભાળી કાં ભાગો?
તળિયું તો તાગો, માંહી સરવાણી સેંજળ ભરી.

**વિશ્વાસે વહાણ**

ઝાંઝવાંનાં જળ ઉપરે, અમે વાલમ હાંકયાં વા'ણ;
આથી અદકાં એંધાણ, શિયાં બતાવું સ્નેહનાં?

**પ્રેમ-મૂર્છના**

કુંવર કાળી નાગણી, સંકેલી નખમાં સમાય;
એનું કરડયું ડગ ન ચાતરે; કુંવર ચભાડય કે'વાય.

**રૂપ-યૌવન**

બળે બીજાનાં ઉર, હાલે ને વળી હલબલે;
છાતી ચાકમચૂર, હોય કોટાળી કુંવરની.

**યૌવનવિરહનું રૂપક**

ખેતર પાકયું, કણ ઝરે, મન એરૂં માળે;
વેલો વળને વીંઝણદાં, મને રોઝડાં રંજાડે.

**ઋતુવિરહ**

ચોમસે સુખિયાં ઘણાં, દુખિયાં દોય જણાં,
થડકતાં થાનોલિયાં ને ઊગતી મૂછડિયાં.

**વિફળ-લજ્જા**

રાત અંધેરી એકલા, સામા મળિયા સેણ,
હૈયું રાખ્યું હાકલી, પણ ઝડકૂં નાખે નેણ.

**પ્રણય-ઉદ્દીપન**

પહેલો પોરો રેનરો, દીવડા ઝાકમઝોળ,
પિયુ કંટાળો કેવડો, ધણ્ય કંકુની લોળ્ય.
બીજો પોરો રેનરો, વાધિયા નેહ-સનેહ,
ધણ્ય ત્યાં ધરતી હો રહી, પિયુ અષાઢો મેહ.

**પ્રેમભંગ**

જીવ ઢંઢોળે ઝૂંપડાં, જૂને જોબન જાય,
ખોરડ ખાવા ધાય, મન વાગ્યું કરે નહિ.
ભો ભીંજી ભાળેલ નહિ, કો જાવું કિસે?
તે મેલ્યા તિસે, એઠાં છોયેં બાનરા!
ઘાયલ માથે ઘાં, કારમાક કરિયે નહિ,
સજાવેલ સાંગનાં, રાણા ઈઝારો નહિ.

**બેવફાઈને શાપ**

કળ કળ કરશે કાગ, ઘુસલીનો ઘૂમટ જશે,
લાગો વધતી આગ, રાણા તારા રાજમાં.

**અતાગ ભવરણ**

પાંપણ થકી મેં પરખિયો, કણ કણ ભવરણનો,
એકલ હાથ ઉલેચવો, સાયર સમજણનો.

# દુહો દસમો વેદ

મકરન્દ દવે

દુહાની દુનિયા સંસાર જેટલી વિશાળ છે. શૃંગાર, હાસ્ય, વીર અને રૌદ્ર રસના અનેક માર્ગે દુહો ઘૂમી વળે છે. પણ એમ લાગે છે કે એનો જન્મ તો કરુણને કિનારે થયો હશે. અને સંતોની સાખીઓનાં ગુરુશિખર પર એને શાંતરસની દીક્ષા મળી હશે. લોકહૃદયમાં પડેલી કોઈ ઊંડી વેદનાને જન્મ લેવાનું મન થયું ને એણે દુહાનો પિંડ ધારણ કર્યો દુહાના આ સ્વરૂપ વિશે જ એક દુહો છે:

દુહો દસમો વેદ, સમજે તેને સાલે;
વિંયાતલની વેણ, વાંઝણી શું જાણે ?

દુહાનો મર્મ જે પ્રીછી શકે એને દુહાની તીવ્ર ચોટ જંપવા ન દે. અને આવી ચોટ તો દુહામાં વ્યક્ત થયેલી વેદના જેણે અનુભવી હોય એને જ કાળજે લાગે; બાળકના જન્મ વખતે થતી વેદના તો એક માતા જ જાણતી હોય છે. જેણે બાળકને જન્મ નથી આપ્યો એવી સ્ત્રીને એની શી ખબર પડે ? દુહો આમ વસમી વેદનાનો ચિત્કાર છે ને સાથે નવા જન્મની વધાઈ પણ છે. દુહાનો ડંખ જો પ્રાણને લાગી ગયો તો પછી એ જૂના કલેવરમાં જીવવા દેતો નથી. માણસની રુંવાટી ફરી જાય છે. રામકૃષ્ણ પરમહંસ પોતાના નિકટના સાથીઓને કહેતા કે: 'તમને કાળા નાગે ડંખ દીધો છે. હવે કદી તમે પહેલાંના જેવા નહિ રહી શકો.' દુહો પણ શું કહે છે ?

કાળોતરે કરડેલ, અવળી રુંવાટી અંગ શું,
દુહાના ડંખેલ, ઘેને ઘેઘૂર આંખડી.

દુહામાં આવી કાયાપલટ કરવાની સંજીવની ભરી પડી છે. એટલે જ એને કહ્યો 'દસમો વેદ.' વેદ તો ચાર છે, વધારાના ગણો તો પાંચ થાય, પણ આ 'દસમો વેદ'નો અર્થ શો ? માત્ર વર્ણસગાઈ માટે 'દસમો વેદ' નહિ કહ્યો હોય ને ? પણ મને અહીં 'વેદ' એટલે ગોરખનાથનો 'સૂક્ષ્મવેદ' યાદ આવે છે. એનો ગુંજાર તો જ્યારે પ્રાણનો સુષુમણામાં પ્રવેશ થાય ત્યારે જ સંભળાય. સુષુમણાને કહે છે દસમું દ્વાર. દુહો આ દસમું દ્વાર ખોલી આપતી વેદઋચા સમો છે. રવિસાહેબે એક ભજનમાં કહ્યું છે:

પંચ હતા સો થયા પરિપૂરણ, નવધા નામ મિટાયો;
દશમ દશા આવી દિલ ભીતર, એકમેં અનેક સમાયો.

નવધા ભક્તિ એ તો હજુ બહારની વિવિધતાભરી દ્વૈતભાવની ઉપાસના છે. પણ દસમી દશા પ્રગટ થાય ત્યારે માણસની અંદર જે જે એક છે, તેમાં અનેકની લીલા સમાઈ જાય છે. દુહો એક ઉત્કટ પુકાર બની કંઠે આવે છે ને દિલમાં જ પ્રિયતમને મળવાનું બારણું ખોલી આપે છે. સાચા પ્રેમી અને સંત વચ્ચે કાંઈ ઝાઝું છેટું નથી. જે પ્રેમમાં સળગી ઊઠે એને આતમની ઓળખાણ થયા વિના કેમ રહે? એટલે તો સુહિણી કે શેણીનું નામ રાધા ને મીરાંના જેવું સ્મરણીય બની ગયું છે. એક એવા જ પ્રેમી દુહાગીર દિલગીરનો એક દુહો છે:

સળગી ઊઠેલા સંત, રૂંવે રૂંવે થઈ રોશની;
નોખો નુગરો પંથ, અમે સાધુડાં સીમનાં.

અંતરની આ રોમેરોમને સળગાવી મૂકતી આગ કેવી હોય છે એનો સામાન્ય માણસને ખ્યાલ નથી હોતો. જે પોતાની જાતને જાળવી જાળવીને ચાલે એને જીવનને હોડમાં મૂકીને ઝંપલાવનાર માનવીના અંતરભાવ સમજાય નહિ. અને જે માત્ર પોથી ઉકેલી જાણે તે દુહામાં વ્યક્ત થતી પ્રાણની વેદના કેમ પારખી શકે? દુહાનો વેદ વેદિયા માટે નથી. એને વાંચવા માટે તો ભેદુ જોઈએ. દુહો છે:

ભેદુ જાણે ભેદ, બીજાને વેણ વાધે નહિ,
વાંચે ચારે ય વેદ, સનકાર્યા સમજે નહિ.

દુહાનાં વેણ તો જે સનકારે સમજે એને માટે છે. પ્રભુમિલન માટે ભક્તની કે પ્રિયતમ માટે પ્રેમીની ઝંખના કેવી હોય ? બહારના દીવા ને પાથ-

રણાનું એને કામ શું ? પોતાના અંગને જલાવીને જ એ તો પ્રિયતમનું મુખદર્શન કરે છે. વિક્રમ સલાટની વાર્તાનો દુહો છે:

હથેળીનાં કોરાવું કોડિયાં, આંગળિયુંની
વણાવું વાટ,
પંડયનાં વેરાવું પાટિયાં, સેવું વણે સલાટ.

પોતાની જાતને ઓળઘોળ કરતી આ વેદનાને લાંબી લેખણે લખતાં પણ પાર ન આવે. અને છતાં દુહો બે જ ચરણમાં એ જ્વાળાનો ચિતાર આપી દે છે. સુરના. હેમિયાનો દુહો છે :

લાગી હત જો લા, તો આડા પડીને ઓલવત,
પણ સળગી ગિર સગા, હડેડયો ડુંગર હેમિયા.

ક્યાંય મકાનને, ઘરવખરીને, કપડાંને આગ લાગી હોય તો એની આડા ફરી, પાણીનો મારો બોલાવીને એ આગને ઓલવી શકાય, પણ જ્યાં ગિરનું આખું જંગલ સળગી ઊઠે, ડુંગરે દવ લાગે ત્યાં શું થાય? હેમિયાના મૃત્યુપ્રસંગે એની પ્રિયતમા સુમલે કહેલો આ દુહો છે. 'આ સળગી ગિર સગા' એ સંબોધનમાં મૃત્યુ આગળ માનવીની અસહાયતા ને આક્રંદ જંગલની આગ જેવા ભડકા નાખે છે.

કોઈવાર માત્ર અરધા ચરણમાં જ દુહો અસીમ વેદનાને ઘૂંટી આપે છે. માંગડાવાળા માટે પદ્માનો આ પુકાર :

ઊંચે સળગે આભ, નીચે ધરતીના ધડા;
ઓલવવાને આવ, વે'લે ધાંત્રવડા ધણી.

આભ ને ધરતી સળગી ઊઠયાં હોય એવી વ્યાપક વેદનાને કોઈ વાર દુહો રોજિંદી સામગ્રીમાં ઉતારે છે, અને ત્યારે પણ એની વેધકતા ઓછી થતી નથી. એવી જ રીતે વિયોગમાં ઝૂરતાં ઝાડવાં, પશુ–પક્ષીની હાલતમાંથી પણ દુહો હૃદયભેદક વેદનાને વાચા આપે છે. પોરસાના દુહાઓમાં તો એક પછી એક આવી ઉપમાઓ આવતી જાય છે ને વિયોગી ચારણના કોમળ હૃદયને કોતરી ખાતી વેદના ઊપસી આવે છે :

બાવળને ઝાડ જ બિયાં, વાધે નીચ વન્યા;
કેળ્યું કોળે ના, પાણી વિનાની પોરહા.

વાછરડું વાળા, ભાંભરતું ભળાય,
થર આતમનો થાય, પરસ્યા વણના પોરહા.

ગાયની સાથે જ વાછરડું બાંધ્યું હોય ને એનો ભાંભરવાનો અવાજ પણ સંભળાતો હોય, પણ એને સ્પર્શ્યા વિના, જીભથી ચાટયા વિનાં ગાયનો જીવ ઠરતો નથી. એવી જ સ્થિતિ પ્રિયનો સ્પર્શ પામ્યા વિનાની છે. માત્ર સ્મરણથી શું વળે ?

રણમાં ઊંટની વણજાર જતી હોય, એમાંથી કોઈ ઊંટ વિખૂટું પડી જાય, પછી સંગાથીને મળવાના એના વિલાપ સાંભળ્યા છે ? ઉપરાંત એ ઊંટને પગે ડામણ બાંધેલ હોય, જોર કરી હાલી શકે તેમ ન હોય, તો એની દશાનું શું પૂછવું? પ્રિયવિજોગી દિલની પણ એવી જ દશા છે :

દયને ડામણ દે, ઊભલ ઊંટ વારે,
રિયું રાડયું દે, પાદર તારે પોરહા

રાણકદેવીનો આ ગિરનારને ઠપકો કોણ ભૂલી શકશે ?

ગોઝારા ગિરનાર, વળામણ વેરીને કિયો ?
મરતાં રા ખેંગાર, ખડેડી ખાંગો નવ થિયો ?

ગિરનારની તળેટીમાં આવેલા મૃગી કુંડને પણ કોઈ અનામી વિજોગી પૂછે છે :

મરઘી કુંડના કાંઠડા, તને કેતા જુગ થિયાં ?

થોડીવાર પહેલાં જ કદાચ આ પ્રેમી બાજુમાં આવેલા દામાકુંડમાં પ્રિયજનનાં અસ્થિ પધરાવીને આવ્યો હશે. પછી એ જ પ્રશ્નના ઉત્તર દ્વારા ફરી પ્રશ્નાર્થ બનાવીને કહે છે,

મરઘી કુંડના કાંઠડા, તને કેતા જુગ થિયા?
માહુ હતાં એ હલી વિયાં, પાણા જ પિયા રિયા?

મારાં સ્વજન તો સિધાવી ગયાં ને તમે પથરા જ અહીં પડયા રહ્યા? પરલોક સિધાવેલ સ્વજનની એક એક વસ્તુ જોઈ કોના હૃદયમાં આ પ્રશ્ન નહિ ઊઠયો હોય ?' જડ વસ્તુઓને ટકી રહેવા માટે તો આટઆટલા જુગ આપ્યા, કિરતાર! અને માત્ર ચેતનને માટે જ ચાર દિનની જિંદગી ?

અને છતાં આ થોડીશી જિંદગી પણ ઓછી નથી. એ તો મહામૂલો લહાવો છે. દુહો કહે છે :



[અનુ. પૃ. ૨૬૯

# દુહો : લોકહૃદયની વાણી

મણિભાઇ વોરા

માનવજાતને વાણી પ્રાપ્ત થઇ ત્યારે પ્રથમ નાદ કે આદિબોલનો ઉદ્‌ભવ થયો. આપણા પૂર્વજોના હૃદયમાંહેના ભાવને આબેહુબ વ્યકત કરતો એ ધ્વનિ શ્રુતિમંત્ર બની ગયો. સંસ્કૃતિના ઉંબરમાં આવતા માનવીની વાણી એના વિચાર અને ભાવને અનુરૂપ હતી, એટલે સત્ય હતી, શિવમ્ હતી અને કાવ્યમય સુંદરમ્ હતી. આદિ વાણીમાં પદ્ય પહેલાં પાંગર્યું. એ બોલ રસાત્મક જ હશે. અનાયાસે ઉદ્‌ભવ થયો એટલે કલામય એ નાદ સત્યથી વેગળો ન હતો. એ પરાવાણીનો નાદ હતો, બ્રહ્મરૂપ હતો. ગદ્ય કરતાં પદ્ય સત્યને વધુ નજીક છે કારણ કે એ ઉચ્છ્વાસની સીધી પ્રક્રિયા છે, વેદધ્વનિ છે. આર્યોએ એને કલ્યાણકારી માનેલ છે.

ભાષાનું પૂર્ણ સ્વરૂપ કાળ વીત્યે સંસ્કૃત બન્યું, તેમાં અનુષ્ટુપ ભાવને વહન કરતો પ્રથમ છંદ નિર્માણ થયો. કદાચ એ જ સમયે ઓછા સંસ્કૃત માનવીની હૃદયવાણીએ દુહામાં દેખા દીધી હશે. દુહો વેદનું સ્થાન પામ્યો છે, કારણ કે એ લોકહૃદયની વાણી છે માટે. ઈતિહાસ કહે છે કે ઈ.સ.ની નવમી-દશમી સદીમાં સરહપા અને કણ્હપા જેવા સિદ્ધોએ દુહાનો ઉપયોગ કરી સામાન્યજનને સૂઝ પડે એવી રીતે જીવજગત-ઈશ્વરની રચના સમજાવી છે, પરંતુ દુહો માત્ર જ્ઞાનનું વાહન ન બન્યો, એને તો આબાલવૃદ્ધ નરનારી બેયના હૃદયને ગાવું હતું. જ્ઞાનનો અંચળો ઓઢીને કેટલાય છંદો પૂજાસ્થાને બેસી ગયા છે, દુહો તો લોકોની વચ્ચે જ લોકવાણીનો બેપિયો બનીને રહ્યો.

છેલ્લાં હજારેક વર્ષથી સૌરાષ્ટ્રની સર્વ કોમમાં નાનાંમોટાં નરનારી, સાધુસંતમાં દુહો જાણીતો છે. સોરઠની પ્રજાનો તો જાણે જીવનમંત્ર છે. માનવ-જીવનના પ્રત્યેક અંગને સ્પર્શતો દુહો, સૌરાષ્ટ્રના જન-જીવનનું એક અંગ બની ગયેલ છે. સામાન્ય બીડી-બાકસની આપલેમાં દુહો વપરાય છે, તેમ જીવતરને ડૂલાવી નાખે તેવાં પ્રેમવેદનાનાં મર્મવાક્યો પણ દુહામાં મળે છે. ઋતુઓ અને સમય, શુભ-અશુભ અવસરો, ઉચ્ચનીચ સ્થાનો, વિવિધ લાગણીઓ અને અધ્યાત્મની રહસ્યમય ઉક્તિઓ-સૌને ભલી પેરે ઝીલવાની શક્તિ દુહામાં છે.

ગ્રામીણ પ્રજામાં એવી વ્યક્તિઓ પણ હોય છે કે જે વાતો પણ દુહા કે આપજોડિયામાં કરે છે! લડતાં-ઝઘડતાં પણ દુહો ઝીંકે છે. સાધુસંતો સતવાણી દુહામાં વદે, કવિજન વિવિધ રસ અને દૃષ્ટિ દુહામાં આપે, ચારણ-ભાટ કોઈને બિરદાવવા ઊંચે સાદે દુહો અથવા તેને અવળો કરી બનાવેલો સોરઠો બોલે અને વાઘરી-આડોડિયા પણ ગમે ત્યારે સોરઠા-દુહા ફેંકે! સૌરાષ્ટ્રને સમજવો હોય તો સૌરાષ્ટ્રના દુહાને પિછાનવો જોઈએ. દુહો જેણે સાધ્યો તેને સોરઠીપંથ લાધ્યો. સુખમાં કે દુ:ખમાં દુહો દિલને મસ્ત રાખે છે, ટાઢક આપે છે. દુહો કેવો છે?

કામણ કરે કમાલ, ખોડી ખાંભી ખળભળે,
પાણા કરે પ્રીતાળ, દુહો અમારા દેશનો.
કાળોતરો કરડેલ, અવળી રૂંવાટી અંગ શું;
દુહાનો ડંખેલ, ઘેને ઘેઘુર આંખડી.
સોરઠિયો દુહો ભલો, ભલી મરવણ રી બાત;
જોબન છાઇ ધણ ભલી, ને તારા છાઇ રાત.
નહિ રાગ નહિ રાગિણી, નહિ ગાણું નહિ ગીત;
ચરરર વીંધે ચિત્ત, બરડ બાણ બરડાતણું.
દુહો દશમો વેદ, સમજે તેને સાલે;
વિયાતણની વેણ્ય, વાંઝણિયું શું જાણે.
દુહો દડનો વેદ, સરજનહારે સર્જિયો;
એમાં મીન નકર મેળ, સાચું સોરઠિયો ભણે.

દુહો ઘણા પ્રાચીન સમયથી દડતો દડતો લોક-સાગરની લહેરે લહેરે આવી લોક વચ્ચે લહેરાયો છે. કચ્છ-સૌરાષ્ટ્રમાં રાજપૂત યુગે ચારણી ભાષા ઠીક ઠીક ફૂલીફાલી, ચારણ-બારોટોએ દરબાર અને દાયરામાં રાજા, શૂરા, સંત, સતીને દુહામાં બિરદાવ્યાં. કંઈક અનિયમિત પણ હૃદયની સાચી લાગણીએ અને

ઉચ્ચ સ્વરે ગુંજતા થયેલા દુહાએ એ સમયમાં બહોળી લોકપ્રિયતા પ્રાપ્ત કરી. ચારણી છંદમાં ગાન કરતાં લલકાર વિશેષ હોય છે, કદાચ તે કારણે જ સામાન્ય-જનમાં તેના પ્રતિનું આકર્ષણ વધેલ છે. દુહા, સોરઠા, કવિત વગેરેએ એ જમાનામાં પરાકાષ્ઠા અનુભવી. આજના આપણા મોટા ભાગના દુહા રાજપૂતયુગની પેદાશ છે. દુહો એ સમયથી પાંખાળો બન્યો, રાય અને રંક દુહામાં વાતું કરવા લાગ્યા. રાજકુંવરીઓની વરપ્રાપ્તિ પણ દુહાનું અર્ધું ચરણ જોડી દે તે ઉપર થવા લાગી. કાંટિયા વરણ અને સાધુસમાજમાં રોનક, રમૂજ, કટાક્ષ કે ગૂઢાર્થ માટે દુહાનો ઉપયોગ થવા લાગ્યો. ચારણ-બારોટોએ વીરરસ ડિંગળમાં અને સંતોએ ભકિતરસના વ્રજભાષામાં અસંખ્ય દુહાઓ આપ્યા.

ભાષાની દૃષ્ટિએ દુહામાં ડિંગળી મરોડ છે, જે સર્વ ભાવને ભાવ્યા છે. સભારંજન તત્ત્વ પણ એમાં ઓછું નથી. આથી લોકાદર પામી દુહો વિશેષ સન્માનિત બન્યો છે. સૌરાષ્ટ્રની તો હરેક બોલીમાં દુહો મળે છે અને ઘણીવાર તો એવો વહેમ પણ જાય છે કે દુહો તો અસલ સોરઠનો જ હશે ! એક ને એક વિષયનો દુહો ઘેડ, બરડો, બારાડી, ઓખા-પ્રદેશોમાં ઉચ્ચારભેદે નોખો નોખો સાંભળવા મળે છે. સૌરાષ્ટ્રની પચરંગી પ્રજામાં ચારણ એવો ભળી ગયો છે કે એના દ્વારા રમતો થયેલો દુહો મૂળ ધરતીમાંથી જ ઊગી નીકળેલો લાગે છે. કાઠિયાવાડી ધરતીને ડિંગળવાણી ભાવી છે. સંયુક્ત વર્ણોવાળા ચારણી શબ્દપ્રયોગથી બોલચાલની ભાષાથી જરા દૂર જતો છતાં વિશિષ્ટ પ્રાકરની ચોટ ડિંગળી દુહામાં ઊતરે છે.

પર્વત કો કહિ પખ્ખ, પુનિ બ્રહ્માંડકો વ્રહમંડ;
શબ્દ બિગારે શબ્દ ઈમિ ચારનિયા તૂ ચંડ.

સૌરાષ્ટ્રના સંતો, કવિઓ અને વાતડાહ્યાં નરનરનારીમાં પડેલેથી એવી રીતે વણાઈ ગયો છે કે આવાં સર્વે માનવીઓ પોતે પણ દુહા – સોરઠા યુગે યુગે બનાવવા લાગ્યા અને એમાંથી જે દમવાળા હતા તે સમાજમાં ટકી રહ્યા, અને આમ એ પ્રજાનો અમૂલખ સંસ્કૃતિવૈભવ બનતો રહ્યો. સૌરાષ્ટ્રે છપાયેલા, નોંધાયેલા અને કંઠે રહેલા દુહાઓનો ભંડાર, અંધારી રાત્યના ચંદરવામાં રહેલા તારોલિયા જેટલો છે.

દુહો સમાજના વિકાસ સાથે વિકસિત પણ રહ્યો છે. વીર ને શૃંગારની વાત કરતો મધ્યકાલીન દુહો ચા, બીડી ને દારૂ જેવાં વ્યસનો આવતાં એના વિશેનો પણ બનીને અર્વાચીન થયો છે :

ચાયે ટાળ્યું શિરામણ ને બીડીએ ટાળ્યો હોકો,
સાસુનું કહ્યું વહુ ન કરે તો કિનો કરવો ધોખો.
બીડી જાતકજાત, (પણ) પીધા વણ હાલે નૈ;
બીડી કરાવે બેં; મરદ મૂછાળી જાતને.
દારૂ રુંગું નારનું, દારૂ મહાણનું નામ;
છેટા રેજો દારૂથી, દારૂ દારુ સમાન.

કયો રસ દુહામાં નથી?

સંવત ૧૯૮૪માં પડેલા હિમ વિશે અને સંવત ૧૯૯૬માં પડેલા દૂકાળ વિશે પણ દુહા મળે છે. ગાંધીજી સ્વરાજની લડત, નેહરુ, જૂનાંનવાં રાજતંત્ર અને માંડવી જેવા પાકથી થયેલા નુકસાન વિશેના દુહા-સોરઠા આમજનતાની બધી કોમોમાં થયેલા દુહાગીર માનવીઓએ સમયે સમયે દુહા સોરઠા બનાવ્યા છે :

માંડવીએ માર્યો મલક, ખલકમાં પડ્યો દુકાળ,
છ ને નાણે અન્ન ન મળે, પાણી પૂગ્યાં પાતાળ.

પોરબંદરના મેર જ્ઞાતિસેવક માલદેવ રાણા જેવા પુરુષ વિશે પણ દુહા છે :

જૂનો ઇતિહાસ શોધીને, સર્વને આપ્યું ભાન;
મહેરુનાં સંતાન આજે મનખ થૈ જીવે માલદે.

દુહાનાં જોડિયાં કાવ્યસ્વરૂપો મધ્યકાળમાં જ રહી ગયાં છે, જ્યારે દુહો અને તેનાં ઊલટાંસુલટાં ચરણોથી થતો સોરઠો આજે પણ સમાજની સાથે છે. આ હકીકત દુહાને ચિરંજીવ અને સનાતન બનાવે છે. આજે પણ દુહો જીવતો રહ્યો છે તેનું કારણ દુહો લોકહૃદયની વાણીને વાચા આપે છે તે છે. સોરઠની પ્રજા જાણે દુહામાં જ વિચારવા ટેવાઈ ગયેલી છે. રોજબરોજની લાગણીઓ અને વિચારોની સાથે સમાજ-માં બનેલા નોંધપાત્ર બનાવોની તવારીખો પણ દુહામાં

મળે છે. દુહો સૌરાષ્ટ્રની પ્રજાનો તો અરીસો અને જીવનમંત્ર છે.

નોંધ – આ લેખના છેલ્લા બે દુહા નહેર સીદીભાઈ કડછાના રચેલ છે તેની તથા ભાઈ પલાણે લેખને આખરી સ્વરૂપ આપ્યું છે તેની સાભાર નોંધ લઉં છું.

વિધવિધ ભાવભંગી તથા વિચારવહેવારને ઝીલતા દુહા :

પંચ રત્ન સોરઠ વિષે અશ્વ, નદી ને નાર,
સોમનાથ ચોથા વસે, વળી હરિનો ઠાર.
સરળ ભોમ સોરઠ તણી, નમણી રૂડી નાર;
નીપજે નકલંક નરા, કેસરકંધા કબાઉત. ૧
વરણુ અઢારે ઊજળા, પોરસીલાં પ્રેમાળ;
થોભડ નર ઠુંઠાળ, કવિયાં વખાણે કબાઉત. ૨
વાયરે ફરકે મૂછડી, રમણે ઝબૂકે દંત;
જુઓ પટોળાંવાળીઓ, લોબળિયાળીનો કંથ. ૩
પિપર મેં હિ પાણુ, નહિ બાવરમેં બિયો;
નીમ મેં હું નારાણુ, તડે કંઢે મેં કિયો ? ૪
માનવ જાણે મેં કરું, કરતલ દુજો હોય;
આદર્યાં અધવચ રહે, હરિ કરે સો હોય. ૫
ગુણ વિણ ઠાકર ઠીકરું, ગુણ વિણ મિત્ર ગમાર;
ગુણ વિણ ચંદન લાકડું, ગુણ વિણ નાર કુનાર. ૬
દેને વાલા ઔર હૈ, ભેજત વો દિનરૈન;
લોગ ભરમ હમપે કરે, તાને નીચે નૈન. ૭
આપેલી હિય ધારણા ને દીધેલી ઇ મત્ય;
ઇ ખૂટલનાં ખત, બળેલ બીનાં વાવણાં. ૮
શનિ આદિત્ય મંગળાં, જો પેઢે જદુરાય;
ચાક ચડાવે મેદની, ઇ કરકે પાળ બંધાય. ૯
આભાં ગડે વીજાં ઝબે, પવન ઝડાડે ખે;
જગ બધો જિવાડવા મહીપત આવ્યો મે. ૧૦
લૂગડ ફાટ્યું હોય તો તાંણો દઇને તૂનિંગ;
પણ કાળજ ફાટ્યું હોય ઈંકી કરીસ ધાય ના. ૧૧
સોનાં દૂઝે સોઠ ઇ સાંજે સાચવવા પડે;
મહીતાં વન્યા ના માટ, કુણ તાં ભરે દાદવા. ૧૨
હરાડાં હાલી નીકળ્યાં દેશનો વાળવા દાટ;
ઇમાં કૂણ ઉતારે ઘાટ, વેંડળ મૂછાં માનવી. ૧૩
લોભીજનના લખણથી લખમી પણ લજવાય;
વેંડળ ઘરની વલ્લભા, નિત્ય નિસાસા ખાય. ૧૪
કોડીની ઇચ્છા કર્યે કોડીનો નર થાય,
કોડીની ઇચ્છા ટળે, કોટિધ્વજ થઇ જાય. ૧૫
ચાયણી ફોફાં રાખીને કાઢી નાખે સાર;
સૂપડું સાર જ સંઘરે, છાંડે માંહ્યથી છાર. ૧૬
આંબો હિલોળે આવિયા, શાખે રસ ન માય,
કહેજો ઓધા કહાનને, જેઠ વસમો જાય. ૧૭
ત્રણ પગલાં વામન તણે ચૌદ બ્રહ્માંડ ચંપાય,
તકલી કેરા તારથી, બ્રેમંડ વીંટ્યું વાણિયે. ૧૮
બાવો બાપુ ન લેખવો, માતરી ન લેખો મા;
કાકીના કુટુંબી ન લેખવા, ઇ તોછો ન કરે ઘા. ૧૯
ભાદરકાંઠાની ભેંસ ભલી, વેણ ગાય વખાણ,
કાઠિયાવાડની કામિની, બરડા હુંદો જવાન. ૨૦
ઘરડો તો પણ બળદિયો, મારકણી પણ ગાય,
વકરેલો પણ વાણિયો, રૂઠેલી પણ માય. ૨૧
ખેતી પાંતી ને વિનતી, પૂંઠન રી ખંજવાળ,
એતાં નહિ પર હથ્થડે, આપ કરનમેં સાર. ૨૨
ભણી ભમી ભામણ થયા, કીરત મીલી સંસાર,
વસ્તુ સાર સમજ્યા નહિ, જ્યું ખર ચંદન ભાર.૨૩

---

પૃ. ૨૬૬થી ચાલુ]

હૈયાની ધારણ સાચી હશે તો ખોટનો કોઈ સવાલ જ નથી. જીવતરની સાંજ નમી ન નમી ને હાટડી વધાવવાનું ટાણું થશે ત્યારે ક્યાંય વસવસો નહિ હોય, અંદર બેઠેલા અંતરજામીની નરી પ્રસન્નતા જ ઝરતી હશે.

લહાવો લેજો લોક, હૈયે માંડી હાટડી;
ફેરો નથી જ ફોક, વકરો વ્હાલાને મળ્યે.

મનુષ્યનું જીવન ઘોર વેદના ને મૃત્યુની કાળી ખીણમાંથી પસાર થાય છે. અને એણે જે કાંઈ સહન કર્યું, જીરવ્યું, જોગવ્યું એ બધું વ્યર્થ હોય તો તેથી મોટી વેદના બીજી કઈ હોઈ શકે? પણ વેદના-ની ગળતો દુહો જ્યારે સાખીમાં પલોટાય છે ત્યારે પ્રેમીની ઉદાસ આંખોમાં પ્રિયતમના નિત્ય મિલનનો આનંદ છલકી ઊઠે છે. રવિસાહેબની એક સાખી છે :

દિલ ખોજી દેશી મળ્યા, પ્રેમ ઉદાસી જન;
રવિ રામ વિછડે નહિ, જ્યું જલ સેતી મીન.

('નવનીત'ના સૌજન્યથી)

# દોહા–સાહિત્યની પ્રાચીન પરંપરા

હરિવલ્લભ ભાયાણી

## પ્રાસ્તાવિક

દૂહાને કેવળ ચારણી સાહિત્ય કે 'કાઠિયાવાડી'-રાજસ્થાની લોકસાહિત્ય સાથે, અથવા તો કબીર ને તુલસી જેવાની સંતકવિતા સાથે જ સંકળાયેલો માની લઈએ તોપણ તેનું મૂલ્ય જેવુંતેવું નથી. પણ હકીકતમાં તો એનું મહત્ત્વ એ કરતાં અનેકગણું વધારે છે. દૂહાછંદમાં નિબદ્ધ સાહિત્યનો સ્થળકાળમાં વ્યાપ અને તેનું પ્રમાણ ઘણાં જ વિપુલ છે. આશરે છઠ્ઠી શતાબ્દીથી શરૂ થઈને આજ સુધી–એટલે કે તેરસો–ચૌદસો વરસથી દૂહામાં રચનાઓ થતી રહી છે. ગુજરાત, રાજસ્થાન, સિંધ, પંજાબ, ઉત્તરપ્રદેશ, મધ્યભારત, બંગાળ, બિહાર, ઉડીસા–એમ સમગ્ર ઉત્તર ભારતનું દૂહાસાહિત્યમાં પ્રદાન છે અને સાહિત્યના વિવિધ પ્રકારો અને પ્રયોજનો માટે દૂહો વપરાયો છે. આથી તેના સ્વરૂપમાં પણ અનેક પલટા અને પરિવર્તન આવેલાં છે.

સંસ્કૃતનો લાક્ષણિક છંદ અનુષ્ટુભ, પ્રાકૃતનો લાક્ષણિક છંદ ગાથા, અને તે જ પ્રમાણે અપભ્રંશનો લાક્ષણિક છંદ દોહા (એટલે કે દૂહો). છઠ્ઠી શતાબ્દી લગભગ શરૂ થયેલા અપભ્રંશ સાહિત્યના, પ્રારંભના અતિશય મહત્ત્વના આશરે ત્રણ સો વરસના ગાળાની કોઈ પણ કૃતિ જળવાઈ નથી રહી એ એક મોટું દુર્ભાગ્ય છે. છતાં પણ તે સાહિત્યના પ્રારંભથી જ તેના કેટલાક વિશિષ્ટ પ્રકારો માટે દોહાછંદ ચાલુ વપરાતો રહ્યો હોવાના પુરાવા છે. અને અપભ્રંશોત્તર કાળમાં તો કથાઓ, લઘુ રચનાઓ અને મુક્તકો માટે મુખ્યપણે અને અન્યત્ર ગૌણપણે દોહાનો ઘણો વ્યાપક પ્રમાણમાં ઉપયોગ થયો છે.

સંસ્કૃતના કાવ્યશાસ્ત્ર કે અલંકારશાસ્ત્રના ઘણાખરા ગ્રંથોમાં જ્યાં જ્યાં અપભ્રંશનું ઉદાહરણ આપવાનો પ્રસંગ આવ્યો છે ત્યાં તે ઉદાહરણ ઘણુંખરું દોહાછંદમાં જ આપેલું હોય છે અને કવિનું વિવિધ ભાષાઓ (સંસ્કૃત, પ્રાકૃતો, અપભ્રંશ વગેરે) વાપરવાના કૌશલની વાત કરતાં સંસ્કૃત દોહાનાં પણ ઉદાહરણ આપેલાં છે. આથી સ્વયંભૂદેવ અને હેમચંદ્ર જેવા છંદશાસ્ત્રીઓએ દોહા સંસ્કૃત ભાષામાં પણ રચાતા હોવાનું દૃષ્ટાંત સાથે નોંધ્યું છે. હેમચંદ્રે નોંધેલો સંસ્કૃત દૂહો આ પ્રમાણે છે:

મમ તાવાન્ મતમેતદિહ કિમપિ યદસ્તિ તદસ્તુ ।
રમણીભ્યો રમણીયતરં અન્યત્ કિમપિ ન વસ્તુ ॥

(મારો તો એવો મત છે કે આ જગતમાં જે કાંઈ હો તે ભલે હો, પણ રમણી કરતાં વધુ રમણીય હોય એવી બીજી કોઈ પણ વસ્તુ નથી.)

હેમચંદ્રના પહેલાં ત્રણ સો વરસે નવમી શતાબ્દીમાં થઈ ગયેલા અપભ્રંશ મહાકવિ સ્વયંભૂદેવે પણ એક સંસ્કૃત દુહો ટાંક્યો છે. દૂહો નહીં, પણ દૂહાનો એક પેટા પ્રકાર, ઉપદોહક :

અયિ સખિ સાહસકારિણિ કિં તવ ચંક્રમિતેના
ઠસદિતિ ભંગમવાપ્સ્યસિ કુચયુગ–ભાર–ભરેણ ॥

['સખી, તું (રીસમાં) વાંકી ચાલે હીંડવાનું સાહસ ન કર : સ્તનના ભારે બોજાને લીધે તું ક્યાંક તડ દઈને તૂટી પડીશ.']

આ ઉપરથી સૂચવાય છે કે સંસ્કૃતમાં શૃંગારિક વિષયનાં મુક્તકો દોહાછંદમાં રચવાની પણ એક પરંપરા હતી.

## દોહાછંદનાં નામ

પ્રાકૃત–અપભ્રંશમાં પ્રાચીન નામ દુવહઅ કે દુવહય મળે છે. તે પછી દોહય એવું રૂપ વપરાયું છે. તેમના ઉપરથી થયેલાં સંસ્કૃત રૂપો દ્વિપથક અને દોહક અગિયારમી સદીમાં રાજશેખરે વાપર્યાં છે. 'દ્વિપથક' એટલે કદાચ 'બે ચાલવાળો છંદ' એવો અર્થ ઘટાવાય. (તેના ૧૩ અને ૧૧ માત્રાના ખંડોને ધ્યાન લઈને) અર્વાચીન ભાષાઓમાં 'દોહો', 'દૂહો' જેવાં રૂપો મળે છે. 'ગામ'–ગામડું' વગેરેની જેમ દૂહડ કે દોહક ઉપરથી દૂહડક કે દોહડક એવાં રૂપ પણ થયાં છે, અને તે પરથી અર્વાચીન સમયમાં 'દોહરો' પણ વપરાય છે. એક રસપ્રદ હકીકત એ છે કે એક મધ્યકાલીન

જૈન લેખકે दोहडक નું સંસ્કૃત રૂપ दुग्घघट -એવું બનાવી કાઢયું છે. દૂહાને દૂધના ઘડા જેટલો રસભર ગણવામાં ઔચિત્ય નથી એમ કોણ કહેશે ? ભલેને આ વ્યુત્પત્તિ તરંગખેલનું પરિણામ હોય.

## દોહાછંદનું સ્વરૂપ

દોહાછંદનું વિવિધ પ્રાકૃત પિંગળગ્રંથોમાં જે માપ આપેલું છે તેમાં જુદીજુદી બે પરંપરા મળે છે. એક પરંપરા પ્રમાણે દોહા એ ૧૪+૧૨ માત્રાની અંતરસમા ચતુષ્પદી છે : એટલે કે તેના પૂર્વાર્ધમાં પહેલા ચરણમાં ૧૪ માત્રા અને બીજા ચરણમાં ૧૨ માત્રા છે, અને જેવો પૂર્વાર્ધ તેવો જ ઉત્તરાર્ધ. બંને અર્ધના અંત પ્રાસથી જોડેલા હોય છે. બીજી પરંપરા પ્રમાણે આ માપ ૧૩+૧૧ એ પ્રમાણે આપેલું છે. હકીકતે દૂહાની આ બે વ્યાખ્યાઓમાં કશો મતભેદ નથી. દોહાનાં બંને ચરણની છેલ્લી માત્રા હ્રસ્વ હોય છે. છંદોના પઠનમાં અંતિમ માત્રાને સર્વત્ર દીર્ઘ જ ગણવાનો નિયમ લાગુ પાડતાં ૧૩+૧૧ નું માપ જ ૧૪+૧૨ નું માપ ગણાશે.

૧૩ માત્રાવાળાં ચરણમાં અનુક્રમે ૬, ૪ અને ૩ માત્રાના બનેલા ત્રણ ગણ હોય છે, અને ૧૧ માત્રાના ચરણમાં ૬+૪+૧ એવી યોજના છે. ૧૩ માત્રાવાળા ચરણની છેલ્લી ત્રણ માત્રા ત્રણ લઘુ અક્ષરોની બનેલી હોય છે, અને ૧૧ માત્રાવાળા ચરણની છેલ્લી ત્રણ માત્રા એક ગુરુ અને એક લઘુની બનેલી હોય છે. ચાર માત્રાવાળા ગણ માટે સામાન્ય રીતે લઘુ+ગુરુ+લઘુ એવું સ્વરૂપ (એટલે કે જગણ) નિષિદ્ધ છે. આવા છંદસ્વરૂપમાં સમયાનુસાર કેટલુંક પરિવર્તન થતું રહ્યું છે. પરંતુ એની વિગતોમાં ઊતરવું અહીં પ્રસ્તુત નથી.

મધ્યકાલીન રાજસ્થાની–ગુજરાતી પરંપરામાં–ખાસ કરીને ડિંગળ અને ચારણી પરંપરામાં દૂહાની રચનામાં 'વયણસગાઈ'નું તત્ત્વ ઉમેરાય છે. દરેક ચરણનો આરંભનો શબ્દ જે વર્ણથી શરૂ થાય તે વર્ણથી જ ચરણનો છેલ્લો શબ્દ પણ શરૂ થાય એ રીતે રચના કરવાનું વલણ ઉદ્‌ભવે છે, અને પછી તો પિંગળશાસ્ત્રે તેના ઝીણવટભર્યા નિયમો ઘડયા છે.

અપભ્રંશકાળથી જ દોહાના વિવિધ પ્રકારોની છંદશાસ્ત્રીઓએ વ્યાખ્યા આપી છે, તે દોહાછંદ ત્યારથી જ વ્યાપકપણે પ્રચલિત હોવાનું સૂચવે છે. એકી ચરણોમાં એક માત્રા ઓછી હોય તો તે 'ઉપદોહક' કહેવાતો અને ચરણો ઉલટાવેલાં હોય (૧૧ + ૧૩) ત્યારે તે 'અપદોહક' કહેવાતો. ઘણાં મધ્યકાલીન ફાગ–કાવ્યોમાં ૧૨+૧૧ માત્રાના માપવાળો 'ઉપદોહક' વપરાયો છે, અને 'અપદોહક' પછીથી 'સોરઠા' રૂપે (પહેલા અને ત્રીજા ચરણને પ્રાસબદ્ધ કરીને) 'સોરઠિયા દૂહા' તરીકે ઘણો પ્રચલિત અને લોકપ્રિય થયો છે.

દોહાનાં બીજા અને ચોથા ચરણને પાંચ માત્રા ઉમેરીને વિસ્તર કરવાથી 'ચૂડાલ દોહક' કે 'ચૂલિયાલા' (એટલે કે ચોટલીયાળો દૂહો) બને છે અને કેટલોક સમય એ છંદ કવિપ્રિય રહેલો.

અપભ્રંશ સમયથી જ દોહા સ્વતંત્ર છંદ તરીકે વપરાવા ઉપરાંત અન્ય છંદની સાથે જોડાઈને–મિશ્ર છંદનો એક ભાગ તરીકે– પણ વપરાતો. જેમ કે વસ્તુ કે રડ્ડા છંદનો પાછલો ઘટક દોહાનો બનેલો હોય છે. દોહાને એક ઘટક તરીકે વાપરતા આવા બીજા કેટલાક મિશ્ર છંદોની વ્યાખ્યા પણ પિંગળકારોએ આપી છે. આ વસ્તુ છંદ અઢારમી શતાબ્દી સુધી તો વપરાતો હતો.

પરંતુ આ તો દૂહાના છંદ સ્વરૂપનાં બહારનાં, સપાટીનાં લક્ષણો થયાં. તે તે કૃતિમાં જીવંત રૂપે વપરાયેલો દૂહો એક છંદ લેખે, તેની વિશિષ્ટ આંતરિક રચના અને બંધારણથી, નિરૂપ્ય અર્થને કેવો ઘાટ આપે છે છંદ લેખે, એની કેવી સમર્પકતા અને કેટલું સામર્થ્ય છે તે બાબતનો કશો જ ખ્યાલ દૂહાના શાસ્ત્રીય સ્વરૂપના વર્ણન પરથી ન આવે. વળી, આ ઉપરાંત એક બીજું પણ તત્ત્વ ધ્યાનમાં લેવાનું છે. દોહાબદ્ધ રચનાની પ્રભાવકતા અને આસ્વાદ્યતાનો પૂરો અને સાચો કયાસ બાંધવા માટે દોહાનું પઠન કરવાની, તેને ગાવાની કે લલકારવાની તે તે સમયે જે પરંપરાઓ પ્રચલિત હતી તેમને ગણતરીમાં લેવી તદ્દન અનિવાર્ય છે. માત્રિક છંદો, ગેય છંદો લિખિત રૂપે, ટાઢાબોળ મુદ્રિત સ્વરૂપમાં વાંચવા માટે નથી હોતા. કંઠની હલકે જ એમનું માળખું જીવતુંજાગતું, ચેતનવંતું બને છે.

# વીંઝરાના દુહા

સં. જયમલ્લ પરમાર

હૈડા મ કર હેડકો, હૃદયા મા કર રોષ;
આવેતુ નો ઊચકે, તેને ન દઈએ દોશ. ૧
તમે માગેલ તેલ, ને દી કાચુંય કુંપે નહિ;
આજે ફોરતું ને ફુલેલ, તારે વાળે ઘાલું વીંઝરા. ૨
આંબે લુંબું આવિયું, સાખે રસ ન માય;
વૈશાખ વણસ્યો જાય, વાટે તમાણી વીંઝરા. ૩
ભેળાં ત્યાં લગ ન જાણશો, જાણશો જૂજવાં થીએ;
સરોવર ઘણાં સંભારશો, હંસા મેરામણ ગિયે. ૪
દાઢમાં ખટકે કાંકરો, કણું ખટકે નેણ;
વચન ખટકે વાલવાં, ગિયાં ને ખટકે શેણ. ૫
સૌ સોની જ સરા, વરસે તે આવે વળી;
એક જોબન ને બીજી જરા, વારી ન આવે વીંઝરા. ૬
જળ ઊંડાં બેડી જાદરી, કાંઠો કયાંય ન કળાય;
જેના ખૂટલ ખારવા, એના વા પણ કવા વાય. ૭
કેતાક પાડે કેતાક પોઢિયે, કેનાક ગાડાં ભરાય;
અમારા દરિયે વીંઝરા દખનાં વાણ ભરાય. ૮
વીંઝણશી આ વાણું, દરિયે હાલે ડોલતાં;
એને નઈ નેજો નિશાણ, પછી નાવ ફાંસે નાંગળીએ ? ૯
જેસું લાગે જીવ, તેસું તન તારવીએ નહિ;
મર જાય સમૂળાં શરીર, વીસરીએ ફરે વીંઝરા!૧૦
પડેલો દીપેલ કોલ, પાપી થઈ પતળીએ નહિ;
નીકળે કાળો કોઢ, વાને અમાણે વીંઝરા. ૧૧
બીજાની બાથે, રૂપાળા સું રાચું નહિ;
તારે મોળીડે મોવળ, મને વાલપ લાગી વીંઝરા.૧૨
દુડો દોકડો દેણ, જોડે તે જાણી શકે;
વિયાણીની વેણ, વાંઝણું જાણે વીંઝરા ? ૧૩
સુંદર સોરઠ નાર, શિર સોનાનું બેડલું;
ઝાંઝરનો ઝણકાર, વાતું કરતી વીંઝરા. ૧૪
થોડાં થોડાં દુઃખ માનવી માતરને;
પણ એથી અદકેરાં, કરસે અમારે વીંઝરા. ૧૫
મારા કરમની વાત, દોખી પાસે મ દાખજે;
દોખી કાઢે દાંત, તું વન વાજે વીંઝરા. ૧૬

# દુહામાં ઘોડાં

સં. રાજુ દવે

ધણ્ય ચંગી, ચંગો ધણી, ચંગો માગણહાર,
ચંગા તોરીંગનો ચાડીકો, તું ત્રઠયે કિરતાર–૩૧
ધણ્ય બેરી, બેરો ધણી, મૂંગો માગણહાર:
માઠા તોરીંગનો ચાડીકો, તું રૂઠે કિરતાર–૩૨
જાણપણું જગ દોહ્યલું, ધન તો કાલાને હોય;
કાલર કમળ ન નીપજે, ખરે કેકાણ ન હોય–૩૩
મેચું માંદણ ન મેલીએ, ઘોડાં રેઢાં ન હોય;
પરણ્યાં પિયર ન વળાવીએ, એને જોખા હોય. ૩૪
મેચું કુંજર મૂલિયાં, ઘોડાં પાંખું હોય;
કુંજ કેટા સજ્જણા, એને જોખા હોય–૩૫
ઘર ઘોડી પિયુ અપચળો, વેરી ભેગો વાસ;
નતયના વાગે ઢોલડા, કયાં ચૂડલારી આસ–૩૬
રણ શરણાયું વાગિયું, પાખરિયા કેકાણ;
શૂરાને મુખ પાણી ચડે, કાયરમાં પડે ભંગાણ–૩૭
પાતળપેટાં ગજગતાં, કમ આહાર કમ રોષ;
એ તરિયારા પાંચ ગુણ, એ તુરિયારા દોષ–૩૮
સાંચાં તારાં શે'રમાં ચીજાં અમૃત ચાર;
સેરી, કેરી ને મેખડી, તુરગ રૂપ અપાર–૩૯
ભોં ભીની ઘોડા ભલા, ડાબા ઉપડિયા;
કાં મરઘાનેણી માણવા, કાં ખગ વાવા ખડિયા.૪૦
રૂડો રણમલ રાજવી, રૂડો રણ તોખાર;
રૂડી ટોળી રાવતાં સરજી સાજણહાર.
પાંચ કોસે પાળિયો, દસ કોસે અસવાર;
કાં તો નાર કુમારજા, કાં નાવલિયો ગમાર,
સામેરી ચડી ઘોડલે, હાથમાં લાલ કબાન;
જે શિશ નાખે ભલ્લકો, તે દશ્યમાં ભંગાણ.
ઘણાં ઘોડાં હાંકિયાં સાંજે સાંજ સધીર;
તેરે મેરે મિલનકી હોં ચૂકી હમીર.
હલે પણ હાલે નહીં, બેઠકે પાડે ફોડા;
પગે ઉતારૂં પાઘડી, મને ઘર ભેગો કર્ય ઘોડા.
સાડી ચાવલ, ભેંસદૂધ, ઘર શીલવંતી નાર;
ચોથી પીઠ તુરંગરી, સરગ નિશાણી ચાર.
તરવારે ત્રણ ઝુમકાં, કટારાં નવધાર;
અસુરો રેવત ખેલવે, વોહી પુરૂષ ઘરનાર,
તીખા તુરગ ન માણિયા, ભડ તરવાર ન ભગ્ગ;
એહ અવતાર એળે ગયો, ગોરી લગી ન કંઠ

# દુહાનાં મૂળ

લે. : મ. મ. અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી, અમદાવાદ

ચારણી સાહિત્યમાં પ્રાણરૂપ હોય તો એ દુહા–સાહિત્ય છે. આને આપણે એક સાહિત્યપ્રકારના રૂપમાં જોઈ શકયા છિયે એ એની ચોક્કસ પ્રકારની લાક્ષણિકતાને કારણે. એ સ્વરૂપે 'મુક્તક' છે અને સુંદર સુભાષિતની રજૂઆત કરી આપે છે. આપણે ત્યાં મળતા વિપુલ સાહિત્યનો વિચાર કરિયે તો, ભલે લિખિત સ્વરૂપમાં જવલ્લે જ મળતું હોય છતાં મૌખિક પરંપરામાં એ લાંબા સમયથી સરજાતું રહ્યું છે અને પછી લોકમુખે એ સંઘરાતું સંઘરાતું આજ દિવસ સુધી જીવંત રહ્યું છે. આજે પણ એની રચના થંભી તો નથી જ. સદ્ગત દુલા કાગ અને વિદ્યમાન કવિ ત્રાપજકર વગેરે જેવાઓને હાથે ઉત્તમોત્તમ સુભાષિતો આ પ્રકારનાં રચાઈ આપણી સામે આવીને એ પરંપરાનો સાક્ષાત્કાર કરાવી રહ્યાં છે. વર્તમાનયુગ મુદ્રણનો હોઈ વ્યક્તિગત સર્જકો આ પ્રકારની રચનાઓ હવે પોતાના નામથી પ્રસિદ્ધ કરી છપાવી નાખે છે અને એને કારણે એના તે-તે કર્તા વિશે જાણવાની આપણને સુવિધા છે. પૂર્વના જમાનામાં આ વ્યવસ્થા નહોતી. લેખનપરંપરા પૂરજોસમાં હતી એટલે સર્જકોની રચનાઓ લિખિત સ્વરૂપમાં સચવાઈ રહેલી હતી. પણ જોવામાં આવ્યું છે કે આ દુહા–સાહિત્ય અન્ય ગુજરાતી સાહિત્યની જેમ કાગળ પર સામાન્ય રીતે ટપકાવવામાં આવતું નહોતું. ચારણો પાસે એમના ચોપડાઓમાં એ સંઘરાયું પણ હશે, પણ એમની આગવી લિપિને કારણે એ પ્રકાશમાં અન્યોને હાથે આવ્યું નથી. ચારણોની મૌખિક પરંપરાને કારણે દાયરાઓમાં એમણે સંભળાવ્યું હોય તે મુખપાઠ કરનાર આપણે ત્યાં હતા જ અને હજીય એ પરંપરા અવિચ્છિન્ન ચાલી આવે છે. મુક્તકરૂપ સુભાષિતો તો ઠીક, નાનીમોટી વાર્તાઓના રૂપમાં પણ આ સાહિત્ય લોકજીભે સચવાતું આવતું હતું. અરે સેંકડો કડીઓનાં કાવ્ય પણ સચવાઈ રહેતાં હતાં. વૈદિક સંહિતાઓ બ્રાહ્મણો આરણ્યકો ઉપનિષદો મહાભારત રામાયણ અને અનેક પુરાણો પણ મૌખિક પ્રકારે સચવાતાં રહ્યાં હતાં તો આવા નાના સંગ્રહોનું તો શું જ કહેવું? મારા એક અંતેવાસી ડૉ. એલ. ડી. જોશી જ્યારે ડુંગરપુર–વાંસાવડ(હાલ રાજસ્થાન)ના વાગડ પ્રદેશની બોલી ઉપર મહાનિબંધ લખતા હતા ત્યારે સાહિત્યની ખોજ આરંભી હતી અને લિખિત સ્વરૂપમાં તો કશું હતું નહિ એટલે મૌખિક સ્વરૂપમાં જે કાંઈ મળે તે સંઘરતા હતા, ત્યારે વાગડના એક ભડવીર 'ગલાલેંગ'(ગલાલસિંહ)નાં પરાક્રમોની ગાથા આપતું ૧૭ સર્ગોમાં બંધાયેલું ચરિતકાવ્ય ડૉ. જોશીએ ત્રણ ભરથરીઓને સામે બેસાડી એમની પાસેથી ટપકાવી લીધું હતું. આ જ વસ્તુ શ્રી પન્નાલાલ પટેલે માગતાં આપવામાં આવી અને એમણે પોતાની માતૃભૂમિના એક વીરપુરુષ એ 'ગલાલેંગ' પર નવલકથા લખી એને ગૌરવ આપ્યું. એ કાવ્યનો કોઈ કર્તા જાણવામાં આવ્યો નથી જ અને મૌખિક પરંપરાએ આપણને મળ્યું છે એટલે એ લોકસાહિત્ય તરીકે જ આપણી સામે મોજૂદ છે.

આમ લોકસાહિત્યમાં મુક્તકસાહિત્ય પણ હોય, નાના રાસડા કે નૃત્યગીતો–રાજિયા પરજિયા હોય કે ગલાલેંગ જેવાં કાવ્ય પણ હોય. લોકગીતો પણ એમાં સમાવિષ્ટ થાય છે. આવું સમગ્ર વહેતું પદ્યસાહિત્ય તે આપણું લોકસાહિત્ય એના મૌલિક સ્વરૂપમાં છે.

આનાં મૂળ કેટલાં જૂનાં છે એ કહેવું હોય તો વૈદિક સાહિત્યના સર્જન જેટલા જૂના સમયમાં એ જાય છે. ઋગ્વેદનાં સૂક્તો ।। રૂપમાં તે-તે ઋષિકુળના અનેક વારસોએ એક પછી એક વંશાનુક્રમે રચનાઓ ગાઈ તે સંગ્રહાઈ અને શ્રુત–પરંપરાએ ઊતરી આવી. લિપિ અસ્તિત્વમાં આવતાં એ ઝાડનાં પત્રો–પર્ણો ઉપર શાહીની મદદથી અંકિત થવા લાગી. ભૂર્જ-પત્રો અને તાડપત્રો એને માટે ઉપયોગમાં આવતાં હતાં. સં. पत्र અને पर्ण દ્વારા (સં. पत्त्रकम् > पत्तअं

>અપ. पत्तउं અને સં. पर्णकम्>પ્રા. पन्नअं> અપ. पन्नउं દ્વારા) 'પત્તુ' અને 'પાનું' શબ્દો આપણને આવી મળ્યા છે. પછી ચીનમાં કાગળનો વિકાસ થયો અને આપણે ત્યાં બારમી–તેરમી સદીના સંધિકાળ આસપાસ 'કાગળ' અસ્તિત્વમાં આવ્યો અને ભોજપત્ર–તાડપત્રોની સાથેસાથે કાગળ ઉપર પણ ગ્રંથો લખાતા ચાલ્યા. સં. ग्रन्थ શબ્દ પણ લિખિત પાંદડાંઓમાં વચ્ચે કાણું પાડી ઉપરનીચે પાટલીઓ રાખી કાણામાં દોરી પરોવી પાંદડાંઓનો જથો બાંધી લેવામાં આવતો એને માટે પ્રચારમાં આવ્યો.

'દોહરા' છંદનાં શુદ્ધ માપનાં સુભાષિત અસ્તિત્વમાં આવ્યાં એ જોવું હોય તો આપણી નજર તરત તો આચાર્ય હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણના છેલ્લા અધ્યાયના છેલ્લા ચોથા પાદમાં સંગૃહીત થયેલા દુહા–સાહિત્ય તરફ જાય છે, પરંતુ અર્ધસમ પ્રકારના માત્રામેળ અને ચોક્કસ પ્રકારના આંતરિક બંધનવાળો 'દોહરો' એમની પૂર્વે પણ અસ્તિત્વમાં આવી ગયેલ હતો. કાલિદાસના 'વિક્રમોર્વશીય' (સં. सट्टक) નાટકના ચોથા અંકમાં અપભ્રંશ ભાષાની ધ્રુવાઓમાં આ માપની રચના સુલભ છે; જેવી કે

'મઇં જાણિઅં મિઅલોઅણી
 ણિસિઅરુ કોઇ હરેઇ
જાવં ણુ ણવતલિં સામલો
 ધારાહરુ વરિસેઇ ॥'

આ શુદ્ધ દોહરો જ છે. પણ સામાન્ય રીતે વિદ્વાનો 'વિક્રમોર્વશીય'ના ૪થા અંકના અપભ્રંશ વિભાગને કાલિદાસની રચના તરીકે સ્વીકારવામાં સંકોચ અનુભવે છે. એટલે આપણે આને જતું કરિયે તોયે ઈસુની ૮મી સદીના અંતમાં ઈ. સ. ૭૭૯માં રચાયેલી ઉદ્દ્યોતનસૂરિના પ્રાકૃત ગદ્યપદ્યાત્મક 'કુવલયમાલાકથા'માં તો એનું સ્વરૂપ સિદ્ધ થઈ ચૂક્યું જોવા મળે જ છે. જેવું કે

'જો જસુ માણુસુ વલ્લહઉ
 તં જઇ અણ્ણુ રમેઇ।
જઇ સો જાણઇ જીવઇ વિ તો તહુ પાણુ લએઇ ॥'
 ૦ ૦ ૦ ૦ ૦

જો ણવિ વિહુરે વિભજ્જણઉ
 ધવધઉ કઢ્ઢઇ ભારુ।
સો ગોઠ્ઠગણ–મંડણઉ સેસઉ તહ્રિય–સારુ ॥'

દેશમાં આ છંદ સારી રીતે હરતોફરતો થઈ ગયો હતો અને અવતરણો તરીકે ગ્રંથકારો આદર આપતા હતા. ઈ. સ. ૮૦૦–૮૫૦ વચ્ચે થયેલા રુદ્રટે પોતાના 'કાવ્યાલંકાર'માં પણ ભાષાસમના ઉદાહરણ તરીકે એક અપભ્રંશ દોહરો આપ્યો હતો; જેવો કે

'ધીરા ગચ્છહુ મેહતમુ દુદ્ધસ્વારિસ–દસ્સુ।
અભ્રમદપ્પસરા હરણુ રવિકિરણો તેજસ્સુ ॥'

'ધ્વન્યાલોક'કાર આનંદવર્ધને પણ શુદ્ધ દોહરાનું અપભ્રંશ ભાષાનું અવતરણ લીધું છે.

દસમી સદીનો જોઈંદુ તો 'પરમાત્મપ્રકાશ' નામનો અપભ્રંશ ભાષાનો ગ્રંથ જ 'દોહરા'માં આપે છે. અર્થાત્ દસમી સદી સુધીમાં તો એ આખાં કાવ્યોનો ધારક છંદ પણ બની રહે છે. મહાકાવ્યો અને પુરાણસાહિત્યનો મુખ્ય પ્રવાહી છંદ અનુષ્ટુભ હતો તેવું માન આ 'દોહરો' ધારણ કરે છે એ નોંધપાત્ર વસ્તુ બની રહે છે. આમ, 'દોહરો' દેશમાં કાવ્યના વાહન તરીકે મુક્તકરૂપે મુખ્યત્વે વ્યાપક થયેલો હોઈ આ. હેમચંદ્ર અપભ્રંશભાષાનાં ઉદાહરણો તરીકે અનેક દોહરા સંગૃહીત કરી આપ્યા, જેનો મોટો ભાગ લોકમાં લોકોની જીભને ટેરવે વહેતાં મુક્તાત્મક સુભાષિત છે.

આ શુદ્ધ દોહરા છે, અર્થાત્ ૧૩+૧૧ ની ૨૪ માત્રા ધરાવતા અર્ધોના છે. આ માત્રામેળ છંદ હોવા છતાં એનાં વિષમ ચરણોમાં ચોક્કસ બંધન છે એ ભુલાવું ન જોઈએ. વિષમ અને સમ ચરણોનો ભેદ જોઈશું તો બેઉની ૧૧ માત્રાનું બંધન તો સરખું જ છે. પછી વિષમમાં બે લઘુ અથવા એક ગુરુ એમ બે માત્રા ઉમેરાય. પણ બંનેના સમાન ૧૧ માત્રાવાળા માપમાં ૧૧મી માત્રા પણ લઘુરૂપે જ આવવી અનિવાર્ય લેખાઈ છે, તો શરૂથી છઠ્ઠી માત્રાએ આવતાં ત્યાં યતિ અનિવાર્ય છે; છઠ્ઠી–સાતમી માત્રાઓ એક ગુરુરૂપે કદી જ આવી ન શકે. યતિ પછીની

ચાર માત્રાઓના વિષમમાં પણ એનું ધ્યાન રાખવું અનિવાર્ય છે કે મગણ (– – –), યગણ (ᴗ – –), રગણ (– ᴗ –) આ ત્રણ ગણોની તો શક્યતા જ નથી, કારણ કે મગણ છ માત્રાનો છે અને તેથી ૧૧મી માત્રાને લઘુ કરી શકે એમ નથી, તો યગણ અને રગણ પાંચ માત્રાના છતાં ૧૧મી માત્રાને લઘુ રાખી શકે તેમ નથી. જગણ (ᴗ – ᴗ) ૧૧મી માત્રાને નડે એવો નથી, કેમકે એની માત્રા તો ચાર જ છે, પરંતુ એનું માપ પાઠ્યતામાં નડતું હોઈ એ સર્વથા બાધક છે. આમ દોહરામાં છ માત્રાના યતિ પછી 'મયરજ' એ ચારે ગણોના રૂપમાં અક્ષરોનો ન્યાસ થઈ ન શકે; નગણ સગણ ભગણ તગણ નડે એમ નથી.

વિષમ-સમ ચરણોમાં પહેલી છ માત્રામાં સમાય તેમ આઠે ગણ આવી શકે છે, પણ છઠ્ઠી માત્રાએ યતિ લેવો અનિવાર્ય છે.

સોરઠો દોહરાનાં વિષમ-સમ ચરણોને તેના તે રૂપમાં ઉલટાવવાનો, એટલે વિષમ એ સમ-ચરણ બને અને સમ એ વિષમ ચરણ બને. પ્રાસ પણ તેથી આ રીતે સમમાંથી બનેલા વિષમ ચરણોના જ મળે.

અહીં આપણે 'પ્રબંધચિંતામણિ'કાર મેરુતુંગને યાદ કરી શકિયે. એના ઈ. સ. ૧૩૦૫માં રચેલા આ સંસ્કૃત પ્રબંધસંગ્રહમાં અનેક ઠેકાણે એણે લોકકથાનકોમાંથી અને લોકસાહિત્યમાંથી તત્કાલીન ભાષાનાં ઉદાહરણ આપ્યાં છે, જેમાંના કાં શુદ્ધ દોહરા છે, તો વળી થોડા શુદ્ધ સોરઠા છે. એના સોરઠા:

'સઇરૂ નહીં સ રાણુ, ન કુ લાઈઉ ન કુ લાઇઇ,
સઉં ખેંગારિનું પ્રાણુ કિ ન વઇસાનરિ હોમીઇં.

○ ○ ○

તઇં ગરૂઆ ગિરનાર, કાહૂ મણિ મત્સરુ ધરિઉ.
મારીતા ખંગાર એકૂ સિહર ન ઢાલિયઉં.
જેસલ મોડિમ બાંહ, વલિવલિ વિરૂએ ભાવિયઇ,
નઇ જિમ નવા પ્રવાહ નવ ઘણ વિણુ આવઇ નહીં.
વાઢીતઉં વઢવાણવીં વીસારતાં ન વીસરઇ,
સૂના સમા પરાણ ભોગવહ તઇં ભોગવ્યા.'

સોનલ ઉર્ફે રાણકદેવીના ચરિતને લગતા વગેરે દોહરા અને આ સોરઠા છે. એ લોકસાહિત્યમાં પાછળથી પણ વિકસી આવ્યા છે.

આ પૂર્વે જ 'દોહરો' ગેય કાવ્યોમાં દેશીઓના પ્રકારમાં શરૂ થઈ ચૂક્યો હતો. ઈ. સ. ૧૧૮૫માં રચાયેલા 'ભરતેશ્વરબાહુબલિરાસ'માં ઠવણિ ૧ની (૧૯થી ૪૨ સુધીની) કડીઓ દોહરાના બંધમાં છે, તો ઠવણિ ૨જીની (૪૩ થી ૭૬ સુધીની) અને ઠવણિ ૧૪મીની (૧૯૦ થી ૨૦૩ સુધીની) કડીઓ ગેય સોરઠાબંધમાં છે. આમાં ખાસ કરીને દોહરાનાં પદોને જાળવીને પછીના સમયમાં અનેક વિભિન્ન તરજો વિકસી આવી છે. લોકસાહિત્યના આગવા કહી શકાય તેવા 'દોહરો' અને 'સોરઠો' દેશી ગેય રચનાઓમાં પણ ઠીકઠીક મહત્ત્વ જાળવી શક્યા છે.

સોરઠી લોકસાહિત્યમાં આ બેઉ છંદ ખૂબ જ ઉપયોગમાં આવેલા છે. સ્વ. જગજીવન પાઠક, સ્વ. મેઘાણી, સ્વ. રાયચૂરા, સ્વ. તારાચંદ પો. અડાલજા વગેરે લોકવાર્તાઓ અને લોકસાહિત્યના સંગ્રાહકોએ ખૂણેખાંચરેથી મેળવીમેળવીને આ દુહા-સાહિત્ય (જેમાં દોહરા અને સોરઠા એની લાક્ષણિકતાથી આવે છે, રૂપો પણ બદલતાં જોવા મળે છે, તે) લોકોમાં રમતુંભમતું પ્રકાશનો દ્વારા સ્વ. મેઘાણી-રાયચૂરાએ તો સુપ્રસિદ્ધ ચારણ લોકવાર્તાકારોની પાસેથી મેળવીને પોતાના કંઠથી દાયરામાં મૂક્યું છે.

દોહરાના વિકાસમાં દુહાઓનો બંધની દૃષ્ટિએ વિચાર આ અંકમાં અન્યત્ર થયેલો હોઈ અહીં એને સ્પર્શ નથી કરતો. માર કરનારી આ કવિતાનો અહીં એક જ સોરઠો નોંધું :

'કર પર પ્હેરે કડાં, કર પર કર ધરે નહીં,
ઇ માણસ નહીં પણ મડાં, સાચું સોરઠિયો ભણે.'

[અહીં વિષમ ચરણોમાં ૯મી – ૧૦મી – ૧૧મી માત્રાઓ 'ગાલ'(– ᴗ)આવવીજોઈએ, એને બદલે લગા રૂપમાં (ᴗ –) રૂપમાં આવી છે. એ આ સોરઠાની લોકસાહિત્યગત લાક્ષણિકતા.]

સામાન્ય રીતે, થોડા જ અપવાદે, સુભાષિતાત્મક દુહા હસ્તપ્રતોમાં જોવામાં નથી આવતા. મારી પાસે માંગરોળના સ્વ. છોટાલાલ પ્રેમજી (બ્રિટિશ ઈન્ડિયા સ્ટીમ નેવિગેશનના જૂના સમયના એજન્ટ) પાસેથી પચાસેક વર્ષ ઉપર એક હસ્તપ્રત ભેટ મળેલી (જેમાં સં. ૧૭૯૪માં ઉતારેલી નરસિંહ મહેતાની 'ચાતુરી પચવીસી' (મારાં એક શિષ્યા કુ. શ્રી. ચૈતન્યબાળા જ. દિવેટિયા દ્વારા સંપાદિત થઈ ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ તરફથી પ્રસિદ્ધ થઈ ચૂકી છે; અને હજી સંખ્યાબંધ જૈન રચનાઓ અને સં – સામુદ્રિકશાસ્ત્ર ગુજરાતી અનુવાદ સાટે અપ્રસિદ્ધ છે તે)માં કેટલાક દુહા જોવામાં આવ્યા છે. આમાંથી કેટલાક મારા તરફથી બે સ્થળે અગાઉ પ્રસિદ્ધ થયા છે. હજી ઠીકઠીક સંખ્યામાં અપ્રસિદ્ધ છે. એમાંના વાનગી–માત્ર આ પછી પરિશિષ્ટરૂપે આપ્યા છે. ક્યાંક ક્યાંક અસ્પષ્ટતા છે જ. એ વિશે હાલ અહીં ઊંડાણમાં ન ઊતરતાં તદ્દન્ સ્વરૂપમાં આપવાનો અહીં પ્રયાસમાત્ર છે. (કહેવાની જરૂર નથી કે ૨૦૦ જેટલી સંખ્યામાં મળેલા આ દુહા વ્યવસ્થિત રીતે સંપાદિત કરી છપાવવા જેવા છે.)

## ૧ : હવે દુહા લીખીઈ છે

પાંણ્ પદારથ સુઘડ નર વણ–તોલ્યા વેચાય,
જિમ જિમ પરભૂમ પલટે તિમ મૂલ સુંઘેરા થાય. ૧

જિહાં તુટો તિહાં રસ નહીં, ઘસી વિલગો ઈ કંઠ,
તૂટો જો ફિર સંધીઇ તોઇ વિચાલે ગંઠ. ૨

ચંદન ભાગો ઇ ગુણ કરે, ભાગો ઈ પાન સુરંગ,
પન બે ભાગા અવગુણ કરે, ઇક મોતી દૂજો મન્ન. ૩

મેં જાણ્યું:થે સુઘડ અછો, અર તરણા ઉપરલા તેહ,
દૈવ કરાઓ મેં કીઓ, પછે થાનીશુ નાસું નેહ. ૪

સજ્જન, ઇસા કીજીઈ, જેસા લીંબૂ બાગ,
દેખ્યા પન ચાખ્યા નહીં, રહ્યા ઉમાહા લાગ. ૫

સજ્જન, સેરી પેખ કર ઓર તોડયો ઇ નવસરહાર,
લોક જાણે મોતી ચૂંગે, પન લૂલી કરે જુહાર. ૬

સજ્જન, સુતા ઇ સંભરયો, અર સુપનાઇ તણે જંજાલ
ઓસીસે આંસુ ખરે, જિમ પાણી પરનાલ. ૭

સજ્જન વલ્લહા, રે સખી, હીઈ ખટકે તંન,
પન જિમનાં સૂતાં બેસતાં જિહાં સજ્જન તિહાં મંન. ૮

સજ્જન વલ્લહા, હે સખી, તડકે ઇ બલતા જાઇ,
પન હું કાં ન સરજી વાદલી,
જો પગ પગ કરતી છાંહ? ૯

સજ્જન વાલ્હા, હે સખી, અર કાકારિયાલી વાટ,
પન સજ્જન સુઇ સાથરે, હું કિમ સૂઉં ખાટ? ૧૦

આઠે પહોર, ચોસઠ ઘડી, પલપલ ચાહું તોય,
ના તું મલે ને મન રહે, ખરી વિપત હૈ મોય. ૧૧

સજ્જન કહૈં મેં ચાલસ્યાં,
અર છોડિ તમ્હારો ઇ ગામ,
ઇક પૂગે ન મન રલી, દૂજો ઈ ચઢે કુ–નામ. ૧૨

કિહાં ચંદન, કિહાં મલિઆગરી,
કિહાં સાયર, કિહાં નીર,
પન જ્યૂં જ્યૂં પડે અવથડી ત્યૂં ત્યૂં સહે સરીર. ૧૩

*નાગડાની રુખ દેસ સાઇર ડોઇ થિર થપ્પીઈ,
હંસા ગયા વિદેશ તોં બગલા સહેતાં બોલીઇ. ૧૪

*આંખ્યું આપણી આહ જો વસ્ય હોઇ તો વારીઈ,
હોસે દુબલી આહ જણ જણ સાહામું જોવતાં. ૧૫

*હેલવિયા હી રેહ રૂડે રયનાયર તણે,
તે ફૂટર ફિટકત નેહ, મન ઈ મન માને નહીં. ૧૬

પ્રીત રીત સજ્જન તણી, અધિક હોત જસવંત,
જેસી દુનીઆ ચંદકી દિન દિન કલા વધંત. ૧૭

*પાણી પાપણુ એહ, આયા તો અચરજ કિસ્યો?
જાણુત સાચો નેહ, જો લોહી આવત લોયણે. ૧૮

ચંદન ચંદસ્યું માનસ્યાં ઈંત્રિં હુ ઇંકની કાશ (?)
ઓણુ ઘસી ઓણુ બોલીઇ ઓણુ ઓગને ઉજાસ. ૧૯

* આ નિશાનવાળા 'સોરઠા' છે.

## ૨ : હવે કાગલ મધ્યે લખ્યાના દુહા છે

તે વાલ્હાં કિમ વીસરે, જે મન માંહિ બઇઠ?
ઉંઘમાંહિ જો વીસરે તો સુપણાં નર દીઠ. ૧

સજ્જન તેહી સજ્જના, જો રૂસે સો વાર,
અંબ ન હોવે લીંબડો, જે જાને સહકાર. ૨
અણસંભારયાં ઇ સંભરે સમય સમય સો વાર,
તે સજ્જન કિમ વીસરે, બહુગુણમણિ-ભંડાર? ૩
સજ્જન હૂતા તે નહીં, બીજવિયા બલેહ (?)
ઉલેટી સામેટિયા, નાયા તે ન સલેહ(?) ૪
તેડયા ને નવિ આવિયા અવસર જેણે પહુંત,
તે સાજેન તેને દેસડે કરજો રાજ બહુંત. ૫
હંસાને સરોવર ઘણાં, પુષ્ફ ઘણાં ભમરાણ,
સુભ માણુસને સરોવર ઘણાં દૂર વિદેસ ગયાણ. ૬
પરમેસ્વર જબ મેલવે નળ મિલવું ગુણવંત,
આસ્યા-બાંધ્યું મન રહે, જીવે સજ્જનવંત. ૭
સેવક મત વીસારજો, સ્વામી-સુખ દાતાર,
સેવક-સેવા મન ધરી કરજો સેવક-સાર. ૮
પ્રીતિ ભલી પંખેરુહાં, ઊડી જેહાં મલંત,
માણુસ પરવસ બાપડાં દૂર રહ્યાં ઝૂરંત. ૯
માણુસ સે માછાં ભલાં, એને સાચો નેહ સુજાણ,
જો જલથી જુદાં રહે તો હેસાડો (?) પ્રાણ. ૧૦
દુર્જન-વચ હીઇ ધરી પ્રીતિ વિસેષ ત્યજંત,
પ્રેમ કિસ્સો તે કારમો, જેહ વચ રેહ પડંત?૧૧
સજ્જનના સંદેહડા કાલા ઊન સમાન,
સો વરસે જો જોઈઇ તોહે તેહવો વાન. ૧૨
વન વન ચંદન તરુ નહીં, સરોવરસરોવર નહિ હંસ
ઠામ ઠામ સાજન નહીં, જેહથી પોહોંચે હૂંસ. ૧૩
સજ્જન, ઇમ મત જાણીઓ : દૂર ગયે પ્રીત જાય,
વ્યાપારી કો વ્યાજ જ્યૂં દિન દિન ચઢતો જાય. ૧૪
વિરહવિછોયાં માણુસાં દિન દિન પીલાં થાય,
સંજોગે સજ્જન તણે નવપલ્લવ હોવે કાય. ૧૫
જણ જણ સાથે ન રંજીઇં, રહીઇ એક-ન રંગ,
સતવંતા સુખ સંપ્રજે, સોહગ-રંગ અભંગ. ૧૬
લૂણ પાણી જિમ દોઇ મિલ્યાં જૂઆં તે નવિ થાય,
જે સાજન પ્રીતેં મિલ્યાં તેં કિમ વીસરી જાય? ૧૭
કમલ જમીં કે ઊપરે, ચંદા વસે આકાશ,
જાં જાં કે મનમેં વસ્યાં તા તા કે હૈં પાસ. ૧૮
દુહા જાણે દોય જણ, કામણી અને કુરંગ,
ઉસી વેસી રંજયના, ઉ મોડે નિજ અંગ. ૧૯
દુહા મ સીખીસ, પદમણી! વિરહે ચાપે ભલ્લ,
વિચક્ષણ દોય મલસે નહીં, હિઅડે રહેસી સલ્લ. ૨૦

## દુહા-સોરઠા

નાગડા, નાગરવેલ થડમાંથા જૂઆ......
કાંઈ કાંઇ કૂંપલ મેલ, આસ વલૂધા આવિયા.૨૧
માલીઆ, તું મેહ, બીજા સરાવણુણા સરવડા,
દુખની દાધલ દેહ પનગે પાલ વસે નહીં. ૨૨
નાગડા, નયન નિહાલ, વીહ છેદી વિરૂઓ કરે.
ઇક સૂતા ઈ સાલ, ઇક રડતાં હીરા બે નહીં. ૨૩
માલીઆ, મોટી ખોડ માણુસને૦ મરવા તણી,
બીજ સે લખ કોડ, ઇહ જેહવી ઇકો નહીં. ૨૪
દાદુ, દુનિઆ બાહુરી, ફિર માગે સું રોન?
લેખનહારા લખ ગયા, મીટણહારા કૂણ? ૨૫
હેકડો મ મ રાચિ પીઉ, હેકલ ભલો ન કોય,
ઓગાં જીતો દીઠમેં, ઘણે લીહાલે લોય. ૧
સઘલી ઠામે સુગન નર આવર લહે અનેક,
સહુને લાગે સોહામણો ચંદ્રકલા જિમ તેહ. ૨
આઉલ ફૂલે ફૂટરે, પગે ન પૂજા હોઈ,
ચંપાફૂલ અમૂલ ગુણ શિર ચઢે સહુ કોય. ૩

નર બંકા શંકા નહિ, ભાણે ન રાખે ભેદ;
ચરિત્ર એનાં ચીતરે, દુહો દસમો વેદ.
પણ પોતાનું પાળવા, જેને-આઠે પો'ર ઉમેદ;
ચરિત્ર એનાં ચીતરે, દુહો દસમો વેદ.
દીન દુઃખીનાં દુઃખનો, જેને-ખરો દિલમાં ખેદ;
ચરિત્ર એનાં ચીતરે, દુહો દસમો વેદ.
વાણી ને વહેવારમાં, જેણે વણિયા ચારે વેદ;
ચરિત્ર એનાં ચીતરે, દુહો દસમો વેદ.
પર દારા દિલ પીંજરે, જે-કદિયે થયો ન કેદ;
ચરિત્ર એનાં ચીતરે, દુહો દસમો વેદ.
સત બોલે સત આચરે, અણુનમ રહે અભેદ;
ચરિત્ર એનાં ચીતરે. દુહો દસમો વેદ.

બળદેવભાઇ નરેલા

# સાચું સોરઠીઓ ભણે

સંગ્રાહક : અમરદાસજી ખારાવાળા : જયમલ્લ પરમાર : કવિ શ્રી મેકરણ ગગુભાઈ લીલા

'સોરઠીઓ' એટલે સોરઠીઓ દુહો. હજારેક વરસથી તો તે લોકકવિતાનો શિરમોર બનીને એકે ચક્રે રાજ કરે છે. દુહામાં દુહો તે 'સોરઠો.'

સોરઠીઓ દૂહો ભલો, ઘોડો ભલો કુમેત;
નારી તો નવલી ભલી, કપડું ભલું સફેત.

અરે દુહાની દુનિયામાં એના જેવો બીજો કોઈ થયો નથી કે થાશે! રાગ–રાગિણીમાં જેમ સોરઠ (દેશ) રાગે નામ કાઢ્યું ને રાગના નામથી દેશ ઓળખાયો તેમ છંદકાવ્યમાં 'સોરઠા'નો પ્રબંધ પ્રાચીન કવિઓને અત્યંત પ્યારો બની ગયેલો તે વચગાળાના ઉત્તર–પશ્ચિમ ભારતના કવિઓએ સોરઠામાં જ સુભાષિતો ઉતાર્યાં :

સોરઠીઓ દુહો ભલો, ભલી મરવણુંરી બાત;
જોબન છાઈ ધણ ભલી, તારા – છાઈ રાત.

આ સોરઠીઓ પણ કોઈ મસ્તકવિ થયો હશે કોઈ. મોરલી માથે નાગ ઝળુંબે એમ દુહાની દુનિયામાં ઝળુંબ્યો હશે. લોકને પોતાની રચનાનું ઘેલું લગાડયું હશે ને એવા દુહા ફેંકનાર સોરઠીઆ પાછળ ગામ ગાંડાં થઈને હલકયાં હશે. દ્વારકામાંથી ઉષાએ આપેલા રાસ જેમ ભારતનાં જનપદોમાં ફરી વળ્યા એમ આ સોરઠીઆ દુહા ફરી વળ્યા હશે.

હશે કોઈક તો શરૂઆતમાં એનો જોડનાર. પણ એની રચનામાં લોકપ્રાણ બોલતો હતો, એટલે જેમ બધાં ફૂલ મહાદેવને ચડે એમ જનસામાન્યના દિલમાં કવિતાની જે અતિ સરળ રચના ઉભરાણી તે બધી. સોરઠીઆને નામે ચડતી રહી. પછી તો 'સોરઠીઓ' સચરાચર બની ગયો. જીવનના પ્રવાહમાં લોકોને જે કાંઈ રૂડું લાગ્યું તે બધું 'સોરઠીઆ'માં વહેતું ગયું–વહેતું રહ્યું. બધા લોકોમાં કવિતાનો અંશ તો પડયો જ છે. કોઈ જોડે, કોઈ ગાય, કોઈ વાંચે ને કોઈ સાંભળે. કાવ્યનો ઉચ્ચ પ્રસાદ તો કોઈ કોઈને જ સાંપડે, પણ જનસામાન્યના દિલમાં કવિતારૂપે જે કાંઈ આવ્યું તે એણે 'સોરઠીઆ'માં વહેતું મૂકયું. એટલે જ સોરઠીઓ જે ભણે છે તે લોકકવિતાને જ ભણે છે. એ કહેવતને ભણે છે, ડહાપણને, ઉપદેશને, ચારિત્રને, નીતિને, અનુભવરસાયણરૂપે એના દિલમાં જે કાંઈ ઊભરે છે તેનું સરળ સ્વરૂપ જોવું હોય તો તે આ 'સોરઠીઓ.'

આમ સોરઠીઓ એ કોઈ એક વ્યકિત નથી પણ સમગ્ર 'લોક' છે. માત્ર સોરઠ, કચ્છ, ગુજરાત, મેવાડ, મારવાડ, માલવા, નિમાડ, બુંદેલખંડ કે ઉત્તર ભારત જ નહિ, પણ બિહારની સીમા સુધીનો 'લોક.' 'લોક'ની કવિતાનો પ્રાણ આ દુહામાં અને દુહામાં પણ આ સોરઠામાં વહ્યો છે. સોરઠીઓ જે ભણે છે તે એકવાર જોઈ જાઓ. ભાષા ને બોલીના અનેક પ્રયોગો એમાં દેખાશે. બધી નદીનાં પાણી જેમ સમુદ્રમાં વહે છે તેમ બધી ભાષા, બધી બોલી આ સોરઠામાં–સોરઠીઆમાં વહી છે.

એટલે સોરઠીઓ કોઈ એક વ્યકિત નથી, કોઈ એક દેશ નથી, કોઈ એકાંગી અનુભવ નથી. સોરઠીઓ એટલે જાત, પાંત, પ્રદેશ, દેશ, ભાષાની સીમાઓથી રહિત સર્વજન છે. એની વાણી સાર્વજનિક છે. એ કાલબાધિત પણ નથી. કોણ જાણે કેટલાયે કાળથી દુહાની સરળ રચનામાં લોકની કવિતા વહેતી આવતી હશે અને એમાં એને 'સોરઠા'નું સુંદર રૂપ હાથ પડી ગયું. 'સોરઠીઆ'માં કોઈ ન સમજે એવું કાંઈ નથી. ભણેલ, અભણ, વિદ્વાન અને સાધારણ બુદ્ધિનો પણ સમજી શકે એવો એનો બોધ, એવો એનો બોલ, એવો એનો તોલ છે.

સેંકડો વર્ષોથી તે જોડાતો આવ્યો છે ને હજી જોડાયે જ જાય છે. સોરઠીઓ સાવ સાચેસાચું ભણે

છે. સાર્વભૌમ સ્વરૂપના હે સોરઠીઆ, તને અમારા અનેકાનેક નમસ્કાર છે. તારા અફાટ અસીમ પ્રવાહ-માંથી તો અહીં એક આચમની જ રજૂ કરીએ છીએ.

શરૂઆતના ૧૦૬ દુહા અમરદાસજીના સંઘરેલા છે. ત્યારબાદ ૫૫ દુહા જયમલ્લ પરમારના સંગ્રહના છે, અને ૨૪ દુહા કવિશ્રી મેકરણ ગગુભાઈ લીલાના છે.

મળવામાં હિત ધાર, મફત માલ જો આવતાં;
લેવો કરી વિચાર, સાચું સોરઠિયો ભણે. -૧
સમજ્યા વિણ સયાણ, ના હા તે કે'વી નહીં;
કિમે હિત નહીં હાણ, સાચું સોરઠિયો ભણે. -૨
અરધો મૂકી ઘેર, આખાને ધાવું નહીં;
કરીને અદકું પેર, સાચું સોરઠિયો ભણે. -૩
મહેલ પરાયા જોઇ, ઝૂંપડે દાહ દેવો નહીં;
રાખી ઈર્ષા સોઇ, સાચું સોરઠિયો ભણે. -૪
કરતલ કરવા જાય, મોટી વાતો તો ઘણી;
નાને મુખ ન સમાય, સાચું સોરઠિયો ભણે. -૫
હિસાબે કોડી થાય, એમાં અંદેશો નહીં;
બક્ષિસ લાખ દેવાય, સાચું સોરઠિયો ભણે. -૬
થાપણ મેલી કોઇ, ઓળવશે જે આદમી;
સારું કદી ન હોય, સાચું સોરઠિયો ભણે. -૭
ગરથ ગાંઠમાં હોય, વિદ્યા પણ પાઠે કરી;
તે ફળદાયક શોય, સાચું સોરઠિયો ભણે. -૮
કપડાં પે'ર્યાં માન, લાગી આગ ઓલાયં કેમ;
ધૂળ લપેટી જાન, સાચું સોરઠઠિયો ભણે. -૯
આ ભવ આપ્યાં દાન, આ ભવમાં તે ભોગવે;
સમજુને છે સાન, સાચું સોરઠિયો ભણે. -૧૦
સફરાં પે'રે સૂત, ઓઢે પણ આપે નહીં;
તે ગણવા તાબૂત, સાચું સોરઠિયો ભણે -૧૧
જુવાનીમાં જોઇ, બુદ્ધિને બુઠ્ઠી કરે;
તેવા માનવ સોઇ, સાચું સોરઠિયો ભણે -૧૨
કરમાં પે'રી કડાં, કર પર કર કર્યો નહીં;
(તે) માનવ નહીં મડાં, સાચું સોરઠિયો ભણે -૧૩
હાથ વાવરે દામ, લાખ તણું લેખું નહીં;
તેનું જગત ગુલામ, સાચું સોરઠિયો ભણે -૧૪
મે'માનોને માન, દિલ ભર દિલ દીધાં નહીં;
એ મેડી નહીં મસાણ, સાચું સોરઠિયો ભણે-૧૫
પ્રિય વસ્તુ જન જેહ, માગે કો મોઢે ચડી;
જાણો ગર્ધવ તેહ, સાચું સોરઠિયો ભણે -૧૬
બેસી પંગત વાર, ભાણાનો અંતર કરે;
ગણવો તેને ગમાર, સાચું સોરઠિયો ભણે -૧૭
નવરો જે જન જેહ, વિના કામ બેઠો રહે;
સૂઝે કુબુદ્ધિ તેહ, સાચું સોરઠિયો ભણે -૧૮
નકટા ભેગા જાય, નાક સહિત કોઇ નરો;
નકટા તેહ ગણાય, સાચું સોરઠિયો ભણે -૧૯
જાય પ્રાણ તો છેક, જરા ન કરવું તે થકી;
તજે મરદ નહીં ટેક, સાચું સોરઠિયો ભણે-૨૦
મળવામાં માઠપ કરે, અંગ મોટું એંધાણ;
કાંઉ પાથરે પ્રાણ, સાચું સોરઠિયો ભણે-૨૧
રાખી થોડું જ્ઞાન, વાચાળે વધતા અતિ;
તે ગણવા નાદાન, સાચું સોરઠિયો ભણે-૨૨
જગત અરીસો જણાય, દેખે તેવું કહે વળી,
ભલે રંક તે રાય, સાચું સોરઠિયો ભણે-૨૩
સાત પાંચની લાકડી, બોજ એકનો થાય;
જન પ્રતિ નહીં જણાય, સાચું સોરઠિયો ભણે-૨૪
ત્રિયા 'રહે જો આપ, રહ્યા થકી રે'વે નહીં',
જાય સંગાથી બાપ, સાચું સોરઠિયો ભણે-૨૫
સતી ન દેહી શ્રાપ, પણ દે તો લાગે ખરો;
લગે ન શંખણ શ્રાપ, સાચું સોરઠિયો ભણે-૨૬
નવલ 'લાડી માન, પાડીએ નીવડયા થકી,
થાશે તંઇએ વખાણ, સાચું સોરઠિયો ભણે-૨૭
કોયલ ને કાગ, જેને વાને વરતારો નહીં,
(તેની)જીભલડીએ જવાબ, સાચું સોરઠિયોભણે-૨૮
મન તણો વિકાર, જે જન જાણે જગતમાં;
તે શૂરો નિરધાર, સાચું સોરઠિયો ભણે-૨૯
મરણિયો જે થાય, કરે ન. માનવ શું કદી,
કરે મલકમાં ઘાય, સાચું સોરઠિયો ભણે-૩૦

ત્રણ પચાસે ટેકા દિયે, છોબ ન મેલે ચણે;
જીવને જાવું એકલું, સાચું સોરઠિયો ભણે -૩૧

કરજ ખાતર જાણ, વધતાં લાગે વાર ના;
કરવું નહીં સુજાણ, સાચું સોરઠિયો ભણે -૩૨

એકે સૌ કોઈ હોય, એક વિના એકે નહીં;
નગર નિહાળી જોઇ, સાચું સોરઠિયો ભણે -૩૩

પોતાનાં પરાં કરી, જે તે ભેળાં જાય;
તે તો જાશલું ભણાય, સાચું સોરઠિયો ભણે-૩૪

મળતાં મીઠપ દાખવે, દેવે અધિકાં દાન;
કવિને પ્રાણ સમાન, સાચું સોરઠિયો ભણે -૩૫

મરણ અને મંદવાડ, ત્રીજો વર્ષા ને વળી;
તેની ખબર ન ધાર, સાચું સોરઠિયો ભણે-૩૬

રાખી પરની આશ, ઉદ્યમને નહીં આદરે;
તે નર થાય નિરાશ, સાચું સોરઠિયો ભણે -૩૭

મૂછે નાખી હાથ, બોલે પણ પાળે નહીં;
(એને)ગણવો કાઢેલ નાથ, સાચું સોરઠિયો ભણે-૩૮

ઘડી એકમાં તોર, ગુસ્સે થઇ ગગડી રહે;
તે ગણવો કમજોર, સાચું સોરઠિયો ભણે -૩૯

પોતાની મૂર્ખાઇ, સમજે જે જન જગતમાં;
તે તો શાણા ગણાય, સાચું સોરઠિયો ભણે-૪૦

વેતે એકે વાણ, બેસીને બીજી કરે;
ઇ બિચારો જાણ, સાચું સોરઠિયો ભણે - ૪૧

પહોચે ન જેને કોઇ, હોય એવા ઘણા થકી;
પેટ પહોંચતું સોઇ, સાચું સોરઠિયો ભણે-૪૨

અછત પરાઇ જેહ, આપ અપલક્ષણ તણી;
પડે ન ખબર જ તેહ, સાચું સોરઠિયો ભણે -૪૩

સગો જાણ્યો શ્વાસ, શ્વાસ પણ સગો નહીં;
એનો નહીં વિશ્વાસ, સાચું સોરઠિયો ભણે -૪૪

ગરદન ગળા થકી જ, ટૂંકી જો તસુ બેય;
એથી અળગો રેય, સાચું સોરઠિયો ભણે - ૪૫

સજન જુઓ વિચાર, વિત મળે વખતોવખત;
મળે ન જન નિરધાર, સાચું સોરઠિયો ભણે -૪૬

ખાવો માલ હરામ, હજમ થાવો એ કઠણ છે;
મળે કયાંથી આરામ, સાચું સોરઠિયો ભણે-૪૭

કરવું જો અભિમાન, તો નોકર રહેવું નહીં;
રહેવું થઇ દિલજાન, સાચું સોરઠિયો ભણે -૪૮

વડય વિણ કરીએ વાદ, વડય વિણ વેવાઇ થયા;
શાનો એમાં સવાદ, સાચું સોરઠિયો ભણે -૪૯

ભૂખ્યાને જેહ પીડ, ધરાયો જાણે નહીં;
સમજે વીરલા ધીર, સાચું સોરઠિયો ભણે -૫૦

જેની જોઇએ જોડ, જોતાં જોડ જડે નહીં;
કાંઇક ખાપણ ને ખોડ, સાચું સોરઠિયો ભણે -૫૧

રહી જાય છે વાત, કાળ કદી રહેતો નહીં;
જુઓ જન વિખ્યાત, સાચું સોરઠિયો ભણે-૫૨

પગ પૂતર વરતાય, પારણિયે પોઢયા પછી,
જોતાં તરત જણાય, સાચું સોરઠિયો ભણે-૫૩

ગજા વણ ગાતર કરે, મોં નાનું ને મરડાય,
ઇ ઠાલું ઠરડાય, સાચું સોરઠિયો ભણે - ૫૪

થોરે કેળાં થાય, કળજગના કૌતક થકી,
મીઠપ નહીં તેમાંય, સાચું સોરઠિયો ભણે-૫૫

કરમી બાપ જણાય, આપકરમી ઉત્તમ અતિ;
એ તો અધિક ગણાય, સાચું સોરઠિયો ભણે-૫૬

બનવું છે જે કાલ, તેવું તો જ બની રહે;
થયું ન થાવું વાર, સાચું સોરઠિયો ભણે-૫૭

જો દુનિયામાં નિજ, એક એકથી અધિક છે,
ખુશામત મોટી ચીજ, સાચું સોરઠિયો ભણે-૫૮

મોટાની જોરૂ જાણ, સૌ તેને દાદી કહે,
ગરીબ ભાભી જાણ, સાચું સોરઠિયો ભણે-૫૯

પહલે દિન મીજમાન, દિન બીજે પય થઇ રહે,
ત્રીજે નિર્લજ જાન, સાચું સોરઠિયો ભણે-૬૦

દાનત જેવી આપ, તેવી ફૂળપત રહી તહાં,
મિથ્યા કરો સંતાપ, સાચું સોરઠિયો ભણે-૬૧.

માંદપ દવા ઉપાય, એકએકથી અધિક છે.
વેમ દવા ન લગાય, સાચું સોરઠિયો ભણે-૬૨

તોમર અને ત્રિશૂલ, હથિયારો એવાં ઘણાં;
ઓસાણ છે અમૂલ, સાચું સોરઠિયો ભણે -૬૩

ખેતર ખાગે વાડ, રખોલાં કોણ જ કરે.
વારૂ તેની જ ધાડ, સાચું સોરઠિયો ભણે -૬૪

નિરમલ ધાતુ નામ, નિરખ્યામાં ધાતુ નહીં;
કરતલ ઊંધાં કામ, સાચું સોરઠિયો ભણે -૬૫

કરીએ નહીં કુરીત, જેની તેની જોઇને;
રાખીએ કુળની રીત, સાચું સોરઠિયો ભણે -૬૬

મન જેને નહીં મોજ, કદર કરે નહીં કોઇની;
રાજા નહીં એ રોઝ, સાચું સોરઠિયો ભણે -૬૭

પહેલાં પાયકે જામ, જણ જણ પ્રત્યે જૂજવા;
નશાં નાયક થાય, સાચું સોરઠિયો ભણે -૬૮

ગરીબાઇમાં ગણે નહીં, સારે સગાં થાય;
ઇ મનમાં સમજી જાય, સાચું સોરઠિયો ભણે -૬૯;

કામાં અવળાં કરે, લઇ ધરમનાં નામ,
એ મરવાનાં ઠામ, સાચું સોરઠિયો ભણે -૭૦

કરતા બહુ તરકટ, નર નટખટ નીડરપણે;
ઇ માણસ નહીં મરકટ, સાચું સોરઠિયો ભણે -૭૧

મુખે જુદો માપ, પછવાડે કુથલી કરે;
ઇ માણસ નહીં પણ સાપ, સાચું સોરઠિયો ભણે-૭૨

ખવરાવે ને ખાય, મનડું મોટું રાખીને;
એને વાલોજી સહાય, સાચું સોરઠિયો ભણે -૭૩

ખાવા પોતે નીકળ્યો, તરસી માન સાય;
ઇ રગત ની ધરાય, સાચું સોરઠિયો ભણે -૭૪

હાકલેથી હથિયાર પડે, થરથર જાંગું થાય;
ઇ કાયર નર કે'વાય સાચું સોરઠિયો ભણે -૭૫

સખાવતનાં મૂળ, જે જણને સમજાય નહીં;
ઈ કંજૂસોનાં કુળ, સાચું સોરઠિયો ભણે -૭૬

સ-માણસ કરે નહીં, ક-માણસનો કદી સંગ;
નહીં ઘડો નહીં ઢંગ, સાચું સોરઠિયો ભણે -૭૭

મોરી જોગ મોઢાંય, ચોકડ કાંઉ ચડાવીએ;
અણપૂછ્યો ઓળખાય, સાચું સોરઠિયો ભણે -૭૮

મૂળ જેના મનમાં નહીં, સારા કામની સોજ;
માણસે બીજા મોજ, સાચું સોરઠિયો ભણે -૭૯

દાનત તો હરામની, કરવાં દરબારી કામ;
એ મરવાનાં ઠામ; સાચું સોરઠિયો ભણે -૮૦

ધન ઢગલે જ કમાઇ, ખરે દિલ ખરચે નહીં;
પારકે હાથ જાય, સાચું સોરઠિયો ભણે -૮૧

પરબારું પાતાળ, ગળેથી ગુથ છૂટે નહીં;
ઇ ખરેખર રખવાળ, સાચું સોરઠિયો ભણે -૮૨

પડકારે પીઠ નહીં, હૈયે મરવાની હામ;
એ મરદુંનાં કામ, સાચું સોરઠિયો ભણે -૮૩

પારકી પથારીએ, પોઢે પલંગે પ્રિત;
ઇ હેવાનની રીત, સાચું સોરઠિયો ભણેં -૮૪

બીજાને જૂઠા કહે, પોતે બોલે રોજ;
એનો પડે નહીં બોજ, સાચું સોરઠિયો ભણે-૮૫

ભરજે ભડથી બાથ, રાંકાને રંજાડીશ મા;
તો રાજી દીનોનાથ, સાચું સોરઠિયો ભણે-૮૬

ખાવામાં કોદાળ, સામાનું સમજે નહીં;
એ અગનોતરો કાળ, સાચું સોરઠિયો ભણે. ૮૭

ખીચડના ખાનાર, તેને મીઠાઈઓ કયાં મળે;
પણ સમજે નહીં ગમાર, સાચું સોરઠિયો ભણે-૮૮

મંડળમાં સૂનકાર, પાછળ પડકારા કરે;
ઇ ભડના નહીં આચાર, સાચું સોરઠિયો ભણે-૮૯

મસાણ સુધી સાથ, ચેહમાં સૂવું એકલું:
કોઇ ન ભીડે બાથ, સાચું સોરઠિયો ભણે-૯૦

મોટાના મંદવાડ, રજના ગજ થઇ પડે;
એ વૈદોના ઝાડ, સાચું સોરઠિયો ભણે-૯૧

નશો કરે નાદાન, બીજાની નિંદા કરે;
એ શોભે સ્મશાન; સાચું સોરઠિયો ભણે-૯૨

વંઠેલનો વેપાર, અર્ધી રાતે આળસે;
એ મોત વિના મરનાર, સાચું સોરઠિયો ભણે-૯૩

ડિલે ચોળી રાખ, સિદ્ધ થઇને ભમનો;
અંતે રહેશે ખાખ, સાચું સોરઠિયો ભણે-૯૪

કરમાં પકડી માળ, ભોળાં જનને ભમાવનો;
એ માળ નહીં પણ જાળ, સાચું સોરઠિયો ભણે-૯૫

બેઠાં ઝોકાં ખાય, વાટો કસુંબાની જુએ;
એનાથી શું થાય, સાચું સોરઠિયો ભણે-૯૬

એ તો વસમી વાટ, સંગત થાવી સંતની;
ઘડતાં આવડે ઘાટ, સાચું સોરઠિયો ભણે-૯૭

જોઇ બીજાનાં જોણુ, ઉફાંદો બહુ આદરે;
એ લાલામાંલાનાં ધોણુ, સાચું સોરઠિયો ભણે -૯૮

તરકડાંથી તંત, કોઇ દિ' કરીએ નહીં;
આણી દેશે અંત, સાચું સોરઠિયો ભણે-૯૯

સંઘરીને રાજી થાય, કપાય કાળજું કાઢતાં,
એ વિણ ખાપણે જાય, સાચું સોરઠિયો ભણે-૧૦૦

ચીંધે સૌને કામ, પોને ડગ ભરે નહીં;
એ મૂરખનો જામ, સાચું સોરઠિયો ભણે-૧૦૧

જીવતાંની જંજાળ, મૂવાં સુધી મટે નહીં;
એના રામ નહીં રખવાળ, સાચું સોરઠિયો ભણે-૧૦૧

ભૂખ્યા પેટે ભાન, શૂરાને પણ રહે નહીં;
પેટમાં પડે ધાન, સાચું સોરઠિયો ભણે-૧૦૩

પરઘેર પહોળો થાય, પોતાને ત્યાં સાંકડો;
એ કાળમુખો કહેવાય, સાચું સોરઠિયો ભણે-૧૦૪

પર ઘેર પરોણો થાય, પોતે પરોણો લેઇને;
ધૂળ પડી જીવતરમાંય, સાચું સોરઠિયો ભણે.૧૦૫

લાંઘણ સોંતો લાય, મગદળ કુંજર મારવા;
કે દિ' ખડ નવ ખાય, સાચું સોરઠિયો ભણે-૧૦૬

કરમાં પે'રે કડાં, પણ કર પર કર ધરે નહિ;
ઇ માનવ નહિ પણ મડો, સાચું સોરઠિયો ભણે.૧

ખાવામાં કોદાળ, સામાનું સમજે નહિ;
એ અગણોતરો કાળ, સાચું સોરઠિયો ભણે.-૨

ખીચડના ખાનાર, તેને મીઠાઇઓ ક્યાં મળે?
પણ સમજે નહિ ગમાર, સાચું સોરઠિયો ભણે-૩

મસાણ સુધી સાથ, ચેહમાં સૂવું એકલાં:
કોઇ ન ભીડે બાથ, સાચું સોરઠિયો ભણે.-૪

ઓઠાં દે અપાર, પોતાના પરાક્રમતણાં;
એ તો ભાંડ અવતાર, સાચું સોરઠિયો ભણે.-૫

ખેઠાં એક જ વણાહ, તે ખેઠાં બીજી કરે;
બીજક બીજું જાણ, સાચું સોરઠિયો ભણે-૬

ઘડપણ વસમી વાટ, જુવાનીમાં જાણી નહિ;
એના શા ઉચાટ, સાચું સોરઠિયો ભણે-૭

જુવાનીનાં જોર, અટાણે અળગાં થયાં;
ન મળે મન નકોર, સાચું સોરઠિયો ભણે-૮

કાળપ મેલે કેશ, મન કાળપ મેલે નહિ;
એને લાજ નહિ લવલેશ, સાચું સોરઠિયો ભણે-૯

થોરે કેળાં થાય, કળિયુગના વારા વિષે;
મીઠપ નહિ મનમાંય, સાચું સોરઠિયો ભણે.૧૦

જે તે ભેળા જાય, પોતાની પ્રજા મેલીને;
ઇ ભેંસલા ભણાય, સાચું સોરઠિયો ભણે. ૧૧

જગમાં રાખ્યાં નામ, વિસાર્યાં વીસરે નહિ;
તેનાં સ્વર્ગે ઠામ, સાચું સોરઠિયો ભણે. ૧૨

બાંધી ઢાલ તલવાર, વહાણે ચડિયો વાણિયો;
રોળાણો રણ મોઝાર, સાચું સોરઠિયો ભણે.૧૩

ઘર ઘર ઢેબર ખાય, ખવડાવી જાણે નહિ;
ધૂળ પડી જીવતરમાંય, સાચું સોરઠિયો ભણે. ૧૪

ચીંધે સૌને કામ, પોને ડગ ભરે નહિ;
એ મૂરખનો જામ, સાચું સોરઠિયો ભણે. ૧૫

દિન દિન ડાચરે જાય, વગોણાં વહાલાં કરે;
તે બાપ ફેર ગણાય, સાચું સોરઠિયો ભણે. ૧૬

ઘરમાં ધન અપાર, ગરીબાઈ ગાતો ફરે:
ધૂળ પડી ધન માંય, સાચું સોરઠિયો ભણે. ૧૭

પોઢે પલંગ નીત, બીજાને પથારીઓ;
એ હેવાનની રીત, સાચું સોરઠિયો ભણે. ૧૮

ખોટાં બોલે રોજ, બીજાને ખોટા કહે;
તેનો પડે ન બોજ, સાચું સોરઠિયો ભણે.૧૯

વાવ્યો ઝેરી રોપ, અમૃતની આશા કરે;
એ રોપ નહિ પણ ખોપ, સાચું સોરઠિયો ભણે.૨૦

વંઠેલનો વેપાર, અરધી રાતે આળસે;
તે મોત વિના મરનાર, સાચું સોરઠિયો ભણે.૨૧

રાખી ધરમનો ડોળ, ધૂતવાના ધંધા કરે;
એ જાશે હડા ખોળ, સાચું સોરઠિયો ભણે. ૨૨

ડિલે ચોળી ખાખ, સિદ્ધ થઇને ઘૂમતો;
અંતે રહેશે રાખ, સાચું સોરઠિયો ભણે. ૨૩

બેસે થઇને સિદ્ધ, સૂકો ગાંજો ફૂંકતો;
તે શઠ પણ નહિ સિદ્ધ, સાચું સોરઠિયો ભણે. ૨૪

હાકલે ભીડી હામ, ઉપપલાણે દોડતો;
એ રજપૂતી નામ, સાચું સોરઠિયો ભણે. ૨૫

હાકલે હારી જાય, વાહરનો જાય વાંજણે;
એ કાયર કહેવાય, સાચું સોરઠિયો ભણે. ૨૬

ડહાપણ ડાયરામાંય, પગલાં તો પાછાં ભરે;
જલેલ કરે નહિ કાંઇ, સાચું સોરઠિયો ભણે. ૨૭

થોભાનો બહુ ઠાઠ, ગોઠણ બાંધી બેસનો;
એ થોભા નહિ પણ ભાઠ, સાચું સોરઠિયો ભણે. ૨૮

રંગે કાળા કેશ, વેશ ભજવે નહિ વેવારમાં;
એ રંગ નહિ પણ મેશ, સાચું સોરઠિયો ભણે. ૨૯

તસબી લઇને હાથ, ચોવટો ચોરે કરે;
એ નહિ સબળાનો સાથ, સાચું સોરઠિયો ભણે. ૩૦

કરણ વીર ને ભોજ, જેનાં અમર નામ છે;
બીજા ખોવાના બોજ, સાચું સોરઠિયો ભણે ૩૧.

દીવાન મેરૂ ને ભાણ, સુલતાન ને કુંભો થયા;
હતા હિંમતની ખાણ, સાચું સોરઠિયો ભણે. ૩૨

બેઠાં ઝોકાં ખાય, વાટ કસુંબાની જુએ;
એ માખી ઉડાડે નાય, સાચું સોરઠિયો ભણે. ૩૩

વાતે વાહરી જાય, એ વહારોમાં શું ચડે?
થરથર કાયા થાય, સાચું સોરઠિયો ભણે. ૩૪

હીરો આવ્યો હાથ, અજાણ્યો ઓળખે નહિ;
જાણ્યા નહિ જગનાથ, સાચું સોરઠિયો ભણે. ૩૫

સારે સગાં થાય, ગરીબાઇમાં કોઇ ગણે નહિ;
મનમાં સમજી જાય, સાચું સોરઠિયો ભણે. ૩૬

સમાણુસનો સંગ, કમાણુસ કરે નહિ;
એનો નહિ ધડો કે ઢંગ, સાચું સોરઠિયો ભણે. ૩૭

કમાણુસનાં કહ્યાં, સમાણુસ સાંભળે નહિ;
જે બગડે બોલે વહ્યાં, સાચું સોરઠિયો ભણે. ૩૮

ઘરઘરણાની ઘૂંસ, મનમાની મોજો કરે;
કહેતાં કાઢે ઠૂસ, સાચું સોરઠિયો ભણે. ૩૯

એ તો વસમી વાટ, સંગત થાવી સંતની;
ઘડતાં ન આવડે ઘાટ, સાચું સોરઠિયો ભણે. ૪૦

ભક્તાણીની ભાળ, ભગતને ભૂલી ગયા;
એ ભગતોમાં નહિ માલ, સાચું સોરઠિયો ભણે. ૪૧

જોઇ બીજાનાં જોણ, ઉફાંદો બહુ આદરે;
એ લાલા માલાનાં ધ્રોણ, સાચું સોરઠિયો ભણે. ૪૨

ગરવ કરે ગમાર, સેંજામાં સમજે નહિ;
ઝટ કાઢે તરવાર, સાચું સોરઠિયો ભણે. ૪૩

મૂએ માંડી મોકાણ, જીવતાં કોઇએ જાણ્યા નહિ;
હણી દેખાડા જાણ, સાચું સોરઠિયો ભણે. ૪૪

હેરૂ વાટે જો મળે, ઓળખે તોય બોલીશ મા;
મૂકશે છરી ગળે, સાચું સોરઠિયો ભણે. ૪૫

તરકડાથી તંત, કોઇ દી કરીએ નહિ;
આણી દેશે અંત, સાચું સોરઠિયો ભણે. ૪૬

કરજે શૂરાનાં કામ, રોતલ સંગ રમીશ મા;
રહેશે અમર નામ, સાચું સોરઠિયો ભણે. ૪૭

નિત નિત નાવા જાય, પણ મન ચોખું મળે નહિ;
એ ચોકખો નવ કહેવાય, સાચું સોરઠિયો ભણે. ૪૮

કહે નીર સો હાથ, ત્યાં હોય નહિ કાંકરો;
એને નાથો નાથ, સાચું સોરઠિયો ભણે. ૪૯

સંઘરી રાજી થાય, કપાય કાળજું કાઢતાં;
એ વિણ ખાપણે જાય, સાચું સોરઠિયો ભણે. ૫૦

ખવરાવે તે ખાય, મનડું મોટું રાખીને,
તેને વહાલો સહાય, સાચું સોરઠિયો ભણે. ૫૧

છોડીને ઘરબાર, ભસમ લગાવી ભાગિમા;
પણ મમતા હાલી લાર, સાચું સોરઠિયો ભણે. ૫૨

કળથી થાયે કામ, બળથી તે થાતું નથી;
જરબળ નાવે કામ, સાચું સોરઠિયો ભણે. ૫૩

મોઢે મીઠી વાત, પાછળ વગોણાં કરે;
એ અકર્મી જાત, સાચું સોરઠિયો ભણે. ૫૪

મોઢે કડવું કહે, પાછળ કાંઇ બોલે નહિ;
તેવાનો નહિ ભે, સાચું સોરઠિયો ભણે. ૫૫

## કવિશ્રી મેકરણભાઇ ગગુભાઇ લીલા તરફથી મળેલા વિશેષ દુહા

જાય પ્રાણ તો છેક, જરા ન ડરવું તે થકી;
તજે મરદ ન ટેક, સાચું સોરઠિયો ભણે. ૧

ઘડી એકમાં ઘોર, ક્રોધે કળેળી ઊઠે;
એ ગણવા કમજોર, સાચું સોરઠિયો ભણે. ૨

ઔષધ કર્યાં અનેક, વિધિએ વિધવિધ રોગના;
ઓસડ સ્વભાવનું નહિ એક, સાચું સોરઠિયો ભણે. ૩

પહેલાં પાયક જાય, જણજણ પ્રત્યે જૂજવા;
નશાં નાયક થાય, સાચું સોરઠિયો ભણે ૪

બોલે મુખ બચન, પાળે નહિ અવની પરે;
ધીક ધીક ધર્યું તન, સાચું સોરઠિયો ભણે. ૫

નારી નયન કટાર, વાગે નહિ જે વીરને;
એ જ પ્રભુ અવતાર, સાચું સોરઠિયો ભણે. ૬

દેખી પરનું દુઃખ, પોતાનું જે પરહરે;
ધન્ય એ માતાની કૂખ, સાચું સોરઠિયો ભણે.૭

ડરે નહિ દુઃખમાંય, સુખમાંયે છલકે નહિ;
જન થોડા જગમાંય, સાચું સોરઠિયો ભણે. ૮

હોય ધરમની હાણ્ય, માથું દે રહી મોખરે;
જગમાં જીવ્યો જાણ્ય, સાચું સોરઠિયો ભણે. ૯

જેથી લાગે જીવ, તેને માટે તન દિયે;
સદા રહે એ સજીવ, સાચું સોરઠિયો ભણે. ૧૦

કોક મોટા કોક બાળ, અવનીથી ઊઠી ગયા;
રહ્યા ધરમ રખવાળ, સાચું સોરઠિયો ભણે. ૧૧

ભેખ ધરી ભમનાર, જીવનને જાતાં કરે;
ધન્યવાદ હજાર, સાચું સોરઠિયો ભણે. ૧૨

પાસે વદે પવિત્ર, પર પૂંઠે નિંદા કરે;
તજવા તેવા મિત્ર, સાચું સોરઠિયો ભણે. ૧૩

પાખંડી અણુપાર, ઘર કર ઘર લૂંટે ઘણાં;
સવારથનો સંસાર, સાચું સોરઠિયો ભણે. ૧૪

ચતુર નર ને નાર, ચિંતા તેને મન ઘણી;
સુખે સુવે ગમાર, સાચું સોરઠિયો ભણે. ૧૫

વિખવેલી પરનાર, સોબત કોઈ કરશો નહિ;
પ્રાણ હરણ કરનાર, સાચું સોરઠિયો ભણે. ૧૬

કરી કદી નવ થાય, થયા પછી છૂટે નહિ;
પ્રાણ પડે પ્રીત જાય, સાચું સોરઠિયો ભણે. ૧૭

પ્રીત કરવી છે સેલ, પલમાં પ્રીતિ થાય છે;
નભાવવી મુશ્કેલ, સાચું સોરઠિયો ભણે. ૧૮

ખોદે જે નર ખાડ, પરને અંદર પાડવા;
તે જ પડે તત્કાળ, સાચું સોરઠિયો ભણે. ૧૯

પાઘ શીરે મખ ચોડાં, આંકો ગજ ઉકલે નહિ;
એ ગણવા ઓડાં, સાચું સોરઠિયો ભણે. ૨૦

જીવતાં જાણ્યા નહિ, મૂવે માંડે મોકાણ;
ઈ દેખાવની જાણ, સાચું સોરઠિયો ભણે. ૨૧

બાધે બેળિયા સાથ, મૂરછે તો દઈ મરદ;
એ સાચો સંગાથ, સાચું સોરઠિયો ભણે. ૨૨

પૈસાની પંચાત, લાગી રહી આ લોકમાં;
બોલે ન બીજી વાત, સાચું સોરઠિયો ભણે. ૨૩

પેખી ટાઢા પહોર, ભીંડા મારે ભાવથી;
શઠના એ શિરમોર, સાચું સોરઠિયો ભણે. ૨૪

*

## બલદેવભાઈ નરેલા રચિત

પરનું દુઃખ લાગે પ્રથિ, પંડયને પારાવાર;
જણનારી એવા જણો, (તો) જા જા હજો જુહાર. ૧

દાતરડાં તલવારનાં, લોઢાં સજે લુહાર;
(પણ) વેત્રણ વાપરવા તણી, જાણે જાણણહાર. ૨

બહુ વિચારી બાંધવો, વેધુ જન વહેવાર.
(નહીંતર) પંડયે પુંછલ બળધીયો,
(અને) ભરીયો ગડે ભાર. ૩

સરજાવ્યો છે શામળે, સુખ લેવા સંસાર;
(પણ) દુઃખનો મારગ દોયલો, ગોત્યા કરે ગમાર. ૪

સો સો સરિતા સામટી, (તોઇ)સાગર નો છલકાય;
(પણ) નેઠા વિનાના નેરડાં, કાંઠા બારાં જાય. ૫

પંથ પુરો કેમ પુગશે, ગાડાંબો ગમાર.?
ટાઢાને નહીં ટાપલી, (અને) ઉતાવળાને આર, ૬

મોસુજે નહીં મેઘલી (એવી) ગિરરાત્યું ગળીયું;
પહાડાં જળ પ્રાછટ પડે, ળળકે વિજળીયું ૭

ધરે આભ રંગ ધુંધળો, આઠ દીવસ એન્રી;
હીકંટ નદીયું હાલતી, ધુઘવતી ઘેલી ૮

આંખડીયું અમૃત ભરી, ઘર સામે ઢળીયું,
વણ બોલ્યે વાતું કરે, (ઈ)કોઈ એ નો કળીયું ૯

હરવું ફરવું હેતથી, મન જેનું મળીયું;
સ્વારથને સંતાપ નઈ, (ત્યાં) ગણવું ગોકુળીયું. ૧૦

સજ્જનની સુવાસની, ફોરમ દયે ફળીયું;
એવાની આશા કરે, તેનું દુઃખ ટળીયું. ૧૧

# પ્રાચીન ગુજરાતી દૂહા

ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા

દૂહો એ પ્રાચીન ગુજરાતી અને રાજસ્થાનીનો – મારુ–ગુર્જર સાહિત્યનો સુભાષિત છંદ છે. એક તરફ તે અપભ્રંશ-સાહિત્યને સ્પર્શે છે અને બીજી તરફ અર્વાચીન ગુજરાતી–રાજસ્થાની સુધી સાતત્ય પામે છે; એક બાજુ, નિદાન હજાર વર્ષ થયાં વિકસેલા શિષ્ટ સાહિત્યનો એ અંશ છે, તો બીજી બાજુ સદીઓથી વહેતા આવતા લોકસાહિત્યનું એ અવિનાભાવી અંગ હોઈ એમાં પ્રગટેલા અને ખેડાયેલા મુક્તકની અભિવ્યક્તિનું મુખ્ય માધ્યમ છે.

દૂહાઓ જેમ લોકમુખે પ્રચલિત છે તેમ જૂની હસ્તપ્રતોમાં લખાયેલા પણ મળે છે. જૈન હસ્તલિખિત ગ્રન્થભંડારોમાં 'પ્રાસ્તાવિક', 'સુભાષિત', 'સૂક્તાવલિ' આદિ નામ નીચે અનેક પોથીઓ મળે છે, જેમાં સંસ્કૃત–પ્રાકૃત ઉપરાંત અપભ્રંશ અને જૂની ગુજરાતી સુભાષિતો હોય છે. આ સુભાષિતો મુખ્યત્વે દૂહા–સોરઠામાં અને કેટલીક વાર બીજા છંદોમાં હોય છે. ગુજરાતમાં રચાયેલા ઐતિહાસિક સંસ્કૃત પ્રબન્ધોમાં અને સંસ્કૃત કથાઓમાં પ્રસંગોપાત્ત અપભ્રંશ અને જૂની ગુજરાતી દૂહાઓ ઉદ્ધૃત કરેલા હોય છે. જૂની ગુજરાતીના રાસાઓ અને પદ્યવારતાઓમાં પણ પુષ્કળ પ્રાસ્તાવિક દૂહા–સોરઠા હોય છે. શામળ વગેરેની પદ્યવારતાઓમાં પ્રયોજિત સુભાષિતોનું અને લોકસમાજમાં પ્રચલિત દૂહા આદિનું મૂળ, પૂર્વરૂપ કે પ્રકારાન્તર એમાં જોવા મળે છે. આ સુભાષિતોની સંખ્યા એટલી વિપુલ છે કે 'સુભાષિતરત્નભાંડાગાર' જેવો વિસ્તૃત સંગ્રહ એમાંથી સંકલિત થઈ શકે, જે ભાષા, શિષ્ટ સાહિત્ય અને લોકસાહિત્ય એ સર્વના અભ્યાસમાં બહુ રસપ્રદ થાય.

'સાહિત્ય' માસિકના મે ૧૯૧૪ ના અંકમાં આપણા વિશિષ્ટ અગ્રયાયી સંશોધક શ્રી ચિમનલાલ દલાલે જૂની હસ્તપ્રતો ઉપરથી આશરે ૫૦૦ સુભાષિતો સંકલિત કરીને પ્રગટ કર્યાં હતાં. હસ્તપ્રતો ઉપરથી વિષયવાર સંકલના કરીને બીજાં આશરે ૬૦૦ સુભાષિતો 'પ્રસ્થાન' માસિકના આસો સં. ૧૯૮૯, માગશર સં. ૧૯૯૦ અને ચૈત્ર સં. ૧૯૯૦ના અંકોમાં મેં છપાવ્યાં હતાં. તથા 'શારદા' માસિકના ડિસેમ્બર ૧૯૩૨ ના અંકમાં અને 'ગુજરાતી'ના સને ૧૯૪૧ના દીપોત્સવી અંકમાં પણ બીજા કેટલાક દૂહા સંપાદિત કર્યા હતા. શ્રી મધુસૂદન મોદી અને ડૉ. હરિવલ્લભ ભાયાણીએ પણ જૂના ગુજરાતી દૂહા પ્રસિદ્ધ કર્યા છે. બીજા કેટલાક પ્રાચીન દૂહા અહીં પ્રગટ કરવાની હું તક લઉં છું.

મારા વિદ્યાગુરુ સદ્ગત મુનિશ્રી પુણ્યવિજયજી જેસલમેરના ગ્રન્થભંડારોનું અવલોકન કરવા માટે સને ૧૯૫૦–૫૧માં જેસલમેર હતા. હું અને મારા મિત્ર સ્વ. જિતેન્દ્ર જેટલી એ સમયે જેસલમેર ગયા હતા અને ત્યારે જોધપુર અને બીકાનેરની મુલાકાત અમે લીધી હતી (અમારા આ પ્રવાસનું આલેખન 'એક સાહિત્યયાત્રા' નામે મારા લેખમાં છે. જુઓ 'સંશોધનની કેડી', પૃ. ૨૫૧–૬૨). બીકાનેરમાં શ્રી અગરચંદજી નાહટાના સૌજન્યથી અનેક પ્રાચીન ગ્રન્થસંગ્રહો જોવાની અમને તક મળી હતી. બીકાનેરના બડા ભંડારમાંની એક સંગ્રહપોથીમાં સંસ્કૃત–પ્રાકૃત સુભાષિતોનો એક મોટો સંગ્રહ છે. એ પોથીના પત્ર ૧૬૮ ઉપર પ્રાચીન ગુજરાતી સુભાષિતો છે; એમાંનાં કેટલાંક સુભાષિત અનુવાદ સાથે અહીં પ્રગટ કર્યાં છે. એમાંના ૧૬મા પદ્ય સિવાય અન્ય સુભાષિતો દૂહા કે સોરઠામાં છે. હસ્તપ્રતમાં લેખન–સંવત નથી, પણ લિપિ ઉપરથી તે પંદરમા સૈકામાં લખાયેલી લાગે છે. મારી નોંધપોથીમાં તારીખ ૩૦ ઑક્ટોબર, ૧૯૫૦ છે. તે દિવસે સાંજે, અમદાવાદ આવવા માટે, બીકાનેર છોડતાં પહેલાં આ સુભાષિતો મૂળ હસ્તપ્રતમાંથી ઉતાર્યાં હતાં.

## મૂળ દૂહા અને અનુવાદ

દૂહો તિહાં કહીજઈ જિહાં હોઇ લોય સુજાણ;
અધૂરઇ પૂરઉ કરઇ, પૂરઇ કરઈ વખાણ. ૧.

[દૂહો ત્યાં કહેવો, જ્યાં સુજાણ લોકો હોય–જેઓ અધૂરો દૂહો પૂરો કરે અને પૂરો થયે વખાણ કરે.]

હિયા ! હીયાલી જેહિ સઉં,
તેણિ સઉં કિત્તઉ રોસુ ?
જિણુ દિટ્ઠઇ માણુ ઉલ્લસઇ,
હિયરઇ થિયઇ સંતોષુ. ૨.

[હે હૃદય, જેની સાથે હૈયું જોડાયું હોય, જેને જોતાં મન ઉલ્લાસ પામે અને હૃદયમાં સંતોષ થાય એની સાથે રોષ કેવો ?]

મુંડ મુંડેવિણ, જોરુ–આસા,
વેસુ ધરેવિણુ જા ઘર વાસા,
જૂય રમેવિણ જા ધણ આસા,
તિન્નિ વિ આસા ખાસા ભાસા. ૩

[મુંડ મુંડાવ્યા પછી – સંસારત્યાગ પછી સ્ત્રીની આશા, (સાધુ)વેશ ધારણ કર્યા પછી ગૃહવાસની આશા, દ્યૂત રમીને ધનની આશા – એ ત્રણેય આશા નિષ્ફળ છે.]

મહિવીઢહ સચરાચરહ સિરિ જિણિ દિન્ના પાય;
તસુ અત્થમણ દિણેસરહ, હોઇત હોઇ ચિરાય.[૧]૪

[સચરાચર મહીપીઠના માથે જેણે પગ મૂક્યો છે તે દિનેશ્વર સૂર્યનો અસ્ત થાય છે; જે થવાનું હોય છે તે લાંબે કાળે પણ થાય છે.]

ઘિઉ ઘલહલ મંસ બહુલ, ભટ્ટિણિ જઇ પામેસુ;
તઉ સમરંગણિ સૂર જિમ, ખટ્ટ કિયઉં આવેસુ.૫

[ઘીથી તરબોળ પુષ્કળ માંડા માલિકની પત્ની પાસેથી જો પામીશું તો સમરાંગણમાં શૂરની જેમ ખટ્ટ કરતા–ઝટ દઈને આવીશું !]

પાણી તણા પિયાર, મચ્છ !
મ મૂકિસિ :મયરહરુ;
જં સાયરુ તં સારુ, પાષે પડિયાં વિગૂપિયઇ. ૬

[હે મત્સ્ય ! પાણીના પ્યારથી મકરગૃહ–સમુદ્રનો ત્યાગ કરીશ નહિ. સાગર જ સારરૂપ છે; એનાથી દૂર જતાં વગોણું થશે.]

બંભણુ મરઈ કિ મારવઇ, ખત્તિય કરઇ બિસાંડુ;
નહુ મરવઇ નહુ મારવઇ, બીહણું નિસ તુ કિરાડુ.૭

[બ્રાહ્મણ મરે કે મારે, ક્ષત્રિય ભય પમાડે, બીકણ નિઃસત્ત્વ કિરાટ–વણિક નહિ મરવામાં કે મારવામાં.]

વિહવહ જીવિઅ જુવ્વણહ, જો નુવિ લાહઉ લેઇ;
ગુણિ તુટ્ટઈ ધાણુક્ક જિમ, પરહત્થડા મલેઇ. ૮

(વૈભવ, જીવન અને યૌવનનો જે લહાવો લેતો નથી તેનો વૈભવ, ગુણ–દોરી તૂટેલા ધનુષ્યની જેમ, બીજાના હાથમાં જાય છે.]

ઇક્કહ રન્નિ વસંત્તયહ, એવડું અંતરુ કાઇ,
સિંહુ કવડ્ડી નં લહઇ, મયગલુ લક્ખિ વિકાઇ.[૨]૯

[એક જ અરણ્યમાં વસતાં બે પશુઓ વચ્ચે આટલું અંતર કેમ ? સિંહની કોડી પણ ઊપજતી નથી અને હાથી લાખોના મૂલ્યથી વેચાય છે.]

---

૧. મેરુતુંગાચાર્યકૃત 'પ્રબન્ધચિન્તામણિ'-(સં. ૧૩૬૧)માં નજીવા પાઠાન્તર સાથે આ દૂહો છે. કવિ રામચન્દ્રને, મારી નાખવા માટે, રાજા અજયપાલે તાંબાના તપાવેલા પાટલા બેસાર્યા, ત્યારે તે કવિ આ દૂહો બોલી જીભ કરડી, મરણ પામ્યા એવો સન્દર્ભ ત્યાં છે

રામચન્દ્ર કવિ 'નાટયદર્પણ' નામે નાટયશાસ્ત્ર ગ્રંથના કર્તા તરીકે તથા અનેક સંસ્કૃત નાટકોના સર્જક તરીકે સંસ્કૃતજ્ઞોમાં જાણીતા છે. તેઓ આચાર્ય હેમચન્દ્રના પટ્ટશિષ્ય હતા. પૂર્વાશ્રમમાં તેઓ ચારણ હતા એવો કેટલાક પ્રબન્ધોમાં ઉલ્લેખ છે.

૨. આચાર્ય હેમચંદ્રે સિદ્ધહૈમ વ્યાકરણના આઠમા અધ્યાયમાંના અપભ્રંશ વ્યાકરણ (સૂત્ર-૩૩૫)માં ઉદ્દ્ધૃત કરેલા દૂહાઓમાં આને મળતો દૂહો છે–

गुणहिं न संपय कित्ति पर फल लिहिआ भुंजंति ।
केसरि न लहइ बोड्डिअ वि गय लक्खेहिं घेप्पंति ॥

મયગલુ ગલિ બંધેવિ કરિ, જહિ લિજ્જઈ તહિ જાઇ
સીહુ પરિબ્ભવ જઇ સહઇ, દહલક્ખે વીકાઇ. ૧૦

[ગળે બંધન બાંધી, હાથીને જ્યાં દોરી જવામાં આવે ત્યાં તે જાય છે. સિંહ આ પરિભવ જો સહન કરે તો દસ લાખમાં વેચાય !]

દેઉલિ દેઉલિ ફુંકિયઇ, ગલિ ઘલ્લેવિણુ નત્થ;
સંખ સમુદ્દહ છંડિયા, જોઇ જ હુઈ અવત્થ.૧૧

[સમુદ્રથી છંડાયેલા શંખની અવસ્થા તો જુઓ! ગળામાં નાથ ઘાલીને દેવળે દેવળે ફૂંકાય છે !]

લાઇ, સંખ ! મ રોઇ, રયણાયર-વિચ્છોહિયઉ,
પરસિરિ પદમ મ જોઇ,
જઈ વિહિ-લિહિય ન આપણઇ.૧૨

[રત્નાકરથી વિચ્છોહ પામેલા શંખ ! આવ, તું રોઈશ નહિ ! જો વિધિએ તારા નસીબમાં સમૃદ્ધિ લખી ન હોય તો બીજાના કપાળમાંનું પદ્મ તું જોઈશ નહિ, અર્થાત એ જોઈને શોક કરીશ નહિ.]

હંસિહિં જાણિઉ એહુ સરુ, હોસક કાલો કાલુ;
પહિલઇ ચંચુ ટબક્કડઇ. ઊમટિયઉ સેવાલુ. ૧૩

[હંસોએ માન્યું કે આ સરોવર સદાકાળ (પાણીથી ભરેલું) રહેશે; પણ અહીં તો ચાંચના પહેલા જ ટલકામાં સેવાળ ઊમટી !]

હંસા ! સો સરુ સેવિયઇ, જો ભરિયઉ નિપ્પંકુ :
ઓછઉ સરુ સેવંતયહ, નિગ્ગછઇ ચડઇ કલંકુ. ૧૪

(હંસ ! જે જળભર્યું અને નિષ્પંક-કાદવ વિનાનું હોય એવા સરોવરનું સેવન કરવું; ઓછા-અલ્પગુણ સરોવરનું સેવન કરતાં નક્કી કલંક ચડે છે.)

ભમરા ! કડુયઇ નિંબડઇ, દીહા કેવિ વિલંબિ;
ઘણ તરુવર છાયા બહલ, ફુલ્લઇ જાવ કયંબુ.૧૫[૩]

(હે ભમરા ! ઘન ઘટાવાળું અને બહોળી છાયા-વાળું કદંબવૃક્ષ વિકસે ત્યાં સુધી આ લિંબડા ઉપર થોડા દિવસ વિલંબ-વિસામો કર !)

ફુલ્લઈ જાવ કયંબુ, સુરહ પટ્ટલ સેવંતી,
અવરે પડષહિ દિવસ પંચ, ચંપય માલત્તી;
ભમરુ કિ કડુયઇરઇ કરઇ ? પુણ દૈવુ સહાવઇ,
જં મણ મરણ વિદેસગમણ કિં કસ્સ વિહાવઈ?૧૬

(સુરભિયુક્ત કદંબ, પાટલ, સેવંતી, ચંપક અને માલતી ખીલે ત્યાં સુધી, બીજા પાંચ (થોડા) દિવસ તું રાહ જો ! ભમરો શું કડવા(લીંબડા)માં રતિ કરે ? પણ દૈવ બળવાન છે. મરણ અને વિદેશ-ગમન શું કોઈના મનને ભાવે ?)

મઉરે નિંબ તણેઇ, મહુયરુ મુહ વાહઇ નહીં;
ફાડીતઉ કંટેહિં, મુહિ પઇસઈ કેતકિ તણે. ૧૭

(લીંબડા મ્હોર ઉપર મધુકર મુખ માંડતો નથી; કાંટાથી ચિરાઈ જાય તોપણ કેતકીના મુખમાં પેસે છે !)

ભમરુ જાણઇ રસુ વિરસુ, જા ચુંબન વનરાઇ;
ઘુણહુ કિ જાણઇ બપ્પડઉ, સુક્કઉ કટ્ઠુ જુ ખાઇ.૧૮

(વનરાજિને ચુંબન કરતો ભમરો રસ અને વિરસ જાણે છે; સૂકું કાષ્ઠ ખાનારો બાપડો ઘુણ એ શું જાણે ?)

છડુવિ માલઈ વિમલદલ, પરિમલ બહલ સુગંધ;
રત્તઉ તુંબિણિ કુસુમ વણિ, મહુ મહુયર જાચંદ.૧૯

(વિમલ દલ અને પરિમલવાળી તથા બહુલ સુગંધવાળી માલતીનો ત્યાગ કરીને જાત્યંધ-જન્માન્ધ મધુકર કુસુમવનમાં તુંબિનીમાં રક્ત થયો છે.)

---

(ગુણો વડે સંપત્તિ નહિ માત્ર કીર્તિ મળે છે; ફળ તો લેખ્યા ભાગ્યમાં લખ્યાં હોય તે ભોગવે છે; કેસરી સિંહની કોડી પણ ઊપજતી નથી અને હાથી લાખોમાં લેવાય છે.)

૩. હેમચન્દ્રના અપભ્રંશ વ્યાકરણ (સૂત્ર ૩૮૭)માં આ દૂહો નજીવા પાઠાન્તર સાથે મળે છે-

भमरा एत्थु वि लिंबडइ के वि दिअहडा विलंबु ।
घण-पत्तलु छायाबहुलु फुल्लइ जाम कयंबु ॥

ભમરિ ભમંતઇ રન્નડઇ; અગરુ જુ કોરિઉ કોઇ;
અજ્જવિ પરમલુ લુદ્ધિયઉ, વંસ વિણાઇ સોઇ.[૪] ૨૦

(અરણ્યમાં ભમતાં ભમરાએ અગરના વૃક્ષને કોર્યું; હજી પણ પરિમલથી લુબ્ધ થયેલો તે (અગરની ભ્રાન્તિથી) વાંસનો વિનાશ કરે છે–વાંસ કોરે છે.)

મા કેસુય ગવ્વ વહિસિ, મહુ સિરિ ભસલુ બઇટ્ઠુ;
માલઇ વિરહકરા લિયઉ,
હુયવહુ ભણિઉ પવિટ્ઠુ.[૫] ૨૧

[હે કેસૂડા ! 'મારા શિર ઉપર ભ્રમર બેઠો છે' એમ માની તું ગર્વ ન કરીશ; માલતીના વિરહથી કરાલિત થયેલો–ત્રાસેલો તે અગ્નિ ધારીને (આત્મઘાત કરવા માટે) તારામાં પેઠો છે.]

નઇ ઊંડી તલિ ચીકણી, પય થાહર ન લહંતિ;
તિમ કડ્ઢેજે ધવલ ભરુ,
જિમ દુજ્જણ ન હસંતિ. ૨૨

(નદી ઊંડી છે, તલ ચીકણું છે, પગ સ્થિર રહેતા નથી; હે ધવલ ! ભાર એવી રીતે કાઢજે કે દુર્જનો હસે નહિ.)

મેહ તહારી આસ, વરિસંતા હિવ કો કરઇ?
થક્કંતા વિ હયાસ, વાર ન લાગઇ કાવિ તુહ. ૨૩

(હે વરસતા મેઘ ! તારી આશા હવે કોણ કરે ? હે હતાશ ! અટકી જતાં પણ તને કંઈ વાર લાગતી નથી.)

કાંઇ કીજઇ અરહટ ઘણે, વહઇં જિ બારહ માસ;
વરિ જલહર ઇક્કઇ ઘડી, જગહ જુ પૂરઇ આસ.૨૪

(બારે માસ ફરતા ઘણા રેંટને શું કરવાના? એક ઘડી પણ વરસનારો મેઘ સારો, જે જગતની આશા પૂરે છે.)

કાહઉ વરિસઇં મેહ, મુયા મસાણહ ઉપ્પરિ;
દૂખે દાધી દેહ, નાઠિં પાણી ઉલ્હવઇ. ૨૫

(હે મેઘ ! મૂઆ મસાણ ઉપર શું કામ વરસે છે ? મારી દેહ દુઃખથી દગ્ધ છે; પાણી એને ઓલવી શકે એમ નથી)

બપ્પીહઉ તં જલુ પિયઇ, જં ઘણુ ગજ્જિઉ દેઇ;
સાયર સરિહિ સરોવરિહિ મરઇ, ન ચંચુ ભરેઇ. ૨૬

(ઘન–મેઘ ગર્જનાપૂર્વક આપે છે તે જળ બપૈયો પીએ છે; મરી જશે, પણ સાગર, સરિત કે સરોવરમાંથી ચાંચ નહિ ભરે.)

ઘરદાસહ ઘરસહિ લિયહ, કુટ્ટેવા કો ન સૂરુ?
નરુ ચારહટિ પ્રસંસિયઇ,
જસુ રણિ વજ્જઇ તૂરુ ? ૨૭

(ઘરના દાસ અને ઘરની સ્ત્રીઓને મારવા કોણ શૂરો નથી ? રણમાં જેનું તૂર વાગે એ નરના પરાક્રમની પ્રશંસા થાય છે.)

પાંચઇ સાતઇ દોસડા, સામી સહિજ્જઇ તાસુ;
આસન્નઇ પારક્કડઇ, મુહુ જોઇજ્જઇ જાસુ. ૨૮

(હે સ્વામી ! પારકા–શત્રુઓ જ્યારે નજીક આવે ત્યારે જેમનું મુખ જોવાનું થાય–જેમના ઉપર આધાર રાખવો પડે એવા સાથીઓના પાંચ–સાત દોષ સહન કરી લેવા જોઈએ.)

જાહ તુરંગમ તાહ ઘર, જહ ઘર તહ તુકખાર;
ઘરા તુરંગમ તાહ થિર, જહ ભડ નિબ્ભય સાર ૨૯

---

૪. જૂની ગુજરાતીના સુપ્રસિદ્ધ ફાગુકાવ્ય 'વસંતવિલાસ'માં આ દૂહો નજીવા પાઠાન્તર સાથે છે :
ભમરિ ભણંતઈં ગુણ કરઈ, અગરુ કોરિઉ કોઈ;
અજીય રે તીણુઈં વરાંસએ, વંસ વિણાસઈ સોઈ.
(કડી ૭૯)

૫. આ દૂહો પણ 'વસંતવિલાસ'માં નજીવા પાઠાન્તર સાથે મળે છે :
કેસૂય ગરવુ મ તૂં ધરિ, મૂં સિરિ ભસલુ બઈઠ,
માલતી વિરહ બહૂ વહઈ, હૂ અવહ ભણીય પઈટ.
(કડી ૭૭)

'વસંતવિલાસ'ના અજ્ઞાતનામા કર્તાએ લોકપ્રચલિત સુભાષિતરાશિમાંથી આવા બીજા પણ દૂહા લીધા હશે એમ અનુમાન કરવું ઉચિત છે.

(જેમની પાસે તુરંગમ ાય એમની ધરા છે;[૬] જેમની પાસે ધરા છે એમની પાસે તોખાર છે; પણ ધરા અને તુરંગમ એમની પાસે સ્થિર રહે છે, જેમની પાસે નિર્ભય ભટ–યોદ્ધા છે.)

નીસાસડા મ મેલ્હિ, પિસુણ કિ નીસાસે ડરઇ ?
પ્રાણ કરે વિણુ પિલ્લિ,
કાંહઉ કોચઉ ભુય ભુયણિ? ૩૦

(નિસાસા મૂકીશ નહિ, પિશુને–દુષ્ટો શું નિસાસાથી ડરશે? બળપૂર્વક એમને પીડા કર! ભુવનમાં કચવાય છે શું કામ?)

હંસા જહિ ગય તહ જિ ગય,
મહીમંડણા ભવંતિ;
છેયઉ તાસ મહાસરહ, જે હંસિહિં મુચ્ચંતિ. ૩૧

(હંસો જ્યાં જાય ત્યાં મહીમંડન – પૃથ્વીની શોભા બને છે; પણ હંસો જેનો ત્યાગ કરે એ મહાસરનો – એની શોભાનો છેદ થાય છે.

કાસુ વિ ફલ, કાસુ વિ કુસુમ, કાસુ વિ પલ્લવ દેઇ;
અપ્પુણ રેસિ કરીરડઉ, પર કંટડા ધરેઇ. ૩૨

(કેરડો કોઈને ફળ આપે છે અને કોઈને પલ્લવ આપે છે, પણ પોતાને માટે તો કાંટા જ રાખે છે.)

પત્તલ બહુલ, અખજ્જ ફલ,
કાંઇ કુલ્લિયઉ પલાસ?
વરિ કંટાલઉ કઇરડઉ,
જહિં જણું બંધઇ આસ. ૩૩

(પાંદડાં ઘણાં અને જેનાં ફળ અખાદ્ય એવો પલાશ શું કામ ફૂલ્યો હશે? એ કરતાં કંટાળો કેરડો સારો જેમાં લોકો આશા બાંધી શકે)

---

૬. નીતિશાસ્ત્રના નીચેના સુભાષિતના છેલ્લા ચરણનો ભાવ આ સાથે સરખાવો–

स धनी यस्य भूभागः यस्य दुर्गः स दुर्जयः।
विजयो यस्य मातंगा यस्याश्वास्तस्य मेदिनी ॥

જઇ એરંડહ થોર થુડ, સઘણ નિરંતર પન્ન;
ગય–ગંડૂયણુ જે સહઇ,
મુંધિ! તિ તરુવર અન્ન. ૩૪

(જો કદી એરંડાનું જાડું થડ હોય અને એનાં સઘન નિરંતર પર્ણ હોય તોપણ હે મુગ્ધે! ગજ–કંડૂયન સહન કરી શકે. એ વૃક્ષ તો જુદાં જ!)

રવિકર પસરનિવારણ, વર તરુ જહિં ન પએસિ;
એરંડિહિ કિજ્જઇ થડઉ,
મુંધિ! નિરુંષઇ દેસિ. ૩૫

(સૂર્યકિરણના સમૂહનું નિવારણ કરનારાં વર તરુ જે પ્રદેશમાં ન હોય એવા વૃક્ષ વિનાના દેશમાં, હે મુગ્ધે! એરંડાનો પણ આશ્રય લેવાય!)

વટ્ટહ ટલિઉ જુ ઉગ્ગમઈ, સો તરુવરુ અકયત્થુ;
રીણઉ પહિઉ ન વીસમઇ, ફલહ ન વાહઇ હત્થુ.૩૬

(વાટથી–માર્ગથી દૂર જે તરુવર ઊગે છે તે અકૃતાર્થ છે; થાકેલો પથિક ત્યાં વિશ્રામ લેતો નથી અને ફળને હાથ અડાડતો નથી.)

સોહગ ઉપ્પરિ મંજરિ, તૂ છજ્જઇ સહકાર;
અવર જિ તરુવર તુડિ કરઇ, તિ બપ્પુડા ગમાર.૩૭

(સૌભાગ્ય ઉપર મંજરી; એ વડે સહકાર–આંબો શોભે છે; બીજાં જે વૃક્ષ એ સાથે સ્પર્ધા કરે છે એ બાપડાં ગમાર છે!)

સસિહર! ઝીણઉ કાંઇ? રોહિણિ પાસિ બઇટ્ઠિયહ;
અમ્હ હુય દુક્ખસયાઇં,
રમણી રામણ લે ગયઉ ૩૮

(ચંદ્ર પ્રત્યે રામની આ ઉક્તિ છે: હે શશધર ચંદ્ર! રોહિણી પાસે બેઠી હોવા છતાં તું ક્ષીણ કેમ છે? રમણીને રામણ–રાવણ લઈ ગયો હોઈ અમને તો સેંકડો દુઃખ પડયાં છે!)

કાંઇ ઝૂરઇ તુહુ રામ, સીત ગઇ વલિ આવિસઇ;
સોનઇ ન લાગઇ કાટિ,
માણિકિ મલુ બઇસઇ નહીં. ૩૯

(રામ પ્રત્યે લક્ષ્મણની ઉક્તિ : રામ ! તમે શા માટે ઝૂરો છો ? સીતા ગઈ છે તો વળી આવશે; સોનાને કાટ ન લાગે અને માણેક મેલું ન થાય.)

માણુસુ માણિક તૂલુ, પરિહરિયઉ ગુણબાહિરઉ;
રૂડઉ આઉલિ ફૂલુ, પુણુ સિરિ સેવંત્રઉ ચડઇ. ૪૦

(માણેક જેવું (સોહામણું) માણસ પણ ગુણ વિનાનું હોય તો એનો ત્યાગ કરવો; આવળનું ફૂલ રૂડું હોય, પણ (દેવના) શિર ઉપર તો સેવંત્રું ચડે છે.]

વસઇ જિ ચોખઇ નીરિ, તોઇ ગંધીલા મચ્છલા;
અવગુણ નીહ સરીરિ, ફેડીતાં ફીટઇ નહી. ૪૧

(ચોખ્ખા પાણીમાં રહેવા છતાં માછલાં દુર્ગંધી છે. જેમના શરીરમાં અવગુણ હોય છે તે ફેડતાં પણ ફૂટતા નથી.)

કિસઉં કરઉં ? ન સકઉં કહી,
નહી ત કરત કિયાહ (?);
ગુણ સજ્જણ, અવગુણ ખલહ,
રાખઉં મજ્જિ હિયાંહ. ૪૨

(શું કરું ? હું કહી શકતો નથી...સજ્જનના ગુણ અને ખલના અવગુણ–મારા હૃદયમાં જ રાખું છું.)

જે સજ્જણ તે સજ્જણઇં, જઇ રૂઠા સયવારિ;
અંબ ન હોઇ નિંબડા, જઇ સિંચઇ સયવાર. ૪૩

(સેંકડો વાર રૂઠે તોપણ સજ્જન તે સજ્જન જ; સેંકડો વાર સિંચવા છતાં આંબાના લીંબડા ન થાય !)

સહજિ કડૂઉ લીંબડુ, ગુણે કરીનિ મીઠ;
તે માણુસ કીમ વીસરઇ, જેહ તણા ગુણ દીઠ ? ૪૪

(લીંબડો સ્વભાવથી કડવો, પણ ગુણથી મીઠો છે; જેના ગુણ જોયા છે એ માણસ કેવી રીતે વીસરે ?)

*

સખી શિયાળો આવિયો, શિયાળાના મૈના ચાર,
સેજ પલંગને ઢાલિયો (જેના ઘરમાં) મરઘા-
નેણી નાર–૧
સખી ઉનાળો આવિયો, ઉનાળાના મૈના ચાર,
ટાઢા પાણીના મોરિયા (જેના ઘરમાં) મીઠા-
બોલી નાર–૨
સખી ચોમાસું આવિયું, ચોમાસાના મૈના ચાર,
ઊંચી મેડી ઊજળી (જેના ઘરમાં) પાતળ-
પેટી નાર–૩

દોહા

અવળકંધો ને ઊંટજલો, જેના હૈયે ઘોળાય દંત,
ઇ ગૂઢો ઉકેલીને, કોળિયો ભરને મારા કંથ–૧
સોંધા મૂલી ને સુખદેણી; વિસારી ઘરની બાર,
ઇ ગૂઢો ઉકેલીને, હેલ ઉતારજે ઘરની નાર–૨

દોહા

અડધી બાવાની પાવડી, અડધો ઘોડાનો નોર,
ત્રીજું અડધું ચંદરમાનું ચોથિયું, ચોથું
અડધું શું ?–૧

અઢી મહિનાની અસતરી, જેના માથે ભૂરા વાળ
લીલા પીળા વસતર ઓઢણે અને કેડે રમે
નાનાં બાળ. (મકાઇ)–૨

દોહા

મોટેથી મોટા થાયેં, મોટે પામીએ માન,
રાજ તો ભભીષણને મળ્યું (જેણે) ઓળખ્યા
શ્રી ભગવાન–૧
કેમ કરું કિરતાર, પૂરવ જનમના લેખ,
રાજ તો ભભીષણને મળ્યું, હનુમાનને મળ્યું
તેલ–૨

હડુલો

લીંબડામાં ગુણ ઘણેરો, લીંબડાને જાતે કડવો કીધો,
વાતના કવેસરીયે વાત કીધી,
પણ : સાદ સરવો નો દીધો–
સાદ તો કોયલને દીધો, કોયલને રૂપ નો દીધો,
રૂપ તો દીધું મોરને, મોરનો પગ કોઢિયો કીધો.
આટલા ભેદ માતા ઉમિયા જાણે–
રાધાજીનો વર કાળો કરસન કીધો–૧

સં. કરસન પઢિયાર

# દુહા શામળાના

સંપાદન : જયમલ્લ પરમાર

દુહા સોરઠિયાના એ જેમ જનસામાન્યના દુહા છે તેમ શામળાના દુહા એ ડાયરામલો, લોકસાહિત્યના રસિકો અને ચારણ સમાજના દુહા છે. સોરઠિયા કરતાં શામળાના દુહા સેંકડોની સંખ્યામાં મળે છે.

ક્યારથી આ દુહા પ્રચલિત થયા, પ્રથમ કોણે શામળાને ઉદ્દેશીને રચ્યા તે નિશ્ચિતપણે કહી શકાય તેવું નથી. સંભવ છે કે ઈસરદાસજી પહેલાંથી એટલે કે પંદરમી સદીના અધવચ્ચે શામળાને સંબોધીને દુહા રચાતા થયા હોય. પણ ઈસરદાસજીથી તો શામળાને સંબોધેલા દુહા પ્રચારમાં છે જ. શામળાના સોળ સોરઠા :

એકો મન ઉચાટ, રાખો નવ માનવ રૂદે;
વસમી ટાળી વાટ, સવળી કરશે શામળો. ૧

બળતાં રાખ્યાં બાળ, બીજે બિલાડી તણાં,
ચાડે ગ્રાહી આળ, સાચો બેલી શામળા. ૨

ટાણે રાખી ટેક, ત્રીજે પાંચાળી ભણી;
આપત્તિમાં તું એક, સાચો આધાર શામળા. ૩

ગ્રાહેલો ગજરાજ, ચોથે તેં છોડાવિયો;
લટકાળા ઈ લાજ, છેવટ રાખ્યે શામળા. ૪

પાંચમમાં પ્રહલાદ, થંભ દેખી ઝાંખો થયો;
સુણી ભગતનો સાદ, તેં ચલવી કીડી શામળા. ૫

નરસિંહ રૂપે નાથ, છઠ્ઠે હરણાકંસ છળ્યો;
હરિ વધારી હાથ, સંહાર્યો તેં શામળા. ૬

પથરે બાંધી પાજ, સમદર ઉપર સાતમે;
રાવણ–વાળું રાજ્ય, તેં સઘળું રોળ્યું શામળા. ૭

લાખાગૃહથી લાજ, અભંગ રાખી આઠમે;
કીધાં ઉત્તમ કાજ, સહ પાંડવનાં શામળા. ૮

લેતા નાગર લાજ, નવમે નરસૈયા તણી;
મામેરૂં મહારાજ, તેં સઘળું પૂર્યું શામળા. ૯

દરસે તારે દ્વાર, કરી હઠ બેઠો કોલવો;
બળિયા ફેરી બાર, સનમુખ કીધાં શામળા. ૧૦

નામો પાળી નેમ, અગિયારસ રહેનો અચળ;
અગનીમાંથી એમ તેં સાજો રાખ્યો શામળા. ૧૧

આપ્યું થઈ અજાણ, બિખ હળાહળ બારમે;
પૂતનાવાળા પ્રાણ, તેં ચૂસી લીધા શામળા. ૧૨

પરલે કીધાં પાપ, તેરસમેં ગુનકા તણાં;
મારી તું માબાપ, સાર જ લેજે શામળા. ૧૩

દારિદ કીધાં દૂર, સુદામાના ચૌદમે
હૂતો તું જ હજૂર, સંકટ વેળા શામળા. ૧૪

આંબ્યો જઈ અસમાન, પનરે બળ ચાંપ્યો પગે;
પ્રાગાવડને પાન, તું કેમ સમાણો શામળા. ૧૫

કરણને ઈસર કાજ, સોળે સજીવન કર્યો;
રાખી પત મહારાજ, સેવક જાણી શામળા. ૧૬

આ દુહા ઈસરદાસજીના કહેવાય છે તેમ મોઢવાડાના બારોટ રાજા મૂળુના પણ કહેવાય છે. ઈસરદાસજીની તિથિ કહેવાય છે ને રાજા બારોટની વીસી કહેવાય છે. પણ એમાં ૨૧ સોરઠા છે. વધારાના પાંચ નીચે મુજબ છે :

સતરે જળ સાયર તણાં, તેં વલોવ્યાં કિરતાર;
વેદ જ પાછા વાળ, સોંપ્યા દઈને શામળા. ૧

અઢારે તેં રાખી અભંગ, પ્રથવી જાતિ પિયાળ;
તેને ઠાઢાવસ દયાળ, સબળી રાખી શામળા. ૨

ઓગણીસે ઓહંકાર, નાભિ–કમળસે નીકળી;
સો રચિયો સંસાર, શક્તિ કીધી તેં શામળા. ૩

વીસે તું વશ જોઈ, મોરેથી જગ માંડીઓ;
કપટ છેટો કોઈ, સાચાનો બેલી શામળો. ૪

એકવીસે આરદાશ, કર જોડી 'રાજા' કરે;
તારા દાસા કેરો દાસ, શરણે આવ્યો શામળા. ૫

રાજા બારોટના નામાચરણવાળા આ પાંચ સોરઠા પ્રથમના ૧૬ કરતાં બન્ને રીતે જુદા પડે છે, ભાષાની દૃષ્ટિએ અને ભક્તમાળની દૃષ્ટિએ. આખો ભાવ ફરી જાય છે. સંભવ છે કે આ પાંચ સોરઠા પાછળથી

જોડાયા હોય.

ત્યારે ઈસરદાસજી ૧૫મી સદીમાં થયા. એમની ભાષા સાથે સોરઠાની અર્વાચીન ભાષાને લગીરે સંબંધ નથી. કેટલાક ચારણ મિત્રોના ચોપડામાં આ ૧૬ તિથિના સોરઠા ભાવનગરના વરલ ગામના સ્વ. શ્રી. માણસુરભાઈ લાંગાવદરાના નામે ચડેલા છે. સ્વ. શ્રી. શંકરદાનજીએ પ્રગટ કરેલ 'હરિરસ'માં પણ આ સોરઠા નીચે એવી નોંધ છે કે ઈસરદાસજીના હોય કે ચારણ કવિ માણસુરભાઈના, સાચું શું તે પ્રભુ જાણે.

તિથિ ઉપરના આવા દુહા–સોરઠા પણ મોટી સંખ્યામાં લખાયા છે – શામળાના નામે, વિઠલાના નામે, એવાં બીજાં ઘણાં નામે. જેમ કે :

દેવે માંડેલ દાદરો, ઊંચો આભ લગે;
પ્રભુ તારે પગે, વળગ્યો આવીશ વિઠલા.
અવતરિયો એક વાર, દશરથ ઘર દેવા;
ગઢ લંકા લેવા, વડછડ માંડી વિઠલા.

અદા રોહડિયાની આવી પંદર તિથિ ૧૯૭૬ ઓગસ્ટમાં પ્રગટ થઈ ગઈ છે. આ તિથિના દોહા–સોરઠાને બાદ કરતાં શામળા ઉપર ઘણા બધા કવિઓ ચારેક સદીથી દુહા–સોરઠા લખતા આવે છે. બાપલભાઈ ગઢવીએ મોકલેલા મેથળીના કાનજીભાઈ લાંગાવદરાના શામળાના દુહા નીચે મુજબ છે :

ખલક ખરેખર ખ્વાબ, જાગ્યા વિણ ભાશે નહિ;
કર્યા પુન્ય ને પાપ, સાથે ચાલે શામળા. ૧

અનંત ગિયા આગળે, સે છોડીને સગાઈ;
પણ ભૂલો પડીને ભાઇ,
કોઇ વળ્યો ન પાછો વિઠ્ઠલા.–૨

કઇ દરદે ઓસડ કરે, ખાલી નાણાં ખોઈ;
કે દિ તુ વન કોઇ, સાધે ન આયુષ્ય શામળા –૩

માનવથી મટે નહીં, જનમ અવળા જોગ;
રે નહીં એકે રોગ, તું સવળો થાતો .શામળા –૪

જીવતડાં દાખે જગત, સગપણ જૂઠું સેક;
અંતવે ટાણે એક તું, સવળો થાજે શામળા.–૫

અંગ હેતું આવે નહીં, છેવટ ભેળાં સેક;
આખર એકાએક, સ્વર્ગે જાવું શામળા –૬

કઇ માનવ ભેળી કરે, અવનશ જૂઠી આશ;
હક વિણુ ખાલી હાથ, સ્વર્ગે જાવું શામળા. ૭

ભવ માનવ પેરો ભરે, કાયમ ફરતાં કેક;
આખર એકાએક, સ્વર્ગે જાવું શામળા. ૮

આખર કાંઇ આવે નહીં, ભેળાં ભાર ભરે;
જૂઠી બાજી જેહ, સંધિએ તો વન શામળા. ૯

જીવત મેં જાણ્યું નહીં, માથે જમનો માર;
અંત વખતે આધાર, તું સવળો થાજે શામળા. ૧૦

અસબા જે દિ' આવશે, જમનાં તેડાં જે;
તે દિ' ઠાકર તું થાજે, સાચો બેલી શામળા. ૧૧

ઠાકર મેં થાશે નઇ, જીભે કી' જવાબ;
અલબીએ અતપાત, સરધે કોરટ શામળા. ૧૨

કે' દિ હર કીધાં નહીં, મેં સો ભવ માંગ્યાં ભોપાળ,
પણ કબજે લેશે કાળ, તે દિ' શી ગત થાશે
શામળા. ૧૩

ગાઢો ભવ એળે ગિયાં, તોય મેલી નઈ મોહજાળ,
પણ કબજે લેસે કાળ, તે દિ' શી ગત થાશે
શામળા. ૧૪

એકે પલ આપ્યું નહીં, મને જીવત સુખ જરા,
વાંકો વિહામા તું, શેણે થિયો શામળા. ૧૫

નજર મન પોગે નહીં, કેતિ ખોળ કરતે,
તારી 'રમતું' તે, છે અનાડી શામળા. ૧૬

હર દલમાં રીજી હવે, અવન શું સુખ આલે,
નકર જાદવ બેહસે જે તું સાચી-ખોટ શામળા. ૧૭

નરબેં કાન સુણતો નથી 'નબળી ધા નાંખે,
જાદવ બે'રાં જે 'શણે' થિયાં છો શામળા.' ૧૮

ભાવઠ કોઈ ભાંગે નહીં તારી વન્યાં તે,
જાણું લોભનું જે શેણે.. થિયો 'શામળા.' ૧૯

કરગર તેં કાર્યો નહીં કે દિ' રેમ કરે,
જાદવ આજથી જે 'શરત્યું' રાખે શામળા. ૨૦

ગોત્યા કરતો ગોપીયું જમના કાંઠે જે ?
તેમાં પ્રભુ સે મારે શું કે'વું શામળા ? ૨૧

દેવ વાસુંને દિધેલ નહીં જમતી વેળા ઝેર,
વિઠ્ઠલ અવળું વેર તેં શેણે વાળ્યું શામળા. ૨૨
આખી અનોધા તણું માવા સધાર્યું મોત,
સડેલ કૂતરું સોંત વૈકુંઠ લઈ ગ્યો વિઠ્ઠલા. ૨૩
સરગે ભેળો સાથ, અંગ હેતુ આવે નહિ;
હાજર જમને હાથ, સૌને થાવું શામળા. ૨૪
ભવ માંગ્યા ભૂપાળ, કે દી હર કીધા નહિ;
કબજે કરશે કાળ, તે દી શી ગત શામળા. ૨૫
મેલી નહિ મોહજાળ, આખો ભવ એળે ગયો;
કબજો લેશે કાળ, તે દી શી ગત શામળા. ૨૬

કાનાભાઈ લાંગાવદરા એટલે 'રેણુ મેથળીમાં રિયે છે કાનો, ભાખે એવું કિયે છે'ના મોટા ભાગના હડુલા જેવા દુહા કહેનાર મેથળી ગામના કાનજીભાઈ લાંગાવદરા. આખો ભવ જગત બધાને હડુલા ફફડાવ્યા પછી શામળાનેય સાંપટમાં લઈ લીધો. તે છતાં ઈશ્વરની અદાલતમાં ઊભા રહેવું પડશે એનો ભય પણ એમના દિલને ફફડાવી ગયો છે. સૌની ખબર લઈ નાખનાર કવિની ખબર લઈ નાખનારો પણ હવે આગળ આવી રહ્યો છે, એથી કવિ નમ્ર અને ગંભીર પણ બન્યા છે. પાંચાળના સ્વ. પાલરવભાઈ, સ્વ. વખતાભાઈ દેવકા, મેથળીના કાનજી લાંગાવદરા, ગઢડાના સ્વ. દાદાભાઈ ખાચર વગેરે મુખ્ય છે. એ જ રીતે નજીકના કાળમાં વેરાવળના શ્રી. લાભશંકર દવે, શ્રી. રાઘવદાન દેવકા, કવિ મેરૂરણભાઈ લીલા અને હિંગોળદાન નરેલા વગેરેએ પણ શામળાને સંબોધીને દુહા લખ્યા છે. પિંગળશીભાઈ મેઘાણંદ ગઢવી પણ ખરા.

આમાં માણસુરભાઈના અને પાલરવભાઈના એકના એક દુહા બન્નેને નામે બોલાય છે ને બન્નેને નામે ચડયા છે. એ દુહાઓની રચના, વળોટ, ભાવ અને વસ્તુ-વિચાર પણ સમાન જ ચાલ્યા આવે છે, એટલે જુદા તારવવા મુશ્કેલ પડે છે. નીચેના દુહા બન્નેના નામે બોલાય છે :

ખમકારા દેતી ખલક, હમસ હુકળતા;
એવા સૂના સાથવીના, સરગે હાલ્યા શામળા. ૧
સો વીંટેને બેઠા સગા, નાડયું ઝાલીને નાર,
અચળા જેમ ઉપાડ, શરને રે નહિ શામળા. ૨
ભાયાંને ભળાવી, દિયાં, આસરો ને બીજી આથ,
રે'વા દેને રાત, સાંજ પડી ગઈ શામળા ! ૩
અંધારાનો એકલો, કાં અસુરો કાઢય ?
તડકો દિસે ટાઢ, વેઠી નથી વિઠલા ! ૪
હરખ નથી પણ હાલવું, હરખત નહિ તોય હો,
ના કે'વાયે ના, તારા સંદેશાને શામળા ! ૫
ધણએ નાખ્યા ધ્રુસકા, માથાં ચૂંથે મા;
ભોજાયું ને ભા, સૌ ઊભાં રિયાં શામળા ! ૬
કે' છે ત્યાં કાકો નહિ, મા મળે નહિ માવા,
સગપણના સાંધા, સરગે તારે શામળા ! ૭
ભાઈ ભતીજા ભાણુજા, મારૂં કુટુંબ રાખે કાંક,
તારી ભલપ જો ભગવાન, શેઠો મળે નહિ
શામળા ! ૮
ધીંગાને આલ છ ધાન, શંકા પર રૂઠો ફરે,
તારી પાસે નહિ પરધાન, તને કોણ સમજાવે
શામળા ! ૯
ધીંગે આલેલ ધાન, આડા ઓડા બાંધીને,
રાંકે ભજ્યા નહિ રામ, સપનામાંયે શામળા ! ૧૦
વેલે કેળાં વળગાડિયાં, વડને રાખ્યો વાંઝ;
તારી પાસે નહિ પરધાન,
તને કોણ સમજાવે શામળા ? ૧૧

આવા ઠીક ઠીક દુહા અંગે માણસુર ને પાલરવભાઈ વચ્ચે ગોટાળા થાય છે. પણ એમ લાગે છે કે થોડા વધુ વિકસિત સમાજનો વિચારતંતુ જેમાં છે તે સ્વ. માણસુરભાઈના હશે અને લોકસમાજના તળપદા થરના મરમ જેનામાં હશે તે પાલરવભાઈના હોવા જોઈએ.

પ્રકૃતિના સર્જનમાં જ્યાં જ્યાં વિરોધાભાસ લાગ્યો અથવા તો બિનગુનાહ લોકોને સામાજિક વિષમતાના ભોગ બનતા ભાળ્યા ત્યાં આવા દુહા રચાયા છે. પણ ઉપરોક્ત દુહાના ભાવનો ઉદ્ભવ મૃત્યુના શોકના આઘાતમાંથી થયો છે. મૃત્યુ એ

નિર્મિત ને નિશ્ચિત હોવા છતાં માણુસ મોતને નજીક નથી ભાળતો ત્યાં સુધી એને આઘાત પણુ નથી લાગતો અને આ બધી માયા–મમતા છોડીને જવું પડશે એવું સ્વપ્નેય શા માટે કલ્પે ? પછી વિચાર તો કરે જ શા માટે ? પણુ મોત સામે આવીને ઊભું રહે છે ત્યારે ચારણુ કવિ ભગવાનને કેવી રીતે યાદ કરે એના દૃષ્ટાંતરૂપ ઉપરોક્ત દુહા છે.

મૃત્યુ સામે સ્વર્ગની છાયા કલ્પવા માંડે છે, પણુ આ સ્વર્ગમાં સ્વજનોની કોઈ માયા–મમતા નથી મળવાની: જવું છે એ હકીકત બનતાં પછી કવિ પોતે જ વિલાપનું વાયુમંડળ રચવા માંડે છે ને શામળા સાથે કલ્પનાનું ધીંગાણું માંડે છે. ને એમાંથી રચાય છે આવા દુહા–સોરઠા.

બ્રાહ્મણુમાં અને ચારણુમાં કેટલાક સંસ્કારગત ફેર. ચારણુ અધિકારપૂર્વક માગી લ્યે, ત્યારે બ્રાહ્મણુ માગતાં – માગતાંય આંચકો ખાય. એને મૃત્યુને બદલે જુદી જ સામાજિક વિષમતામાં મુકાવું પડતાં પ્રજ્વળી ઊઠે છે. વેરાવળના શ્રી લાભશંકર દવે શામળાને ચાબખા ચોડતાં લખે છે કે :

સામટાં હત છોકરાં ને અન્નની હોત અછત,
તો આફરડી આવત, તારી સાન ઠેકાણે
શામળા ! ૧
તે નારી તજવા કરે, જે હેતે દીધેલ હાથ,
તયેં સોળસો ગોપી સાથ, સદાય રમે તું શામળા. ૨
કટકો ઇ કપડાં તણો, અમને ની મળે અંગ;
બાપા ઢગલાબંધ તારે સાચા વાઘા શામળા ! ૩
રાંકાં નિત રોતાં ફરે, નહિ જુવારનો જોગ;
ભગવાન છપ્પન ભોગ, તારે સે'તાસે'તા શામળા!૪
પૂરવા ન મળે પાવળું, દીવામાં દીવેલ;
તે તારે અંગે તેલ, સોડમવાળાં શામળા ! ૫
નેણે નાવે નીંદરા, ઝાઝું કરિયેં જોર;
મલક આખાની મોર, સૂઈ જા છો તું શામળા ! ૬
ટાલ તપેલા જેવડી, અમ શીર અકાળ;
વધુ લાંબા વાળ, છે તારે શીરે શામળા ! ૭
પે'રવા ન મળે પાઘડી, અમારે શીર આજ;
તે તારે શીર તાજ, છે મણિમય શામળા ! ૮
ઘરેણાં વિના ઘરમાં, નિત ઝગડે છે નાર;
સધવાના શણગાર, તેં ચોરી લીધા શામળા ! ૯

પૂજાતા ભગવાનની વિલાસી શ્રીમંતાઈની મહત્તા અને રાંક માણુસની દીનતાનો જનોઈવઢ વિરોધાભાસ શ્રી. લાભુભાઈએ વીંઝયો છે. કોઈ સામ્યવાદીને હાથ પડે તો સરકારની શ્રીમંત વિલાસિતા સામે આ એક એક દોહાનું એક એક સૂત્ર બનાવે. કંઈક તો આ કુટુંબનિયોજન પહેલાં ગીત લખાયું છે, એટલે લોકો થકી સર્જાયેલી વિષમતા પણુ ભગવાનને માથે ઠઠાડી છે. વાતેય સાચી છે ને ! ભગવાન ભલી મત આપે તો એવું નયે બને, પછી બનવાકાળ. જે ભગવાનના ઘરમાં ઉંદરડા આળોટે અને ઘીંઘર એક છોકરાં હોય એ ભગવાન કેવો લાગે !

કવિઓને કાંઈક ને કાંઈક કકળાટ હોય, હોય ને હોય જ. આજના કવિઓનું તો ઈશ્વર જાણે પણુ મોરૂકા કવિઓને રોજ રોટલાના વાંધા પડે. નાનકડી વાતમાંય વતેસર થઈને ઊભું રહે. એક કવિને માત્ર એકસો રૂપિયાના સાંધા પડયા ને એણે શામળાને સૂવા ન દીધો. શામળા જેવો દાતાર બીજો કયાં શોધવા જવો !

### અનામી કવિ

જાદવ જશબોલા તણી, તું પાડીતલ પીડ;
ભગવત ના'વે ભીડ, તારે સો રૂપૈયે સામળા ! ૧
આપે લજ અપલાં તણી, રહેશે જાદવરાં,
નર લોભાવું ના, સો રૂપૈયે સામળા ! ૨
વિઠલ લજવેલાં તણી, રે' સો રૂપૈએ,
ક્રોડું લખ કરતે, સે'લ તારે સામળા ! ૩
સદામાને સાચખી, ઠાકર રીઝે થાય,
લંકા પણુ લોભાય, સો રૂપૈયે સામળા ! ૪
લાખું વૈકુંઠ લાજશે, સે ભગતાંનો સાથ,
નોખી વારસ નાથ, સો રૂપૈયે સામળા ! ૫
પરભુ એ પાંતી તણી, ચત્રભૂજ રાખો ચૂક,
આ વેળા અચૂક, સો રૂપૈયા સામળા ! ૬

પરમેસર પાથુ તણે, રખીઆ કરીને રાખ,
નર ખોળામાં નાખ, સો રૂપૈયા સામળા ! ૭
હર અધરમ હામા તણે, નરમર લખીઆ નોય.
તાલે દેવા તોય, સો રૂપૈયા સામળા ! ૮
તુને ત્રીકમ સમે તણા, હરિ લગતાં હોય,
કરતાં પાંતર હોય, સો રૂપૈયા સામળા ! ૯
અછત નત અપળાં તણે, બેઠી કરતાં બેશ,
દાવા રે'વા દેશ, સો રૂપૈયા સામળા ! ૧૦
ચત્રભજ આવે સમે, નર કાંઇ ઢીલ ન હોય,
જો હરિ દેવા હોય, સો રૂપૈયા સામળા ! ૧૧
વિઠલ વેદ હરાં તણે, જાણે દીધું જીવનદાન,
જો ભેળો છો ભગવાન, દે રૂપૈયા રોકડા ! ૧૨
ત્રખાસન વેલા તણું, નોં ભાંજે ભગવાન,
માનવ આપે માન, સારા લગે સામળા ! ૧૩
અનંત અવતારો તણા, દેવ ન રે'શે દોષ,
જો સું સાસું જો'શ, તું સમીટે સામળા ! ૧૪
ત્રીકમ કવ નલીઆ તણો, આરો કરવા આવ;
ચત્રભજ કામ ચડાવ, તું સરાડે સામળા ! ૧૫
રાધાવર રૂંધાણુ, કસાલે અંધે ધકચું;
તું એમાં થો આણ, સખનો મારગ સામળા ! ૧૬
વિઠલ કોઇ વેળા તણે, નો ભાંખે નાકાર;
આવે જો આધાર, સાચ તાણું સામળા ! ૧૭

નરસિંહ મહેતા જો હાર માગે તો ભગવાનનાં ગીત ગાનારો રૂપૈયા શું કામ ન માગે ? અને માગીમાગીને માગ્યા છે તો સો જ રૂપિયાને ? પછી ભગવાનને જે નિમિત્તે આપવાના હોય એ નિમિત્તે આપે. શામળાને આમ જુદા જુદા બહાને યાદ કરેલ છે. દેવાવાળો એ એક જ હોય તો માગવાવાળો બીજે જાય ક્યાં ? અવતાર ધરે એટલે જંજાળ વળગે. પછી એને નિષ્કામ ભક્તિ પાલવે કેમ ? સુદામાની કે અન્ય ભક્તોની જ નહિ પણ તમામ સંસારીઓની એ જ હાલત છે. કોઈ જાતનું કામ ન રહે પછી નિષ્કામ ભક્તિ થાય.

આ દુહાના પાઠ થોડા વિકૃત થઈ ગયેલા છે. જૂના ચોપડામાંથી જેમના તેમ ઉતારીને શ્રી. બળદેવભાઈ નરેલાએ મોકલ્યા છે. એવા જ પાંચ દુહા પિંગળશીભાઈએ થોડાં વર્ષ પહેલાં મોકલેલા. મને લાગે છે કે દુકાળનું વરસ હોવું જોઈએ. ભેંહું નીણુ વિના ભાંભરતી હશે ને પાણી વરાંહે પરસેવોય ઓછો થઈ ગયો હશે ત્યારે કવિરાજે બીસમાં આવીને ભગવાનને યાદ કર્યા લાગે છે :

## પિંગળશીભાઇ ગઢવી (જામનગર)

પાણીમાંથી ય પાતળ્યો, કે'વું શું હવે કાન;
ભૂલી ન જા ભગવાન, સંભાળ્ય બિરદ શામળા!૧
દુબળપણ ડેકાં દિયે, હેક જ ટંકનું હોય;
તરસ્યાં વાળે ન તોય, છાજેલ ઝૂંપડી શામળા ! ૨
માવતર જો મુકી દિયે, છોરૂની સંભાળ;
(તો) કીં ઉગે કપાળ, સૂરજ ઉગમણે શામળા ! ૩
ધરતી બાધી ધલવલે, આભે માંડી આંખ;
નારાયણ તું નાખ, છાંટુ અમીની શામળા ! ૪
તારી તો દાતારી તણાં, ગાયાં સૌએ ગીત;
કેટુકનો તું કાન, (આવો) સમઠ થઇ ગો
શામળા ! ૫

આનું નામ દુહો. ગમે તેવી ભીડ ટાણે, ટાણે કટાણે, આફત કે ઉમંગ વેળાએ તત્કાળ ભાવ વ્યક્ત કરવાનું હાજર હથિયાર. શામળો શબ્દ સંભવ છે કે નરસિંહ મહેતાના સમયથી વધુ પ્રચલિત થયો હોય. આમ તો શામળો એટલે કાળિયો. પણ કાળિયો શબ્દ ડંખીલો, કર્કશ ને કઠોર લાગે છે, એટલો જ શામળો શબ્દ મધુર મરમાળો ને ગૌરવયુક્ત લાગે છે.

શામળાના દુહા કવિ શ્રી. મેકરણભાઇ ગગુભાઇ લીલાએ પણ કહ્યા છે. એમની પ્રસાદી જોઈએ :

પારાવાર નર પ્રાકૃત તણા, ગાયાં ગુણ ને જ્ઞાન;
ભેદુને ભગવાન, તું સાચો બેલી શામળા ! ૧
અધરમને ઉથાપવા, ભૂમિનો ઉતારવા ભાર;
આપ ધરી અવતાર, સંતજન કારણ શામળા ! ૨
હરતાં ફરતાં હરઘડી, સૂતા બેઠાં શામ;
નટવર તારૂં નામ, સપનામાં વાલું શામળા ! ૩

અગમનિગમના ઓળખે, પરભુ પારાવાર;
(તારાં) હરિ રૂપ હજાર, સઘળામાં તું શામળો. ૪
અરજ સુણીને અમતણી, કાયમ લઇ ફિરતાર;
અમ મેકરણ આધાર, તું સંભાળ લેજે શામળા. ૫

શ્રી. હિંગોળદાન નરેલાએ પણ શામળાના દુહા કહ્યા છે :

સુખ તણાં સંગાથીઓ, ગુણ હાજી ગાતા;
નવા થ્યા નાતા, સંબંધે ય જૂનો શામળા. ૧
અવિનાશી આ અવનીમાં, ગાંડો પ્રેમ ગણાય;
લોકો કયે વેવલાય, સનેપાને કયે શામળા. ૨
જૂનાને ભૂલી જવું, નક્કી જગત ન્યાય;
આતમની અવળાઈ, સંઘર્યો ચિત્તમાં શામળા. ૩
મને ભૂલી જા માવજી, નાથજી અચરજ નોય,
કરે ન ધોખો કોય, સમરથોનો શામળા. ૪
ઝાઝું શું કરૂં જગજીવન, તું તો ન્હોય ટકોર;
કર્યું હૈયું કઠોર, શંખ ફુંકાવ્યો શામળા. ૫

સ્વ. વખતાભાઈ દેવકાએ ૨૦૦ ઉપર શામળાના દોહા શામળાને પત્રરૂપે રચ્યા છે. શરૂઆત શામળાના વગરના સંતાપથી-પ્રભુવિરહથી કરી છે. પછી પ્રેમભકિતના ધ્યાનમાં ઊંડા ઊતરતા ગયા છે. એમાંથી પાંચ જ દોહા જોઈએ :

**વખતા ભાઇ દેવકા**

પંથડો અટપટ પ્રેમનો, વરણી શકે ન વેદ;
ભેદુ જાણે ભેદ, સાધેલ પ્રેમને શામળા. ૧
વાતડિયું વગતાળિયું, સમજે વિરલા સાન;
નિશ્ચય એક નિશાન, સાધે પ્રેમને શામળા. ૨
માગી બુદ્ધિ ન મળે, હાટે હેત ન હોય;
નીર વલોવ્યે નોય, સાર દધિનો શામળા. ૩
અકલમઠાં અહંકારિયાં, મનમાં ખોટાં માન;
ગૂઢ પ્રેમનું જ્ઞાન સાંપડે ન કદીયે શામળા. ૪
એકરંગાં અંતર તણા, અટંકી મન અડોલ;
માવા મોંઘા મોલ, સમજી લેવા શામળા. ૫

શામળાને સંબોધેલા નામી અને અનામી કવિઓના હજારો દુહા મળે છે. અલબત, એમાં વસ્તુવૈવિધ્ય ઓછું છે. જીવનનો દુઃખભાર પાછલી અવસ્થામાં ઊપડતો નથી ત્યારે ઠાકરને કંઈક ઠબકો દેવા અને કાંઈક ઉગારી લેવાના મનોભાવ મોટે ભાગે શામળાના દુહામાં વ્યકત થયા છે. પણ એમાં દશાવતારની અને ખાસ કરીને રામ અને કૃષ્ણના અવતારોની લીલાના વિરોધાભાસો અને માનવીય કૃત્યોની વિષમતાને ઉપાલંભ આપવાનું લક્ષ્ય બનાવેલ છે, નિંદા-સ્તુતિ અલંકાર છે,

*

ઊંડા સમંદ અનેક, મોતીના ખાવણ મિલે;
હંસને વાલું હેક, માન-સરોવર મોતિયા.

સાજણ આયા હે સખી, તોડો નવસર હાર;
લોક જાણે મોતી ચૂગે, ઝુક ઝુક કરો જુહાર.

સાજણ આયા હે સખી, શેની ભેટ કરૂં;
ગજ મોતીનો થાળ લઈ, ઉપર નેન ધરૂં.

કાચ કટોરો નેનજલ, મોતી દૂધ ને મન;
એતાં ફાટયાં નવ મળે, લાખું કરો જતન.

મન મોતી ચખમેર, પાકો ઘટ મૂંગો મુકુર;
ફુટયા એતા ફેર, મેળ્યા મળે ન મોતિયા.

મોતી ભાંગ્યું વીંધતાં, મન ભાંગ્યું કવેણ;
તાજી ભાંગ્યો તોળતાં, એને સાંધો ન કે રેણ.

મોતી ફાટયું વીંધતા, મન ફાટ્યું એક બોલ;
મોતી ફેર મગાઇ લ્યો, મન તો મિલે ન મોલ.

મોતી કણ મોંઘો કિયો, સોંઘો કિયો અનાજ,
તુલસીતબ મેં જાનિયો, હરિ હે ગરીબ નિવાજ.

# ગુજરાતના ચારણી સાહિત્યમાં દુહા: પ્રકાર, રસ અને અલંકાર

રતુભાઈ રોહડિયા

દુહાનો પરિચય સૌરાષ્ટ્રમાં તો સૌ કોઈને હોય છે. ચારણોમાં તો દુહો 'ગળથૂથી'નું પાન છે. ડિંગળી ગીતોમાં અમુક પ્રકારનાં ગીતો ઘણા ચારણ કવિઓએ નહિ રચ્યાં હોય. દા. ત. ઈસરદાસ રચિત 'ગજગત' ગીત હજી પ્રાપ્ત થયું નથી. પણ હજી કોઈ ચારણ કવિ એવો મળ્યો નથી કે તેણે દુહો ન રચ્યો હોય. વસ્તુત: દુહો એ ચારણ કવિઓ માટે કાવ્યશિક્ષા અને કાવ્યરચનાનું પ્રથમ પગથિયું છે. ભૂજની વ્રજભાષા પાઠશાળામાં પણ સર્વ પ્રથમ નંદદાસજીની 'નામમાળા' ના દુહાઓ શીખવીને કાવ્યશાસ્ત્રનો એકડો ઘુંટાવવામાં આવતો.

દુહા માટે સંસ્કૃતમાં દોધક કે દોગ્ધક શબ્દ મળે છે. સાથે તેનું દોહક એવું રૂપ પણ પ્રાપ્ત થાય છે. હેમચંદ્રાચાર્યે પોતાના અપભ્રંશ વ્યાકરણમાં ઉદાહરણરૂપે અનેક લોકપ્રચલિત અને ચારણ કવિઓની રચનાના દુહાઓ મૂકયા છે. સોલંકી યુગમાં ચારણોની કાવ્યવિદ્યાને 'દુહાવિદ્યા' તરીકે ઓળખાવવામાં આવી છે. એ વસ્તુ જ ચારણો અને દુહાની એક હજાર વર્ષથી ચાલી આવતી અભિન્નતા દર્શાવે છે.

ગુજરાત–રાજસ્થાનના ચારણી સાહિત્યમાં દુહાના પાંચ પ્રકાર પ્રચલિત છે. એ મુખ્ય થયા. તે ઉપરાંત કુંડળિયા, ઝમાળ, છક્કડિયા અને કવિતમાં પણ દુહો જોડવામાં આવે છે. એ મિશ્ર છંદપ્રકાર થયો.

દુહો; દોહરો, દોહા અથવા લોકભાષામાં તેને દુવો પણ કહે છે.

## દુહાના પાંચ પ્રકારો :

હિન્દીમાં એક જ પ્રકારનો દુહો પ્રચલિત છે. પણ ચારણી સાહિત્યમાં એના પાંચ પ્રકારો છે. જેને પોતાની રુચિ પ્રમાણે ચારણો પ્રયોજતા આવ્યા છે.

**દુહો:** આને પૂર્વછાઈ દુહો પણ કહે છે. તેનું પહેલું અને ત્રીજું ચરણ ૧૩, ૧૩ માત્રાનું, બીજું અને ચોથું ચરણ ૧૧, ૧૧ માત્રાનું હોય છે. અને બીજા અને ચોથા ચરણનો પ્રાસ મળે છે. દા. ત.

એક બિછરે દુ:ખ ઉપજે, એક મિલે સુખ હોઇ;
હરિજન સજન નાથદાસ, સરસ નરસ નહિ કોઇ.
(નાથા વરસડા)

**મોટો દુહો:** આને સાંકળિયો પણ કહે છે. તેનાં પ્રથમ અને ચોથા ચરણમાં ૧૧,૧૧ માત્રાઓ અને બીજા - ત્રીજા ચરણમાં ૧૩,૧૩ માત્રાઓ હોય છે, અને પહેલા અને ચોથા ચરણનો પ્રાસ મળે છે. દા.ત.

સોજિ તણાં સપ્રે ચ, દાદુવા દુધ વાઈ રિયા;
ધન દેગુ ધીણજ હી, ગળિયું ગુદ્ર લગેય.
(દાદવાના દુહા)

(હે દાદુ, એને ધન્ય છે કે જેણે પોતાની આજીવિકામાંથી પણ ગુણીજનો(સપ્રે)ને સોનજું એવું દુઝાણું આપ્યું.)

**તુંવેરી દુહો:** એના પહેલા અને ચોથા ચરણમાં ૧૩,૧૩ માત્રાઓ અને બીજા અને ત્રીજા ચરણમાં ૧૧,૧૧ માત્રાઓ હોય છે. તેનાં બીજાં અને ત્રીજા ચરણનો પ્રાસ મળે છે. દા. ત.

જાગાહર જાચક તણી, ધાંઉ કાન ધર્યે;
કાઠી કટક કર્યે, મારવે ટિકર મૂળવા.
(કેશવ રતનું)

(જાગા ખાચરના વંશજોના રાજા, મૂળુ ખાચર, મારી યાચકની ધા કાને ધર, ટિકર મારવા સૈન્ય સજ્જ કર.)

**ખોડો દુહો:** એટલે લંગડો દુહો. તેનું ચોથું ચરણ ૯ માત્રાનું હોય છે. બીજા-ચોથા ચરણના પ્રાસ મળે છે. દા. ત.

કંતો કંતણુ હારિયાં, હલી વહંદુ હટ,
જની જેડો કંતેઓ, તની તેડો મટ.
(અનામી)

(ઓ કાંતનારીઓ, તમે કાંત્યા જ કરો. આ સંસારરૂપી હાટ ઊઠી ગયું છે." હવે તો જેણે જે કાંત્યું તે તેના ખાંપણ માટે જ છે.)

સોરઠો: આ દુહો લોકપ્રિય અને કવિઓની પ્રશંસાને પાત્ર થયેલ છે. તેનાં પહેલા અને ત્રીજા ચરણમાં ૧૧,૧૧ માત્રાઓ અને બીજા અને ચોથા ચરણમાં ૧૩,૧૩ માત્રાઓ હોય છે. સોરઠાના પણ બે ભેદો જોવા મળ્યા છે. એક સાદો, જેમાં પ્રાસનો કોઈ આગ્રહ નથી. બીજો મધ્યમેળ જેમાં પહેલા અને અને ત્રીજા ચરણના પ્રાસ મળે છે. દા. ત.

જ તુ કળાઓ જાણ, ખુતરિ કિઉ બગલ;
ભોમી ન ઊઇ ભાણ, કોએ અણદીઠી આસાઉત.
(અનામી)

(હે આંસાના પુત્ર ભોજ, હે બધી ચતુરાઈ-(કળાઓ)ના જાણકાર, તેં બહુંતરા દુષ્કાળને પકડીને તારી બગલમાં એવો તો દબાવી દીધો કે એની શોધ કરતાં સૂર્યે કોઈ પ્રદેશ અણદીઠો મૂકયો જ નહિઃ અર્થાત્, સૂર્યને તે કયાંય દેખાયો નહિ.

સાદો સોરઠો:

ગર તિ ગજર થિએ, વરતિ ખાગે વાર્ઇઆ;
રઇઉ રંગમુલે, વલખી હરમો વેળાઉત.

(વેળા ખાચરના પુત્ર એવા હાથિયા ખાચર, તેં તરવાર ચલાવીને અનેક શાહી સૂબાઓને મોતને મારગડે વહેતા કર્યા. એ કારણે રંગમહેલોમાં સંસાર-સુખ માટે વલખાં નાખતી બેગમો માટે પહાડો સમયનું રૂપ લઈ આવ્યા.)

તે ઉપરાંત ગુજરાત–સૌરાષ્ટ્રના ચારણોમાં દોઢિયા અને હડુલા દુહાના બે વિશિષ્ટ પ્રકારો પ્રચલિત છે. એમાં દોઢિયા દુહાઓનો પ્રયોગ હાસ્યકવન માટે થયો છે. હડુલાઓ ઊમત્ય(નિંદાકાવ્ય)માં વપરાયા છે. અને એમાંય અશ્લીલતાની કોઈક કોઈક કવિએ છાંટ નાખીને સરસ્વતી અભડાવી છે. એટલે હડુલાને પડતા મૂકીને આપણે દોઢિયા દુહાઓ જોઈ લઈએ.

### દોઢિયા દુહા :

ચારને બદલે ૭ ચારણો હોવાને કારણે દુહાનું આ નામ પડયું છે. એમાં પ્રથમનાં ચાર ચરણો વસ્તુકથન કરે છે અને પાંચમું અને છઠ્ઠું ચરણ ધ્રુવકડી રૂપે આવે છે. આ પ્રકારના દુહાઓ સરલી-(કચ્છ)ના રેણુમલજી શામળ, મેઘળીના કાના લાંગાવદરાએ અને વીરવદરકાના માવલજી બારહટ્ટે રચ્યા છે. દા. ત.

રણુમલ્લજી શામળ :

આસંબિયાના આજેરમાંસુ, લધો લ્યાયો લાડી.
સારા ગામથી સવળી હાલે, એક લધાથી આડી.
રણુમલ દેખે તેવું દાખે, રણુમલ છંદો કેનો ન રાખે.

પુનઃ

તલવાણામાં દીઠો તમાસો, કુંવર રહ્યા કુંવારા;
સર્વે મળી એક કુતી સાંધી, વરને છે બિચારા
રણુમલ દેખે ..

માવલજી બારહટ્ટ :

પીંપરડીમાં કાંઇ ન પાયા, લીંબડે લેરું કીધી,
ગઢાળીમાં ગોટો મૂકી, છાશું ગઢડે પીધી;
કવજન દેખે એસા ભાખે, રામ અમને સલામત રાખે.

હવે દુહાના મિશ્ર છંદપ્રકારો જોઈએ. આમાં ઝમાળ કુંડળિયા, છપ્પડિયા અને શુદ્ધ કવિતનો સમાવેશ થાય છે. પણ શુદ્ધ કવિતમાં દુહો પાંચમી અને છઠ્ઠી પંક્તિરૂપે ગૌણ હોવાથી તેની ચર્ચા ટાળું છું.

દુહા પછી ચંદ્રાયણો હોય, અને દુહાના ચોથા ચરણનું ચંદ્રાયણાના પ્રથમ ચરણમાં સિંહાવલોકન થતું હોય તે ઝમાળ છંદ થયો. દા. ત.

પછમ દેશકા પવનસે, મોર કરત હૈ મોજ;
નરમળ મોતી નીપજે, સ્વાંતબુંદ આસો જ.
સ્વાંતબુંદ આસો જ છીપ નંગ નીપજે;
ફળફૂલ વનરાય મહાસુખ ઊપજે;

ભમર રિયે વળંભાય ' ચમેલી બો ઘણી;
અબ ઘર આવો શામ સરસ રાધા બણી.
(ઉદા રોહડિયો)

(પશ્ચિમના વાયુથી મયૂરો મસ્તી કરે છે. આસોમાસના સ્વાતિ નક્ષત્રનાં મેઘબિંદુઓથી નિર્મળ મોતીઓ છીપમાં નીપજે છે. વનમાં ફળફૂલને કારણ મહાસુખ પમાય છે. ચમેલીની વેલો ઘણી વૃદ્ધિ પામી છે અને ભ્રમરો તેના પર ઝળૂંબે છે. હે કૃષ્ણ, હવે પાછા ઘરે–ગોકુળમાં–આવો. રાધા પણ યૌવન વડે સરસ થઈ રહી છે.)

### કુંડળિયા :

ચારણી સાહિત્યમાં ચાર પ્રકારના કુંડળિયા મળે છે. ઝડ ઉલટ, રાજવટ, શુદ્ધ અને દોહામાં. પણ સર્વાધિક પ્રચલન તો ઝડ ઉલટ-પ્રકારના કુંડળિયાનું છે. તેમાં પ્રથમ એક દોહો અને પછી વીસ વીસ માત્રાનાં ચાર ચરણો હોય છે. એ દુહાના ચોથા ચરણનું વીસ માત્રાના રોળાના પ્રથમ ચરણમાં સિંહાવલોકન થાય છે. દા. ત.

કલા સમરો રઘુવીર કું, પોંચે બેડો પાર;
નારાયણ રા નામ વણ, સબ જુઠો સંસાર;
સંસાર જુઠો મનમાં સમજો,
ભવકામ પરાં કરી રામ ભજો,
દધિ પાર ઉતારે તું એક દતા
કલા સમરો રઘુવીર કું.
(કલા ઉછાશ–ઢાંક)

### છક્કડિયા :

કુંડળિયાનો જ આ લોકિયો પ્રકાર છે. ચારણોમાં આ પ્રકાર પ્રચલિત નથી. કેવળ સમ ખાવા પૂરતા જ અઘેળીના સામતસંગ રતનુંએ કેટલાક છક્કડિયા રચ્યા છે. દા. ત.

મા' મઇને માનવી નાય, સોળ સજી શણગાર;
સરખી સાહેલિઉં સરોવર ચાલી,સરોવરઝીલવા જાય.
સરોવર ઝીલવા જાય કે વાંસે;
પાંજર મેલીને જીવતા જાશે;
એક દિ સો વરસ બની જાય;
મા' મઇને માનવી નાય.

**પુનઃ**

આવ્યા કારતક ને ટાઢડી ચમકી,
પિઉડે માંડયાં પરિયાણ;
હાલકલોલ હઈડામાં ઘાલી, વાલમે પૂર્યાં વા'ણ;
વાલમે પૂર્યાં વાણ તે વાણી;
નીચાં નેણ ને ઝરે છે પાણી;
સેજ સંભારી સુંદરી સૂતી;
આવ્યો કારતક ને ટાઢડી ચમકી.

કર્તાએ છક્કડિયાને 'સુંદરીના બાર માસ' નામ આપેલ છે.

### દુહા કૃતિઓમાં અભિધાનવૈવિધ્ય :

જેમ દુહામાં પ્રકારવૈવિધ્ય છે, એ જ પ્રમાણે દુહાઓમાં રચાયેલી કૃતિઓમાં નામવૈવિધ્ય પણ સાંપડે છે.

એ નામોમાં (૧) વિષયવાચક (૨) સંખ્યાવાચક અને (૩) છંદવાચક નામો મળે છે.

વિષયવાચક નામોમાં આ પ્રમાણે ગણાવી શકાય :

(૧) જવાનીના દુહા (૨) પહોરના દુહા (૩) વારના દુહા (૪) તિથિના દુહા (૫) બારમાસા (૬) સંવાદ (૭) વારતા. દા. ત. મોજદીન મહેતાબની વાત, વીરમદે પન્નાં રી વાત વગેરે. વાત એ વિષયવાચક નામોનો પેટાપ્રકાર છે.

સંખ્યાવાચક નામોઃ આમાં દુહાની સંખ્યા પરથી કૃતિનું નામ પાડવામાં આવે છે. (૧) વીસી, દા. ત. અઘેળીના મૂળુ રતનું કૃત દ્રુધરેજના જેઠીજી ઝાલાની વીસી. મૂળીના કવિ ખોડાભાઈ (ગ ગ કવિ) કૃત ભીમોરાના જીવા ખાચરની વીસી. અને સરમડાના દાજીભાઈ રોહડિયા કૃત સડોદરના જાડેજા જાલમસંગની વીસી. (૨) બત્રીશી. દા. ત. 'કજોડાંબત્રીશી'ના બત્રીશ દુહાવાળો મારો લેખ 'ઊર્મિ–નવરચના'માં આવી ગયો

છે. (૩) સતક અથવા સતઃ આ રચનામાં સો દુહાઓ હોવાથી 'સતક'–'સત' (શતકનું ડિંગળી રૂપ) નામ પડયું છે. આ પ્રકારમાં પરમાણંદજી કૃત 'પ્રીતસત' અને લાંગીદાસ મહેડુ કૃત 'સતસમરણ'ને મૂકી શકાય. સંખ્યાવાચક કૃતિમાં સૌથી મોટી કૃતિ 'સતસઈ' છે. પણ ગુજરાતના ચારણી સાહિત્યમાં કોઈ ચારણ કવિએ રચેલ 'સતસઈ' પ્રાપ્ત થતી નથી. સાતસો દુહા પરથી આ સંખ્યાવાચક નામ પડયું છે. ઈસરદાસે 'સૂર સતસઈ' રચ્યાની એક માન્યતા છે. પણ એ કૃતિ હજી કયાંય પ્રાપ્ત થઈ નથી. ધ્રોળ ઠા. જસાજી અને હળવદ રાજ રાયસિંહજી વચ્ચે નગારાં વગાડવા બાબત થયેલ યુદ્ધ પરત્વે એ કૃતિ રચાયાનું મનાય છે. પણ 'સૂર'નો અર્થ વીર, વારાહ અને સૂર્ય પણ થાય છે. આ કારણે ઈસરદાસે આ કૃતિ રચી હોય તો તે કયા વિષય પર રચાઈ હશે તે પણ એક પ્રશ્ન છે.

સંવાદપ્રકારની રચનામાં પરમાણંદજી કૃત 'ચિત્રણીપદમણી–સંવાદ' ગણાવી શકાય.

છંદવાચક નામોમાં સાજણશી સુરકૃત 'રા' મંડળિકના દુહા, માલા નરેલા કૃત 'ચાંપરાજ વાળાના દુહા', 'ઈસરદાસજી કૃત 'સૂરજ રા દુહા', હરદાસ મિશણ કૃત 'શંકર રા દુહા', કૃષ્ણાજી હાહણિયા (રોહડિયા) કૃત 'કુંડળિયા ભાયા માધાણી રા', ઈસરદાસજી કૃત 'હાલાં ઝાલાં રા કુંડળિયા', રણમલ્લ મોતીસર કૃત 'લીંબડીની ઝમાળ' ઇત્યાદિને ગણાવી શકાય.

## ચારણોમાં દુહાપ્રિયતાનું કારણ :

આમ જોઈએ તો નાતજાતને કોમના ભેદ વગર લગભગ સૌ કવિઓએ થોડાઘણા દુહાઓ રચ્યા હશે. પણ સર્વોચ્ચ રીતે તો ચારણોએ જ આત્મસાત્ કર્યા છે. આનુ કારણ શું એ પ્રશ્ન રહે છે.

સૌરાષ્ટ્રમાં દુહો કહેવતો રૂપે, સુભાષિત રૂપે કે પછી ઊર્મિના વાહન રૂપે જનહૃદયમાં ભૂતકાળમાં અટળ સ્થાન પામેલો હતો. રાજદરબારે ચારણો દ્વારા ગાજતો દુહો લોકડાયરે પણ ચારણ, બારોટ અને ઈતર યજમાનવૃત્તિ કરનારી કેટલીક કોમો દ્વારા ગુંજતો હતો. એ જ રીતે 'રાફડિયા દુહા'નુ ઉપનામ ધારીને દુહો જંગલમાં જિંદગી વિતાવતા ભરવાડ–રબારી જેવા ભલાભોળા માલધારીઓને કંઠે પણ ગડેડતો રહેતો હતો.

દુહાની આ લોકપ્રિયતાનું કારણ છે તેનું નાનું કલેવર, વિચારકણિકા માટે વાહન થવા યોગ્ય તેનું રૂપ, અને સવિશેષ તો જલદીથી કંઠે ચડી જાય તેવી સરળતા અને જનસામાન્ય સમજી શકે તેવા . સાહિત્યનું દુહો વાહન બન્યો તે.

હવે ચારણો વિષે જોઈએ. ચારણોએ મધ્યકાળને પોતાનો કરી લીધેલો. મધ્યકાળે ચારણ રાજદરબારે ઊપડયો ઊપડતો નો'તો. તો લોકડાયરે પણ ચારણનાં ઝાઝાં આદરમાન થતાં. માલધારીપણું તો ચારણને વહાલું જ રહ્યુ છે. ડાળાં વગરના 'દેવપુત્ર'ની ભૂતકાળમાં કલ્પના જ નથી થઈ શકતી. ગાયો–ભેંસો સાથે ચારણ જંગલમાં પણ રખડતો હોય, આ રીતે પહાડોની ગોદમાં, નદીને કાંઠે, તળાવની પાળે, જંગલમાં ચારણના ડાયરા બીજા માલધારીઓ સાથે મંડાતા જ હોય. એ સર્વ ડાયરાઓ માટે ચારણે અનિવાર્યપણે લોકહૃદયમાં વસેલા દુહાને ઉપાસવો જ પડે તે સમજી શકાય તેવી વાત છે. આ રીતે દુહા દ્વારા ચારણ મધ્યકાળમાં જનહૃદયમાં પોતાનું સ્થાન ટકાવી શકયો. 'જંગલને સિંહની ઓથ અને સિંહને જંગલની ઓથ' એ કહેવત પ્રમાણે દુહો ચારણની ઓથ બન્યો, ચારણ દુહાની ઓથ બન્યો.

દુહાના સાચા આરાધકો સોરઠિયા ચારણો.

ચારણ, બારોટ, તૂરી, મીર, રાવળ, મોતીસર, ઢાઢી, અને લંઘા એ સૌ દુહાના ઉપાસકો. તેમાં આરૂ ચારણોએ તો દુહા સાથે ચોરાશી ડિંગળી ગીતોને ગળે બાંધ્યાં. આ કારણે તેઓ વિવિધ છંદના ઉપાસકો રહ્યા. એ જ પ્રમાણે બારોટ કવિઓએ ડિંગળ અને પિંગળ(વ્રજભાષા)ના બબ્બે ઘોડે પલાણ માંડેલાં. રાવળ, મોતીસરો, મીર અને ઢાઢીઓનું પણ એવું જ રહ્યું છે. લંઘાઓએ કવિ કરતાં ગાયકો અને બજવૈયાઓ વરીકે વધુ નામના મેળવી છે.

પણ, સતીની નિંદાથી જો કોઈએ એકમાત્ર

દુહાને જ આરાધ્યો હોય તો તે એકમાત્ર સોરઠિયા ચારણોએ. ૧૮મી સદી પહેલાંના બધા જ સોરઠિયા ચારણ કવિઓએ પોતાની કાવ્યરચના કેવળ દુહાઓમાં જ કરી છે. છંદવૈવિધ્યમાં રમવાનું તો કેવળ અઢારમી સદીના અંતભાગમાંથી જ સોરઠિયા ચારણો માં પ્રવેશ્યું છે. આ જ સ્થિતિ પરજિયા અને તુંબેલ ચારણોની છે. જ્યારે નેસાઈ–અગર વંચ્છા ચારણોમાં માલધારીપણાના અતિરેકમાં કવિપણું જ વીસરાઈ ગયું છે. પરજિયા અને તુંબેલ ચારણો માટે કાવ્યકવિતા એ જીવનનિર્વાહનું સાધન નથી રહ્યું. એમને માટે એ શોખનો વિષય હતો. જ્યારે મારૂ અને સોરઠિયા ચારણો માટે તો કાવ્યોપાસના એ શોખ અને ઉદરપોષણ બન્ને માટે આવશ્યક હતું. અને ચારણી સાહિત્યમાં સર્વોચ્ચ ફાળો પણ એમનો જ છે, તોપણ ઉપરના કારણે ૩૫૦ જેટલા મધ્યકાલીન ચારણ કવિઓની નામાવળીમાં છંદવૈવિધ્યમાં રમનારા સોરઠિયા ચારણ કવિઓનાં નામ કેવળ આંગળીને વેઢે ગણાય એટલાં જ મળે છે, જેઠાભાઈ ઊઢાશ અને કસિયાભાઈ લીલા જેવા; બાકી સોરઠિયા ચારણ કવિઓએ સતીની નિષ્ઠાથી કેવળ જિંદગીભર કેવળ દુહાઓમાં જ રચના કરીને દુહાને જ આરાધ્યો છે, અને તે પણ સવિશેષ તો સોરઠિયા દુહાને જ.

આ એકનિષ્ઠાને કારણે જ સોરઠિયા ચારણોના રચેલા દુહાઓમાં જે કાવ્યમયતા આવી તે અન્યોના રચેલા દુહાઓમાં મળવી દુર્લભ છે. આમ સોરઠિયા ચારણો, સોરઠિયો દુહો અને સોરઠ પ્રદેશ અભિન્ન થઈ રહ્યાં છે. આ કારણે જ કહેવાયું હશે ને કે -

**સોરઠિયો દુહો ભલો, ભલી મરવણ રી વાત;**
**જોબન છાઇ ધણ ભલી; તારા છાઇ રાત.**

આમાં સોરઠિયો દુહો ઉપરના જ અભિપ્રાયમાં આવ્યો લાગે છે. વાતમાં 'મરવણ'ની વાતને શ્રેષ્ઠ કહી છે. કેટલાક 'મરવણ'નો અર્થ મારવાડ કરે છે. પણ વાર્તાઓ તો આપણા સૌરાષ્ટ્રમાંયે રચાણી છે. અને તે પણ ઓછી મનમોહક નથી હોતી. સૌરાષ્ટ્રની લોકવાર્તાઓ જેવાં સંઘટ્ટ, અને સરસ વાર્તારૂપો બીજે દુર્લભ છે. પણ 'મરવણ' નો અર્થ મારુઈ એટલે કે ઢોલા–મારુની વાર્તા નાયિકાના નામ પરથી તેને 'મારુની વાત' પણ કહે છે. 'મરવણ' શબ્દ પણ સ્ત્રીવાચક અને સ્ત્રીલિંગી છે. એટલે દુહાના બીજા ચરણનો અર્થ વાર્તાઓમાં 'ઢોલા–મારુની વાત' શ્રેષ્ઠ છે, એમ થતો હોવાનું લાગે છે.

સાંસ્કૃતિક ઇતિહાસની દૃષ્ટિએ દુહા જેવા એક જ કાવ્યપ્રકારને સતીની નિષ્ઠાથી સૈકાઓ સુધી આરાધનારી સોરઠિયા ચારણો જેવી કોમ પણ એક વિશિષ્ટતા જ ગણાવી જોઇએ.

## દુહામાં રસવૈવિધ્ય :

કાવ્યાચાર્યોએ કાવ્યમાં મુખ્ય એવા નવ રસ માન્યા છે અને એમાં શૃંગારને રસરાજ ગણ્યો છે. પણ, ચારણી સાહિત્યમાં વીરરસ એ રસાધિપ રહ્યો છે. આ કારણે દુહા સાહિત્યમાં પણ વીરરસનો પ્રભાવ મુખ્યપણે રહ્યો છે. બાકી દુહો સમાન સફળતાથી નવે રસોનું વહન કરે છે. આપણે દુહામાં નવેય રસોનાં ઉદાહરણો જોઈએ.

### વીર :

**સિંહ સિંચાણો સા પરસ, ઊભાં કશાં અનાથ;**
**ધડ ઉપર માથું જ કે, હામ હિયા ખગ હાથ.**

(સૂર સાવજની વાત)

(જ્યાં લગી ધડ ઉપર શિર હોય, હૈયામાં હિંમત હોય અને હાથમાં તરવાર હોય ત્યાં લગી સિંહ, બાજ અને શૂરનર અનાથ શાના ? )

**સૌલ ધમંકા કિમ સહિયા, કિમ સહિયા ગજદંત;**
**કઠણ પયોધર લાગતાં, કસમસતો તૂં કંત.**

(ઇસરદાસ)

(હે સ્વામી ! મને આશ્ચર્ય છે કે તમે ભાલાના ઘાવો અને ગજદંતોના પ્રહારો કઈ રીતે સહ્યા ! કેમકે અલિંગન વેળા મારાં કઠોર સ્તનો ભીંસાતાં તમે વ્યાકુળ થઈ ઊઠતા હતા !!)

હે ઠાકર, વિત આપણી, દેનો રજપુતાંહ;
ધડ ધરતી પગ પાગડે, અંત્રાવળિ ગીધાંહ.
(ઈસરદાસ)

(હે ઠાકોર, તમે ક્ષત્રિયોને વેતન આપતા હતા તેનો બદલો લ્યો. જુઓ એ નિમકહલાલ વીરોનાં ધડ ધરતી પર પડયાં છે. પગો કપાઈને ઘોડાના પેગડે લટકે છે અને તેમનાં આંતરડાંઓને ગીધો લઇ ગયાં છે.)

**શૃંગાર :**

ઘટા ગરજત આવત ઘણુ, બીજ કરત મુખબાત;
સેજ પલંગ સૂનો પડયો, પ્રભુ, ભાદ્રવ કી રાત.
(ઉદા રોહડિયા)

(ગર્જનાના આડંબર સાથે આ મેઘકટક ચડયું છે. અને વીજળી મેઘ સાથે મોઢામોઢ સ્નેહાલાપ કરે છે. એવી આ ભાદરવાની રાત્રીએ કાન ! મારો પલંગ સૂનો પડયો છે.)

**શાન્ત :**

જું લાંગા હરિ હરિ જંપી, તું રસણા હીસાર;
નહિ તુ દાદુર જુ ભલું, સુડસણા વચ ભાર.
(લાંગીદાસ મહેડુ)

(હે લાંગીદાસ ! જો તું હરિનામ જપે તો જ જીભનું હોવું સાર્થક છે. નહિ તો દાંત વચ્ચે જીભનો ભાર લઈને વ્યર્થ ડ્રાંઉં ડ્રાંઉં કરતાં દેડકાઓ જ સારાં છે.)

**બિભત્સ :**

અસપતિ આવટિયા, ખાચર ખાગી તાહળિ;
કરકે કાઠી રા, વાડો વઢિઓ વેળાઉત.
(કાંથડ લાંગાવદરા)

(હે વેળા ખાચરના પુત્ર હાથિયા ખાચર, તેં એટલા બધા મલેચ્છ સૂબાઓને તલવારની ધારે ઉતાર્યા કે એ સૌનાં નરકંકાલોનો જ એક મોટો વાડો ભરાઈ ગયો છે.) (હાડપિંજરોનો વાડો એ ગ્લાનિ-ઉત્પાદક શબ્દ છે. એ કારણે બીભત્સરસ પ્રગટે છે.)

**કરુણ :**

રોવો રોવણહાર, મન મૂકીને મોકળાં;
કિસે બાંધું પાળ, (મારે) સાયર ફાટયો સાંખડા.
(હેલબાઈ ભિઢાશ)

(હે સાંખડા, સૌ રોવાવાળાં મન મૂકીને રોઇ લ્યો, કેમકે હવે તો દુઃખનો સાગર જ ફાટયો છે, ત્યાં હું કયાં પાળ બાંધું ? )

**અદ્ભુત :**

કે દી કમિણુ કે, અંગ તૂ આભડતો નઈ;
રથિ કિ રંભ તણે, બિઠુ બાખલ રાઉત.
(અનામી)

(હે બાખલજીના પુત્ર ! મને નવાઈ તો એ વાતની છે કે આ મૃત્યુલોકમાં તો તું કયારેય પણ નારીના અંગનો સ્પર્શ કરતો નહિ. તો પછી અપ્સરાઓ સાથે રથારૂઢ (વિમાનારૂઢ) થઈને કઈ રીતે બેઠો ! )

**રૌદ્ર :**

ધડ ધરતી પગ પાગડે, આંખું તણો મરટ;
અજી ન છંડે ઠાકરો, મૂંછા તણો મરટ.
(અનામી)

(હે ઠાકોરો ! આ મારા સ્વામીનું ધડ પૃથ્વી પર પડયું છે. પગો કપાઇને અશ્વને પેગડે લટકે છે તો-પણ જુઓ, એ આંખોની કરડાઇ અને મૂછોની વંકાઇ તજતો નથી ! )

**ભયાનક :**

એ નાહર બટકાં ભરે, ઓ સુઅર ઉજાડ;
ફેફર કાળજ ફડફડે, પોઢો જુટિયા પહાડ.
(સૂર–સાવજરી વાત)

(આ સિંહ બટકાં ભરે છે અને આ સૂવર દાતરડી વડે શત્રુની કાયાને ચીરીને ફાડી નાખે છે. ફેફરાં, કાળજાંમાંથી ફડફડ અવાજ થાય છે. આમ પહાડોના બન્ને રાજવીઓ ભિડાઈ ગયા.)

### દુહામાં અલંકારો :

ડિંગળી સાહિત્ય એ સીધું અને સાદું સાહિત્ય મનાયું છે. તેમાં અલંકારપ્રાચુર્ય ન હોવાનો વિદ્વાનોનો મત છે. સામે એ પણ હકીકત છે કે ડિંગળી સાહિત્યને મધ્યકાળમાં રાજદરબારે સર્વોચ્ચ આદરમાન મળ્યાં છે. ડિંગળી સાહિત્યમાં દુહાનો પણ સમાવેશ થઈ જાય છે. ચારણી સાહિત્યમાં ભાવની પ્રધાનતા રહી છે, અલંકારો ગૌણ સ્થાને છે. આ કારણે ચારણ કવિઓએ બહુ થોડા અલંકારોનો ઉપયોગ કર્યો છે. 'રાજસ્થાની ભાષા ઔર સાહિત્ય'માં મૂર્ધન્ય વિદ્વાન શ્રી. મોતીલાલ મેનારિયા લખે છે કે : "અલંકાર જ્ઞાન પ્રદર્શન કે હેતુ ભાવકો ભ્રષ્ટ કરને કી પ્રવૃત્તિ ઈનમેં કહીં દિખાઈ નહીં દેતી."

જે થોડા અલંકારોનો ઉપયોગ ચારણી સાહિત્યમાં થયો છે. તેમાં રૂપક, ઉપમા અને ઉત્પ્રેક્ષા જેવા સમાનતામૂલક અલંકારો જ વિશેષ પ્રયોજાયા છે.

સૌરાષ્ટ્રનું ચારણોનું દુહા સાહિત્ય લોકાભિમુખ અને જીવનનિષ્ઠ રહ્યું છે. પરિણામે એનાં રૂપકો, ઉપમાઓ અને ઉત્પ્રેક્ષાઓમાં લોકતત્ત્વ ભરપૂર પડયું છે. લોકજીવનમાંથી જ લઈને ચારણે અલંકારોને દુહામાં મૂકયા છે. પરિણામે અલંકારોમાં મૌલિકતા અને જીવનનિષ્ઠા આવી ગયાં છે. અત્રે થોડાં ઉદાહરણો જોઈએ.

રૂપકાલંકાર ; ખેતર ; ટોયો : અને રોઝડાં :

ખેતર પાકયું કણસલે, (મન) બેઠું માળે;
વળને વિઝાણંદા, મને રોઝડાં રંઝાડે.
(શેણી વિઝાણંદની વાત)

(હે વિઝાણંદ, તું પાછો વળી આવ, કેમકે મારા યૌવનરૂપી ખેતર પાકયું છે. મારું મન માળે બેસીને તેનું ટોયાપણું કરે છે. તોયે મને નાદાન ચારણોરૂપી રોઝડાં રંઝાડે છે.)

### દેવળના દીવડાઓ :

કાજીં તું કામની તાણ, તલિએ તરસે ના;
દીપગ દેવળ ઘણા, બુએ બાખલ રાઉત.
(અનામી)

(હે બાખલજીના પુત્ર, સુંદરીઓને પામવા માટે તેં તલમાત્ર પણ તલસાટ બતાવ્યો નહિ, જ્યારે બીજા ઘણાય પુરુષો દેવળના દીપકો રૂપે નારીઓને પામવા–નીરખવા ટળવળતા રહ્યા.)

### ડાકણ અને નાગણી :

કટારી અમરેશ રી, ડાકણ ઠઠારી,
જાણ ટપોરે ગારડી, નાગણ ફુંકારી
(અનામી)

(અમરસિંહ રાઠોડની કટારી ઠાઠદાર અથવા મશ્કરીની આદતવાળી ડાકણ રૂપ છે. જાણે શત્રુરૂપી ગારૂડીના ટપારવાથી તે કટારી (કોપાયમાન) નાગણરૂપે ફુંફાડા દઈ ઊઠી.)

### ઉપમા : જૂની વાડ

સિંગાળુ અરિ સલણું, જિ કળ એક ન થાઈ,
તાસ પરાણી વાડ જિં
દંન દંન માથે પાઇ. (ઇસરદાસ)

(જે કુળમાં કરડો અને શત્રુઓને હૈયે સાલનારો એકાદ વીરનર પણ નથી થતો તે કુળ જૂની વાડની જેમ દિનપ્રતિદિન શત્રુઓના પદાઘાતે વલોવાતું જાય છે.)

અર્જુન :

અરજણ જીં ગોપી અગે, ઊભો આલમ શા,
કમિખુ કાઠી રા, હરમો લુસિ હાથિઓ.
(કાંથડ લાંગાવદરા)

(જેમ ગોપીઓ આડો અર્જુન ઊભો હતો, તેમ હુરમો આડો શાહ ઊભો હોવા છતાંયે કોપાયમાન થયેલ હાથિયા ખાચરે (ચોટીલા) બેગમોને લૂંટી.)

અપ્સરા (ખેળા) :

ખડપત નક ખેળાં જીં, સાઢિ આપ સધિર,
વાડમ ઠપકો વીર, તુ કુઇ દાખિ નાજાઉત.
(જીવણ સુર)

(ભવાઈના અપ્સરા (ખેળા) વેશ માફક રાજાઓ નિશ્ચયે પોતાને સજાવતા રહેશે. પણ હે નાજાના પુત્ર વીરાવાળા (જેતપુર), એમાંથી કોઈ મહત્તા–દાતારીનો ઠમકો તો દાખવી શકતા નથી !)

**દુષ્કાળનાં વાદળ :**

કાઠી કાળ તણાં, વાદળ જી વીરડા
સંમેઠા નુ આપે સગે, નધ જળ નાજાણા.
(જીવણ સુરૂ)

(હે કાઠીરાજ એવા નાજાના પુત્ર વીરાવાળા ! કેટલાયે સારી પેઠે માંડા એવા દુષ્કાળનાં વાદળો જેવા રાજવીઓ સગાંઓને પણ ધન રૂપી જળ આપતા નથી.)

**ઉત્પ્રેક્ષા : નેત્રો અને કાજળ :**

ઝણ તરસે માગણ તણાં, મોદલ તું મળિઆં,
સારંગ સરઠોયા, કાજળ કાજી કાનુઆ.
(કાંથડ લાંગાવદરા)

(હે સરવૈયા રા' કાન (ભડલી), ગિરનારના ધણી, જેમ નેત્રો કાજળ માટે ઝૂરે તેમ યાચકો તને મળવા તલસે છે.)

ત્રાંસળિયું વીરા તણાં, આંગણ ઉગટતાં;
ધરપત ઢાંકાણાં, રજીએ રામનરંદા ઉત.
(અનામી)

(હે રામવાળાના પુત્ર એવા સામતવાળા (બગસરા), તારા આંગણે વિપુલ અતિથિઓને કારણે ત્રાંસળીઓ ઊટકતાં એટલી વિપુલ રજ ઊડી કે તેના વડે કંઇક રાજવીઓ ઢંકાઇ ગયા.)

હરિસ્મરણ પણ તજાવ્યું:

તું વિક્રમ વેળિ, વણ મળિએ વાખાણિઉ,
સમરણ તજે સપ્રે, કેશવ તણાં કલાણમલ.
(અનામી)

(હે કલ્યાણમલ્લ (ઇડર), તારી વીર વિક્રમ સરખી વારને કવિજનોએ તને મળ્યા વગર જ વખાણી. આ રીતે તારી પ્રશંસામાં ગુણીજનોએ હરિભજન પણ વિસારે પાડયું.)

**શબ્દાલંકાર :**

શબ્દાલંકારોમાં 'વયણસગાઇ' ચારણી સાહિત્યનો પ્રિય અલંકાર રહ્યો છે; જે એક પ્રકારનો શબ્દાનુપ્રાસ છે. પણ સંસ્કૃત-હિન્દીના અલંકાર ગ્રંથોમાં એનું નામ નથી મળતું. એ ચારણી સાહિત્યનો આવગો અલંકાર છે.

'વયણસગાઇ' અલંકારનો સાધારણ નિયમ એ છે કે છંદના હરકોઇ ચરણના પ્રથમ શબ્દનો જે અક્ષર વડે શરૂઆત થઇ હોય તે જ અક્ષર એ ચરણના અંતિમ શબ્દમાં પણ આવવો જોઇએ. દા. ત.

ભીતર થયા ભગમાં, કે ભગમાં બાહેર કરાં,
જાલોરો જગમાં, કમો મળે ન કવિ જણાં.
(અનામી)

(કંઇક મરીને પાછા ગર્ભસ્થ થયા, અને કંઇક માનવો માતાના ઉદરેથી બહાર આવ્યા એ આવવા કે જવાવાળામાં કોઇ પાલનપુરપતિ કમાલદીન જેવો કવિજનોને ફરીથી જગતમાં મળ્યો જ નહિ.)

બપઇઆ મખ બોલિઆ, પિઉ પિઉ પરવેશ;
એણી રત કુંવર અજમલરો, સંભરિયો સવણેશ.
(અનામી)

(બાપૈયાઓ આ વર્ષાઋતુમાં મુખે પિયુ પિયુ પોકારી ઊઠયા. એ મારે કાને પડતાં જ આ મોસમમાં મને અજુભાઈનો પુત્ર સાંભર્યો, જેનો વિયોગ હું (આ ઋતુગીત દ્વારા) વર્ણવું છું.)

એક વાત નોંધપાત્ર છે કે રાજસ્થાની ચારણ કવિઓ જેટલો ગુજરાત-સૌરાષ્ટ્રના ચારણ કવિઓમાં 'વયણસગાઈ'નો આગ્રહ નથી રહ્યો. જોકે મારુ ચારણોમાં 'વયણસગાઈ'ની ભકિત રહી છે. પણ સોરઠિયા, પરજિયા અને તુંબેલોમાં 'વયણસગાઈ'ના નિયમનું પાલન કરવામાં શિથિલતા રહી છે. ખુદ ઈસરદાસજી પર પણ આ શિથિલતાની અસર થઈ હોવાનું જણાઈ આવે છે, કેમકે એમની સર્વ પ્રથમની રચના મનાયેલ 'હરિરસ' કરતાં પાછલી અવસ્થામાં રચાયેલ 'હાલાં ઝાલાં રા કુંડળિયા'માં ઘણા દુહાઓ 'વયણસગાઈ' વગરના મળે છે. દા. ત.

સખી, અમીણા કંથરો, ઈક વડો સુભાવ,
ગળિયારાં ઢીલૌ ફિરે, હાકાં વાગાં રાવ.
(ઈસરદાસ)

(હે સખિ! મારા સ્વામીની એ મોટી કુટેવ છે કે તે આલિંગનમાં તો ઢીલોપોચો રહે છે પણ જ્યાં રણહાક પડી કે તે તરત જ રાજા થઈ જાય છે.)

મતિવાળા ઘુમે 'નહીં', નહ ઘાયલ બરડાય;
બાળિ સખી ઊ દ્રંગડો, ભડ બાપડા કહાય.
(ઈસરદાસ)

(હે સખિ! એ ગામને આગ લગાવી દે કે જેમાં ખુમારીવાળા નરો ઘૂમતા નથી કે નથી ઘાયલ નરો કણસતા. અને બિચારા બાપડા જ જ્યાં શૂરવીર કહેવાય છે!)

'વયણસગાઈ'ને બદલે સૌરાષ્ટ્રના મધ્યકાલીન ચારણ કવિઓએ અનુપ્રાસ અલંકારને દુહામાં પ્રમુખતા આપ્યાનું જણાય છે, જેમાં ચરણના પ્રથમાક્ષરનું સમગ્ર ચરણમાં બાહુલ્ય હોય છે. આમાં અને 'વયણ-સગાઈ'માં એ ફેર છે કે 'વયણસગાઈ'માં ચરણના પ્રથમ શબ્દનો પ્રથમાક્ષર ચરણના અંતિમ શબ્દમાં આવવો જોઈએ, જ્યારે અનુપ્રાસ અલંકારમાં ચરણના પ્રથમ શબ્દના પ્રથમાક્ષરવાળા શબ્દોનું જ ચરણમાં બાહુલ્ય હોય છે. દા. ત.

સદન-સવા તાહળા, કીરતિ કણ સ ચિઆ,
ભરડે ભેળ ચિઆં, ખેત્ર નકારાં ખેંગ-ઉત.
(અનામી)

(હે ખેંગારજીના પુત્ર ભારમલ (કચ્છ), તારા જીવનરૂપી ખેતરમાં સારાં દાન રૂપ સવળા વાથી યશરૂપી વિપુલ ધાન્ય પાક્યું. જ્યારે કંજૂસ રાજવી-ઓનાં જીવતર રૂપી ખેતરોને નિંદામણ-ચિઆ નામે ઘાસે જ ભરડો લઈને ભેળી દીધાં છે.)

આંખીઓ અમીએ, ભરિઓ ભીમાઉર ધણી;
રુરવિ રોસ ધણે, કવિ કમ ને કાનુઆ
(કાંયડ લાંગાવદરા)

(હે ભીમજીના વંશજ એવા સરવૈયા કુળના રાજા રા' કાન ભડલી તારાં નેત્રો કવિઓ પર તો અમી ભર્યાં જ હોય છે. પણ કવિકુળ પર છવાયેલ નિર્ધનતા પર તો તારાં નેત્રોમાં વિપુલ કોપ હોય છે. આમ તું એકીસાથે રોપ-રીઝ દર્શાવે છે.)

શોધવા જઈએ તો ચારણોના દુહા સાહિત્યનું પગેરું હજારેક વર્ષ લંબાય છે. સિંધના જામ ઉનડના રાજકવિ સિદ્ધમાલ શામળથી દુહાની સરવાણી વહેતી આવે છે, પણ આપણે રા' લાખા ફુલાણીના કવિ માવલ વરસડાથી શરૂ કરીશું. મૂર્ધન્ય વિદ્વાન શ્રી. મોહનલાલ જિજ્ઞાસુએ પોતાના ચારણ સાહિત્યકા ઈતિહાસ ગ્રંથમાં ચારણી સાહિત્યની પરંપરા માવલ વરસડાથી શરૂ થતી હોવાનો નિર્દેશ કર્યો છે. આપણે કાળક્રમ અનુસાર ચાર ભાગોમાં વિભાજન કરીને ચારણોના સાહિત્યને જોઈએ...

*

## દોહા

દાતણે વખાણીયે મીતરું, સગો વખાણીયે સઇ,
ઘરની અસતરી ક્યારે વખાણીયે, ઘરમાં નો હોય કંઈ-૧

કરનારો શું કરે, કરે આપડાં કરમ,
માંડયા વિના નો મળે, ધન છોરૂ ને ધરમ-૨

જાણુ માણહને નત મરતાં અજાણ્યાને પૂરા રાજ,
નફકરા સૂવે નિંદર ભર્યાં (એને) પેટ ભર્યાં સું કાજ-૩

જાણુ માણહને નત મરણાં નગણાં નાવે ચંત,
કાળી ઊન ને કમાણહ (એને)ચડે ન દૂજો રંગ-૪

સં. કરસન પઢિયાર

# કુંવારાં વેણનો કવિ

સં. જયમલ્લ પરમાર

કાઠિયાવાડ મેં કોક દી, ભૂલો પડ ભગવાન,
(નો) મોળો કરાં મેમાન, સરગ ભુલાવાં શામળા.

સૌરાષ્ટ્રમાં કયો એવો લોકગાયક, દુહાગીર, રાસ-ગાયક કે ભજનિક હશે કે જે આ દુહો નહિ ગાતો હોય? અરે રસ્તે ચાલતાં બાળકો પણ આ દુહો લલકારતાં જતાં હોય છે. પણ એમાંથી ભાગ્યે જ કોઈને ખબર હશે કે આ દુહાનો કહેનાર (રચનાર) દેવકા પાંચાળનો લોકસમાજનો જાણીતો અને શિષ્ટ સમાજનો અણજાણીતો પાલરવ પાલિયા નામનો કવિ હતો!

દુહો તો કાઠિયાવાડમાં ભગવાનની પણ ભલી ભાતે ને ખાંતે ખાંતે મહેમાનગતિ કરવાની ભાવનાને કારણે જ પ્રસિદ્ધિ પામી ગયો છે, જેમ કાઠિયાવાડનાં આદર-આતિથ્ય એક કાળે જગપ્રસિદ્ધિ પામી ગયેલાં તેમ. પણ ચોટ મારી ગયો છે.

મૂળ દુહાનો પાઠ ઉપર પ્રમાણે છે. ચારણી બોલીમાં છે. પણ લોકપ્રચલિત પાઠ નીચે મુજબ બોલાય છે:

કાઠિયાવાડમાં કોક દી, ભૂલો પડ ભગવાન,
થાજે મારો મેમાન, તને સરગ ભુલાવું શામળા.

દુહા-સોરઠાનો ભાથી કવિ. એણે કહેલા શામળાના અને બીજા દુહા-સોરઠા સોમાંથી સોંસરવા તરી વળે એવા. એનો વળોટ, એની જુક્તિ, એનું લાઘવ, એનાં વેણ અને એનો મરમ દુહાગીરોમાં એને અનોખું સ્થાન અપાવે છે. સ્વતંત્ર મુક્તક તરીકે મૂલવી શકાય એવા.

બે ત્રેં વીસું બરડવાં, માંહી સો બસો સાંધા,
માંહી પટેલ માધા, એમાં સાસ કયાં રે' શામળા.

હે માધવ! આ શરીરમાં ૪૦ કે ૬૦ બરડવાં-નકુચા છે. સો-બસો સાંધા છે. અંદર બધું પોલું છે. તો એમાં શ્વાસ (જીવ) કયાં રહેતો હશે? (આ દુહો સ્વ. માણસુરભાઈનો પણ કહેવાય છે.)

દુહો કહેવાનો એનો આવો તળપદો ઢંગ બીજે જવલ્લે જ મળે. એનું લાઘવ જુઓ:

મેં મેલેલ મશ્કે, પરમેસર પાંણો;
તે દુનો રાણો, નથી વીસરતો વીઠલા!

જરા હાંસી-મશ્કરીમાં મેં તારા નામનો પાણો મૂકેલો તે દીની વાત તું ભૂલતો નથી ને મનમાં ગાંઠ વાળીને બેસી ગયો છો? તને શું કાંઈ નથી સમજાતું? નથી સંભળાતું?

વાગ્યાની તમને વગત, ઝાંઝર કીડીનાં જે;
દૈવ! ધાઉં દેને, સુણતા નથી-શામળા?

કીડીના પગનાં ઝાંઝર વગડે એય તું સાંભળશ, એનીય તને ખબર પડે છે ને આ હું ધાઉં પોકારી પોકારી કહું છું એય તને નથી સંભળાતું?

આમ કુંવારાં વેણની જુક્તિદાર ગોઠવણી ચાલી આવે. એની ઉપમા જુઓ.

ભીમોરાના ઓઢા ખાચર શીલવંત પુરુષ. એની નાડી ધોઈને પીતાં પ્રસૂતાનાં આડાં ભાંગે. એને બિરદાવતાં કહે છે:

ખોળાને બેસારે ખલક, મેપત ખોળામાંય;
ખંડપત ખુશી થાય, અણસારેથી ઓઢીઆ.

સ્ત્રીનો વેશધારી ખેલો-ભવાયો રમતો રમતો મહીપતિઓના ખોળામાં બેસીને નખરાં કરે ને ખંડપતિઓ એના ઈશારાથી ખુશખુશ થઈ જાય, પણ હે ઓઢા, આ કળિકાળમાં તું તો:

પદમણીએ પાપરના ધણી, રીઝગો નહિ કળરૂપ,
ભોળવાઇ ગ્યો'તો ભૂપ, એકલશીંગી ઓઢીઆ.

ઋષિઓમાં ભૂપ એવો અડોલ એકલશીંગી નારીનાં રૂપ ઉપર લટ્ટુ બની ગયેલો, પણ તું તો પદમણીઓનાં રૂપ ઉપર પણ કદી ન મોહાયો.

જુઓ એની જુક્તિ ને વળોટ :

હે નાડી હમીરરા, વૈદક હોડ વદાં;
પીધે પાવરરાં, આડાં ભાંગે ઓઢીઆ.

કાઠીઓ પાવરગઢથી ઊતરી આવ્યા ગણાય છે, એટલે એને પાવરરા કહ્યા. હે હમીરના પુત્ર ! તારી નાડીની પવિત્રતાની તાકાત વૈદનાં ઔષધો સામે હોડ બકી રહી છે. વૈદોનાં ઔષધોથી જે આડા ગર્ભ સવળા ન થાય એ તારી નાડી ધોઈને પીવાથી થાય છે. એના તળપદા શબ્દોની વીણુણી અને ચોટ કેવી ચાલી આવે છે !

સુંદરને બાળક સમે; કસર દિયે કરતાર;
એનો લે ઉગાર, આવત નાડી ઓઢીઆ.

સુંદર–સુંદરી–સ્ત્રીને પ્રસૂતિ ટાણે બાળક આડું આવવાથી જે પીડા થાય છે એને તારી નાડી આવતાં ઉગારી લ્યે છે. આવી શકિત ઓઢા ખાચરમાં કયાંથી આવી ? તો કહે :

તરિયા અન્ન નીંદર તજણ, જગભલ એ ખટ જુગ,
ભમરો વિંધણ ભૂપ ! તેં ઓળખીઓ ઓઢીઆ.

આ અભણ કવિએ શીલવંત ઓઢા ખાચરને કેવી ઉપમા આપી ? 'ભમરા વિંધણ ભૂપની.' એટલે કે રાવણ ભમરો થઈને ઈંદ્રના વિમાનમાં સંતાયો હતો એને પોતાના અણીશુદ્ધ શીલને કારણે જ વીંધી નાંખનાર લક્ષ્મણની, કારણ કે લક્ષ્મણનાં જે બિરુદ હતાં તે જ આ ઓઢા ખાચરનાં હતાં. સ્ત્રીને તજી દીધી, અન્ન જીવવા પૂરતા આહાર જેટલું જ અને ઊંઘ પણ તજી દીધી, જેથી ઊંઘને કારણે પણ શીલ-ભંગ ન થવાય. એક પ્રભાતીમાં લોકોક્તિ તો એમ કહે છે કે:

'એક સમે વાલો વનમાં ગ્યા'તા
લક્ષ્મણને નીંદરા આવી રે,
સંતી રે સીતાને જે દી કલંક ચડાવ્યાં
ભાયુંમાં ભ્રાંત પડાવી રે......
જાઓ ! જાઓ રે નીંદરા.'

આવાં શીલ. એમાં પછી વ્યક્તિ નિમિત્ત બને છે. એવાં શીલને પાલરવભાઈએ અપરૂપ બિરદાવ્યાં છે.

એવા પાલરવભાઈને મળવાનો અવસર પ્રાપ્ત થયેલો રાણપુર ગામે 'ફૂલછાબ' સપ્તાહિકના કાર્યાલયમાં સને ૧૯૪૦–૪૧માં. મેઘાણીભાઈને ટહુકો કરવા આવેલા ને 'મારો બાપલિયો છે ?' એટલો જ ટહુકો કરી ડેલીના બાંકડે બેસી પડેલા. ૮૦–૮૫ વરસની જૈફ અવસ્થા. શીણે ધારે ને દૂબળાપાતળા, રૂડપ નહિ. મેલાંઘેલાં લૂગડાં ને ગુંદ ઝરે એમ આંખમાંથી પાણી ઝરે. છાંયામાં પણ હાથનું નેજવું કરીને માંડ ભાળતા.

પાલરવ પાલિયા મૂળ જસદણ પાસેના લાલકા ગામના. ખવડ કાઠીઓના વિશેષ આશ્રિત. એટલે પાંચાળનાં ગામડાંઓમાં વધુ રહેતા. માલઢોરની ઘણી મમતા. ભેંસું પણ પાલરવભાના વેણે વેણે વળતી આવે એવી હળી ગયેલી. પાંલરવભા માનવીની બોલીમાં વાતું કરે ને જેને ડોબાં કહેવામાં આવ્યાં છે તે પાલરવભાની બોલી પ્રમાણે હાલે–ચાલે, બેસે–ઊઠે ને અસૂરસવાર દોવા દ્યે.

પાંલરવભા પાછલી આવસ્થામાં સારી પેઠે દુઃખી થયેલા. છેલ્લે મળ્યા ત્યારે કહેતા હતા કે આ હાથે ભાઈ ભત્રીજા ભાણુજા એવા ૧૩–૧૩ ને વળાવ્યા છે. ઘર ઘસાઈ ગયેલું. શામળાના એમણે સંખ્યાબંધ દુહા લખ્યા છે. એ જ રીતે જેના પોતે આશ્રિત હતા તેના પણ લખ્યા છે. બહારવટિયા એભલ પટગીરના સોએક દુહા લખ્યા છે. ચારણ બહારવટિયા પુનરવ એકલિયાના તો અદ્દભુત દુહા લખ્યા છે. જેમ ઓઢા ખાચરના તેમ એવા બીજા અસંખ્ય દુહા રચ્યા છે. પણ ભણેલા નહિ એટલે બીજાને કંઠે રહ્યા એટલા બચ્યા. બાકીના એમની જોડે ગયા. 'ફૂલછાબ'ને આંગણે આવતા તે દી અમે ટપકાવી લેતા.

૧૯૬૮ માં 'ઊર્મિ-નવરચના'માં એમના ૭૨ જેટલા દુહાનો પરિચય આપેલો. ત્યારબાદ શ્રી. કાનજીભાઈ બારોટે ૧૦૪ દુહા શામળાને સંબોધેલા અને ૯૦ દુહા એભલ પટગીરને સંબોધેલા મોકલી આપેલા. એ દરમિયાન શ્રી. દાદુભાઈ. પુ. ગઢવીએ પાલરવભાના દુહાઓનું એક રૂપક યોજીને મોકલેલું. એવું જ રૂપક શ્રી. તખતદાન રોહડિયાએ લખી મોકલેલું. બન્ને રૂપક 'ઊર્મિ' માં પ્રગટ થઈ ગયેલાં. વૈદ્ય મોટાભાઈ ગઢડાવાળાએ પણ એમના જીવનના એક પ્રસંગને અનુરૂપ રૂપક જેવું યોજીને મોકલ્યું છે. વળી શ્રી કાનજીભાઈ બારોટના મોકલેલા પાલરવભાના શામળાને સંબોધેલા દુહા પણ લીધા છે. પણ જ્યાં એકના એક આવ્યા છે તેને કોઈ એક સંગ્રહમાં રાખ્યા છે ને બીજામાંથી કાઢી નાખ્યા છે. અહીં મારા સંગ્રહમાંથી પાલરવભાના દુહા વૈદ્ય મોટાભાઈ ગઢડાવાળાએ મોકલેલા દુહા બાદ કરીને આપ્યા છે :

કંથા પહેલાં 'કામની, સાંચાં મ માર્યે;
રાવણ સીતાને હરી (ગયો, ઇ દન સંભાર્યે. ૧

ત્રાંબાની ભોં તપેલ, મું નહીં પગરખાં પાગે;
લો (લૂ) ના ગોખરૂ લાગે, શૂળી જેવા શામળા. ૨

ડેલી, ડોઢી ને બંગલા, ભડા જોડ કમાડ;
આપજે ઉતારા, સારે ઓરડે શામળા. ૩

અસુરીનો આતમા, રે'શ કયાં જઇ રાત;
સગું નથી કોઇ સાથ, સાંજ પડી ગઇ શાળમા ૪

દામેણી દાગવા નહીં, મેં ઓધા માધા;
શા સારુ સગા, સામું ન જો શામળા ? ૫

મારી ભીડ મટી નહીં, રાખ્યા અમને રંક;
અનીતિ અતપાત, સામું ન જો શામળા. ૬

પ્રભુ લૂંટયું પળમાં, રાવણવાળું રાજ;
મે ન દેજો મહારાજ, સોનું લંકાનું શામળા. ૭

કરમાબાઇનો ખીચડો, કોડે ખાધો કાન,
મોળો થા મે'માન, સેવ જમાડું શામળા. ૮

હાર્યે કોઇ હાલે નહીં, ભગવો પે'રલ ભેખ,
આહીંથી એકાએક, સરગે જાવું શામળા. ૯

કે' છે ત્યાં કાકો નહીં, મા ન મળે માધા,
સગપણના સાંધા, સરગાપરમાં શામળા. ૧૦

અસુરાનો આતમા, રે'શે કયાં જઇ રાત,
ન મળે મારે નાત, સગું એકેય શામળા. ૧૧

ભેળો કોઇ ભોમિયો નહીં, ન બતાવે તલવાટ;
પાલખી પુના પાટ, સ્વર્ગે આવે શામળા. ૧૨

વખ પૈ પીધાં વિઠલા, મીરાંના મહારાજ;
લાજાળા મું લાજ, સોંપી તુંને શામળા. ૧૩

મથુરા જઇને મા'લતાં, કુબજા વશ થ્યો કાન;
ભૂલી ગ્યો ભગવાન, સંબંધ માસીનો શામળા. ૧૪

કરજે મન કોળે નહીં, સુખે ન આવે નીંદ;
એને ગોળ કયાંથી, શેત્રુંજાના શામળા.–૧૫

કડીએ નાથીએ નાગણી, હાથી હેડમાં હોય;
પણ કીડી પીંજર પડી, સાંભળી નથી શામળા.૧૬

ખીલો ખોદતાં ખાણ, જો જડે ઝવેરાતની;
તો નિરાંતે નારાયણ, ભગતી સૂઝે શામળા. ૧૭

હલકારો હાકેમનો, અસુરો આવે,
માથે મંઠાણો મે, તો ય સાબદું થાવું શામળા.૧૮

હરખ નથી પણ હાલવું, હરમત નહીં તો ય હા;
ના કે'વાગે ના, તારા સંદેશાને શામળા.–૧૯.

અંધારાનો એકલો, કાં અસૂરો કાઢય,
તડકો ડિલે ટાઢ, વેઠી નથી વિઠલા. ૨૦

વ્યાસ બગાડયો વંશ, કૌરવ નીપજ્યા જિણ કુળ;
અસલી હોતા અંશ, શરત ન લેતા શામળા.–૨૧

સાસુ મંત્ર જ સાજ, પુત્ર જણા જે પારકા,
જ્યારી પારખ આજ, સાચી થઇ ગઇ શામળા.–૨૨

પૂત સાંસરે પાંચ, પાંચું ઇ મુંને સોંપિયા;
જિણ કુળ રી આ જાંચ, શરમ કે'વાની શામળા. ૨૩

ગંગા મછગંધાહ, કુણ જાઇ બ્યાહી કંઠે;
ઘર કુળ એ ધંધાહ, શરમ કેવાની શામળા. ૨૪

કહો પિતા હો કોણ, માત ગરભ કુણ મોતિયો;
દેખે બેઠો દ્રોણ, યો કિં અચરજ શામળા–૨૫

ભીષમ માત અભાવ, માન ગંગ કિંકર મને;
સો પખહીણુ સભાવ, સેવટ સિટચો શામળા.-૨૬
ભગવંત ભલા જોગ, ભૂંડામાં ભગવંત નહીં,
સકરતાનો સંજોગ, પ્રાપેવું વાલો ભણે. ૨૭
મોઢે માનવિયું તણા, ગાયા મેં તો ગણ,
પરભુ કરશો પણ, શી ગત મારી શામળા. ૨૮
વેલે ફોળાં વળગાડિયાં, વડને રાખ્યો વાંઝ,
તારી પાસે નહીં પરધાન, તને કોણ સમજાવે
શામળા. ૨૯
મોર્યે ન કીધી માધા, કાંઇયે મેં કમાઇ;
ભલો થઇને ભાઇ, સામું જોને શામળા. ૩૦
કર્યા હોય તો કે'ને, ગોપીવર ગના;
મારી લે માધા, સો સો જૂતી શામળા. ૩૧
અનીતિ અતપાત, એવડી શું કીધેલ અમે,
કે મટે ને મા-બાપ, સંતાપ દલનો શામળા. ૩૨
ગાતા આવે ગાંધ્રવ, ટપ્પા અપસરનાં તાન;
વીસ ધજાળું વેમાન, સામું મૂકો શામળા. ૬૬
ભૂધર જાનો ભણવા, ઠાકર તું બહુ ઠોઠ;
નટવર લખનો નોટ, ઈ સુદામો હું શામળા. ૩૩.
સુદામાને છાપરે, અજા નહોતી એક;
કુંજર બાંધ્યા કૈંક, સૂંઢુંવાળા શામળા. ૩૪
સુદામાને છાપરી, નો'તી રે'વા નાથ;
ચણાવ્યાં સમરાથ, સોને બંગલાં શામળા. ૩૫
સુદામાની સુંદરી, કાળી હતી કુરૂપ;
સંધિયુંથી સરૂપ, સૂરત કીધી શામળા. ૩૬
સુદામાનાં છોકરાં, બધાય ખાતાં બીડ;
સાને રસની સીર, સબળી પૂરી શામળા. ૩૭
બ્રાહ્મણુ હતો ભાઇબંધ, વડ નિશાળિયો વીર;
એથી કર્યો અમીર, પરથમ ગુણુ જોઇ પાલરવ-૩૮

## પોકારીને પાલો ભણે

ઉપર વાડયેથા આપીએ, ખીર સાકર ખાવા;
બેશુદ્ધ કરે બાવા, પટાવીને પાલો ભણે. ૧
પરણેલાને હુવે પતિ, ભૂલું ન ભણાય;
ગામે અનિયા ગણાય, પંચામાંય પાલો ભણે. ૨
પરણેલને મેલે પતિ, રાખે જઇ રખાત;
ભૂંડી થાશે ભાત, પોકારીને પાલો ભણે. ૩
પાસેવાન ઊભી પરી, ઘરનું એવું જ ધરમ;
કરે ચુડલા કરમ, પરણેલી પાલો ભણે. ૪
રાનો મરતાં રતીક, નો'ય આથે અફસોસ,
સાચનો પે'રે શોગ, પરણેલી પાલો ભણે. ૬
શૂરો મરતાં જીવનો, સુમ મરે સો વાર;
હાથે મુઠ્ઠી જાર, પંખી ન પામે પાલરા-૭
ભીલડીના જમ્યા ભાવ્યું, જુઠાં બોર જકે;
ઇ લટકું આણ્યે, સેવક સાથે શામળા. ૮

*

## વિશેષ દુહા પાલરવના

પેલી પરમેસર તણી, તનમાં કરીએ તાથ;
દિયાડી દોલત વધે, રંગે વીને ઇ રાત.
પરમેસર ને પારાથ; બીજું વેણ બોલમાં;
અબળા દીએ આથ, ખાતાં ધન ખૂટે નઇ,
પાલા પરમેસર તણું, વીકા ખેતર વાવ્ય;
એમાં બરકત આવશે, જેમ કૂવામાં આવ્ય.
જેમ કૂવામાં આવ્ય, ઉલેચ્યે વધુ આવે;
મે'ર કરે મા'રાજ, જનની દુબળાઇ જાવે.
થર્ય મન રાખો ઠીક, દવાજા કર્યમાં ઠાલા;
સાયબ નામ સંભાર્ય, પ્રભુને ભજની પાલા.
વાલા મારી વિનતી, કાને ધર્ય કિરતાર;
આખર ટાણું એક, તું સુધાર્યે શામળા.
આંસુ પાડે અસતરી, કટંબ બીજું કાંઈક;
આખર ટાણે એક, તું સગો છો શામળા.
ધાયા ગજ સાટે ધણી; મેલી ગરૂડ થ્યા મોર્ય;
ચકર ઝૂડને ચોડય, સૌમ ઉગાર્યો શામળા.
મીરાં બાઇને મોકલ્યાં, જે દી રાણે ઝેરે;
માવા કરીને મે'ર, સાકર બનાવી શામળા.
મોટાં ભાગ્ય મીરાં તણાં, નહિ અવતરવાની આશ;
વૈકુંઠ દીધો વાસ, સંક્રામણે શામળા.

# અર્વાચીન ગુજરાતી કવિતામાં દુહો : શિલ્પ અને સર્જન

પ્રભાશંકર રા. તેરૈયા

છેક અપભ્રંશ સમયથી કવિઓને દુહાનું આકર્ષણ રહેલું છે. ગુજરાતી કવિતામાં પણ દુહાને અનેક દૃષ્ટિએ કલાત્મક રીતે પ્રયોજ્યો છે. નર્મદ-દલપતથી માંડીને આજના કવિઓ માટે પણ તે આકર્ષક રહ્યો છે. અર્વાચીન કવિતામાં દુહાથી જે વિવિધ છટાઓ કે રૂપો પ્રગટ થયાં છે તેની વિચારણા કરવાનો અહીં ઉપક્રમ છે.

દુહો એક કાવ્યસ્વરૂપ પણ છે અને છંદ પણ છે. જ્યારે તેને કાવ્યસ્વરૂપ ગણીએ છીએ ત્યારે તે મુકતક છે તેમ અભિપ્રેત છે. જે મુકતકની લાક્ષણિકતા છે તે બધી જ લાક્ષણિકતા દુહો જ્યારે મુક્તક બને છે ત્યારે ધરાવે છે. મુક્તકની વિગતે સ્વરૂપચર્ચા અહીં અપ્રસ્તુત છે. પરંતુ દુહો મુક્તક કલાના સ્વરૂપથી માંડીને લાંબા કાવ્યના છંદ બનવાની ક્ષમતા ધરાવે છે. સૈદ્ધાંતિક રીતે મુક્તક કોઈ પણ છંદમાં રચાતું હોય છે. આમ છતાં ગુજરાતી કાવ્યમાં તેને માટે દુહો અને અનુષ્ટુપ છંદોનો પ્રમાણમાં વિશેષ ઉપયોગ થયેલો જોવા મળે છે.

ગુજરાતી પિંગળમાં દુહાનું બંધારણ નીચે પ્રમાણે છે.

માત્રા–૨૪: ચરણ–૨ (દ્વિદલ), યતિ ૧૩ માત્રાએ

તાલ–૧, ૫, ૯મી માત્રાએ બંને દલોમાં

સ્વરૂપ– દાદા દાદા દાલદા, દાદા દાદા ગાલ

દુહા ભલે પિંગળ પ્રમાણે બે ચરણ ગણાયાં હોય પણ વ્યવહારમાં તેનાં ચાર ચરણ ગણી લેવાયાં છે. ચરણમાં યતિ એટલી બધી દૃઢ છે (અને લોકસાહિત્યમાં તેનું સ્વરૂપ ગેય હોવાને લીધે વિશેષ) કે સર્જક પણ મહદંશે પોતાના ભાવ – વિચારને ચાર ખંડમાં વિભાજિત કરતો હોય છે, તેથી શબ્દવિન્યાસમાં ક્રમભંગ ક્યારેક જ જોવા મળે છે.

ચરણના પૂર્વાંશને (૧૩ માત્રાના યતિખંડને) ઉત્તરાંશ બનાવાય, અને ઉત્તરાંશને (૧૧ માત્રાના યતિખંડને) પૂર્વાંશ બનાવાય ત્યારે જે નવું રૂપ પ્રગટે તેને સોરઠો કહે છે. યતિખંડોની આ હેરફેર પ્રાસસહિતની છે.

જો તેર માત્રાવાળા અંશને A સંજ્ઞા આપીએ અને ૧૧ માત્રાવાળા અંશને B સંજ્ઞા આપીએ તો દુહાના ચરણ–ન્યાસની વ્યવસ્થાને નીચે પ્રમાણે મૂકી શકાય :

| | | | |
|---|---|---|---|
| ૧. દુહો | A | B | B (ગાલ) સપ્રાસ છે. |
| | A | B | |
| ૨. સોરઠો | B | A | B (ગાલ) સપ્રાસ છે. |
| | B | A | |
| ૩. તૂંબેરી | A | B | B (ગાલ) સપ્રાસ છે. |
| | B | A | |
| ૪. મોટો દુહો | B | A | B (ગાલ) સપ્રાસ છે. |
| | A | B | |

ઉપરોક્ત ત્રણ પ્રકારની ચરણ–ન્યાસવાળી રચનાઓ ગુજરાતી કાવ્યમાં મળે છે, પણ ચોથા પ્રકારની રચના મારા જોવામાં આવી નથી.

દુહાનાં જો બે જ ચરણ ગણવામાં આવે તો ૧૩ માત્રાવાળા ખંડને વિષમ અને ૧૧ માત્રાવાળા ખંડને સમ કહે છે. પ્રાકૃત–અપભ્રંશ અને અન્ય ભાષાના પિંગળમાં જેની ચર્ચા નથી થઈ તે તાલને મહત્ત્વ આપવાનું પ્રથમ માન દલપતરામને જાય છે. તેમણે માત્રામેળ છંદમાં તાલનો ખ્યાલ આપી માત્રામેળ છંદના

સ્વરૂપને વિશદ કર્યું છે. દલપતરામ જેવા પિંગળકાર દુહામાં જગણને (૭-૭) અમુક સંદર્ભમાં નિષિદ્ધ ગણે છે. જગણ આવે તો તાલ તૂટે છે. આની સવિસ્તર ચર્ચા અહીં અપ્રસ્તુત છે, પણ ઘણા દુહામાં માત્રા બરાબર હોય છતાં પણ પ્રવાહી અને મુલાયમ લાગતા નથી તેનું કારણ એ હોય છે કે ક્યાંક જગણ આવી ગયો છે. આપણે જેને સપેડા-ઉતાર દુહા કહીએ છીએ તેમાં જવલ્લે જ જગણ હશે.

આ રીતે પિંગળકારોએ દુહાની માત્રા, તાલ અને ચરણન્યાસની ચર્ચા કરી છે, પરંતુ ડિંગળ ભાષાના પિંગળકાર કવિ મંછે તો (રઘુનાથ રૂપક ગીતાંરો) દરેક ચરણને રમણીયતા આપવા માટે દુહામાં એક વધારાનું લક્ષણ બાંધ્યું છે. કવિ મંછ પ્રમાણે દરેક યતિખંડની અંદર આવતા વર્ણોમાં અનુપ્રાસ હોવો જરૂરી છે. આવી પ્રયુક્તિને તે 'વયણ-સગાઈ' એવું નામ આપે છે. જોકે અપભ્રંશ સાહિત્યના દુહામાં આ તત્ત્વ જોવા મળતું નથી. ડિંગળી દુહામાં અને લોકસાહિત્યના દુહામાં આનું પ્રાચુર્ય જોવા મળે છે. ગુજરાતી કાવ્યમાં આ પ્રકારની પ્રયુક્તિને નિયમ તરીકે કવિ દલપતરામે પડતી મૂકી કવિતાની સેવા કરી છે.

(૨)

મુક્તક તરીકે આપણા કવિઓને દુહો આકર્ષી ગયો છે.

મિઠિ કવિતા મેં તુજ શું, પૂરણ બાંધી પ્રીત,
સુખ આપ દુખ આપ વા, હું ત્હારે વશ નીત.
(નર્મદ)

એકલ દેતા દાન જે, એકલ ઝૂઝતા જંગ,
એકલ જગનિન્દા સહે, એ મરદોને રંગ.
(શેષ)

નમતાથી સૌ કો રીઝે, નમતાને બહુમાન,
સાગરને નદીઓ ભજે, છોડી ઊંચા સ્થાન.
(સ્નેહરશ્મિ)

ઉપરના દુહા ઉપરથી સ્પષ્ટ થાય છે કે નર્મદનો દુહો જાણે હજી કાચો હોય તેમ લાગે છે. બીજા દુહા પ્રવાહી અને વિશદ છે. હવે આવા થોડા સોરઠા જોઈએ.

મોત, જીવનનું મોત, એમાં વધુ વસમું કયું ?
એ જ્ઞાનાગ્નિ જ્યોત થકી ભલે ઉગર્યાં સખી !
(બ. ક. ઠાકોર)

રસતરસ્યાં જગબાળ, રસની રીત ન ભૂલશો,
પ્રભુએ બાંધી પાળ રસસાગરની પુણ્યથી.
(ન્હાનાલાલ)

પ્રજળે દીપક-જ્યોત, પ્રજળે ઉરમાં ઝંખના,
દીપક-જ્યોતને અંગ, હોમે પ્રાણ પતંગિયું.
(સુંદરમ્)

ઊઠે તીણી ચીસ, પંજે પકડ્યું પંખીડું,
હૈયું ચીરી ક્રૂર ભરખે બીજાને ગરુડ.
(સુંદરમ્)

ઝગી ઝગારે જ્યોત એકલ આભલ કોડિયે,
લખલખ એના સ્રોત ઝગમગ જગની વાડીએ.
(સુંદરમ્)

નાત, જાત ને દેશ, વેશ બધા વેપારીને,
સંતો, શાયર, પ્રેમીઓ, એ ત્રણ વાડા બ્હારના.
(ઉશનસ્)

ઉપરના સોરઠા મુક્તક રૂપે જોઈએ તો એ સ્પષ્ટ થાય છે કે આપણા કવિઓએ જરૂર પડી ત્યાં પ્રથમ અને ત્રીજા યતિખંડના પ્રાસનો આગ્રહ રાખ્યો નથી. બ. ક. ઠાકોરનો સોરઠો છંદ તેમજ કાવ્યની દૃષ્ટિએ દુર્બોધ અને ક્લિષ્ટ લાગે છે. તેમણે પ્રાસ જાળવ્યો છે ત્યારે 'ઊઠે તીણી ચીસ'વાળો સુંદરમ્‌નો સોરઠો પ્રાસને પડતો મૂકે છે, છતાં સચવાઈ રહ્યું છે. ઉશનસ્‌ની રચનાને મેં સોરઠો એટલા માટે કહ્યો છે કે પ્રથમ યતિખંડનો આરંભ સોરઠાનો છે. બાકીના ત્રણેય યતિખંડો દુહાના છે. તેમણે પ્રાસ સાચવ્યો નથી છતાં મુક્તક તરીકે સારી રચના બની છે.

શ્રી તનસુખ ભટ્ટનાં દુહા-મુક્તકો લોકસાહિત્યની પરિપાટીનાં છે. સરળતા, સાદાઈ, ભાષા-ભાવ પ્રવાહી થઈને દુહામાં ગોઠવાઈ જાય છે. જેમકે:

આવળ બાવળ બોરડી, છેદ્યાં નો છેદાય,
ગાંઠ હૃદય નીંગઠ પડી, ભેદી કેમ ભેદાય ?

ગારો, ગાળ, પલીત, અળગાને વળગે નહીં,
એની પૂરી પ્રીત, ત્રીજું વણસમર્યું ભલું.
-હસ્તરેખ વિધિલેખ જોશી મર જોયા કરે,
ખરાખરીને ખેલ હૈયું ને હિકમત ફળે.
હેમાળાના હેમ, હૈયાં સાધુ સંતનાં,
અગન લાગે એમ, ગળશે પણ બળશે નહીં.
કથણીથી કરણી ભલી, કરણીથી ભલ સૂઝ,
(પણ)અંતર રહ્યું અબૂઝ,(તો)હેત હરિનું જાચીએ.

('કાવ્યલહરી' ૧૯૫૫)

આગળ ચરણ-વ્યવસ્થાની ચર્ચા વખતે આપણે જેનો ઉલ્લેખ કર્યો તે ત્રીજા ક્રમનો તૂંબેરી દુહો ઉપરોક્ત દુહામાં છેલ્લો દુહો છે. લોકસાહિત્યમાં આ પ્રકારના દુહા વિપુલ છે.

ગુર્જરાતી કાવ્યમાં દુહા-સોરઠાને મુક્તક તરીકે કેવા રૂપમાં અને કેવી ક્ષમતાથી પ્રયોજવામાં આવ્યા છે તે જ અહીં દર્શાવવાનો આશય છે. ગુજરાતી કાવ્યમાં આવી બધી જ રચનાઓનો સંચય કરી વિગતમાં જવાનું અપ્રસ્તુત છે, પરંતુ જે જે કવિઓએ પોતાની રચનાઓ ભિન્ન ભિન્ન છંદોમાં કરી છે તેમાંના એક છંદ તરીકે જેમણે દુહા-સોરઠાના પ્રયોગ કર્યા છે તેમની નમૂના દાખલ ચર્ચા અહીં કરી છે તેટલી સ્પષ્ટતા કરવી જરૂરી છે.

(૩)

ઘણીવાર અમુક છંદ અમુક ભાવનો વાહક છે એમ કહેવાય છે. ઘટના કે વર્ણન માટે અનુષ્ટુપ, કરુણ-વિપ્રયોગ માટે મંદાક્રાન્તા, માંગલ્ય અને વીર માટે શાર્દૂલ, તરલ-મંગલ ભાવ માટે શિખરિણી, ત્વરિત ભાવના આરોહ અવરોહ માટે વસંતતિલકા, પ્રલંબ વર્ણન-ચિંતન માટે સ્રગ્ધરા વપરાય છે. છંદ સાથે ભાવનું સાહચર્ય જોવા મળે છે. મંદાક્રાન્તા આવે એટલે સહૃદય ભાવકને કાલિદાસનું મેઘદૂત યાદ આવે જ. પણ તાત્ત્વિક રીતે સમર્થ સર્જક કોઈ પણ ભાવ કોઈ પણ છંદમાં નિરૂપી શકે પ્રતિભા સર્જનમાં હમેશ પ્રયોગ કરતી જ રહેતી હોય છે. આમ છતાં કથનમાં-ચિંતનમાં, વર્ણનમાં દુહો વિશેષ પ્રયોજાયો છે. ચિત્તનાં સંવેદનો-સંવેગો માટે સોરઠો કવિઓને વિશેષ પ્રિય રહ્યો છે. આ બંને વલણો ગુજરાતી કવિતામાં જોવા મળે છે.

(૪)

ગુજરાતી સાહિત્યમાં ખંડકાવ્યના આદ્ય સર્જક કવિ કાંત છે. આમ તો સંસ્કૃત-કાવ્યમાં પણ ખંડકાવ્યનું સ્વરૂપ છે. પરંતુ તે અર્થમાં ગુજરાતીના ખંડકાવ્યનું સ્વરૂપ નથી. કવિ કાંતે સર્વાંગસુંદર ખંડકાવ્યો રચ્યાં અને તેમના સમકાલીન અને તેમની પછીના કવિઓએ એ પરિપાટીમાં ખંડકાવ્યોની રચના કરી છે. આવાં ખંડકાવ્યોનું એક વિશિષ્ટ લક્ષણ એવું છે કે ભાવાનુકૂળ છંદવૈવિધ્ય હોય છે. આવી રચના-રીતિમાં પણ દુહા-સોરઠાને સ્થાન અપાયું છે.

નરસિંહરાવના 'ઉત્તરા અને અભિમન્યુ' નામક ખંડકાવ્યમાં અનુષ્ટુપ, વસંતતિલકા, ઉધોર, શિખરિણી, દ્રુતવિલંબિત જેવા છંદોની સાથે સોરઠો પણ પ્રયોજાયો છે. અભિમન્યુ યુદ્ધે ચડે તેની આગલી રાતે ઉત્તરાને સ્વપ્ન આવે છે: તેમાં તે કપોતપ્રેમીને હણે છે. આવા ઓથારથી ચમકીને ઉત્તરા જાગી જાય છે. પ્રિયતમને એ અમંગલના એંધાણ જેવા સપનાની વાત કરે છે.

એમ વદીને નાર, સહસા આંસુ રેડતી,
"સ્વપ્નાનો શો સાર, હશે કારમો નાથ ઓ ?
અભાગણી હું મોઇ, ઊંધી મતિ શાણે સૂઝી ?
બીજું જડયું નહિ કોઇ ? કપોત પ્રેમી શેં હણ્યો?"

પોતે કપોતપ્રેમી હણ્યો તથા પોતાનો પ્રેમી હણાશે તેવું સૂચન છે. નારીહૃદયના પાપભીરુ સંવેદન માટે સોરઠાનો કલાત્મક પ્રયોગ જોવા મળે છે. ચિત્તના સુકુમાર ભાવનો પ્રબળ વેગ સોરઠાના પ્રાસ અને યતિ સાથે ડુસકાય છે.

નરસિંહરાવે બીજા એક ખંડકાવ્ય 'મહાભિનિષ્ક્રમણ'માં દુહાનો પ્રયોગ કેવી રીતે કર્યો છે તે જોઇએ.

(દોહરો)

નાથ સમીપ સૂતી હતી, મૃદુ શય્યામાં જેહ,
અર્ધ ઊઠી ત્યહાં રાણીએ, તજી પ્રાવરણે દેહ.
કરતલ બે ભાલે ધર્યા, ઉર ઉછળે અવિરામ,
કરગર અશ્રુ ઢાળતી, સુંદરી એ ગુણધામ;
સિદ્ધાર્થ તણો કર પછી, ચુમ્બ્યો કંઈ ત્રણ વાર,
ત્રીજે ચુમ્બને કરુણ રવ, કીધો મૃદુ ઉચ્ચાર.

સિદ્ધાર્થના મહાભિનિષ્ક્રમ પહેલાં યશોધરાને પણ દુઃસ્વપ્ન આવે છે. તે સપનાંમાંથી જાગી જાય છે. ઓથારથી ત્રસ્ત થયેલી યશોધરા જાગૃત તો થાય છે, પણ તેનો ગભરાટ તેના વર્તનમાં સુંદર રીતે આલેખાયો છે. જાગૃતિ પછીની સભાનતા અને સપનાની દુઃખદ અનુભૂતિના સંધિસ્થાને રહેલા વર્તનનું આલેખન કાવ્યમય બન્યું છે. અહીં યશોધરાની અબોલ વ્યથાનું ચિત્રણ છે, તો આગળ સોરઠામાં ઉત્તરાની ભીતિ મુખરિત બની છે. દુહાનો પ્રયોગ પરલક્ષી રૂપનો છે, ત્યારે સોરઠાનો પ્રયોગ આત્મલક્ષી ભાવના આલેખન માટે કરવામાં આવ્યો છે.

કલાપીએ તેમના 'હમીરજી ગોહેલ'માં માતૃપ્રેમને આલેખવા સોરઠાને પ્રયોજ્યો છે.

(સોરઠા)

પણ માતાનો પ્રેમ, જાણે એક જ માવડી,
બીજાં ભીનાં નેણું, દુનિયાની માયા ખરી.
બચલાં વીંછણ ખાય, વીંછણ ડંખ ન આપતી;
માનો મર જીવ જાય, ઊની આંચ દીએ નહીં.
મા ! ચડનો સંગ્રામ, અમર બાલ તુજ આ હજો,
એનો રક્ષણહાર ચૌદ લોકનો નાથ હો.

બીજો સોરઠો વિશેષ કલાત્મક બન્યો છે. માનો પ્રેમ દર્શાવતું વીંછણનું દૃષ્ટાંત હૃદ્ય છે અને પ્રાસરચના તેમાં catalytic agent તરીકે વિશેષ રમણીયતા લાવે છે.

(૫)

પરલક્ષી કાવ્યોમાં સોરઠાના પ્રયોગ ઉપરાંત આત્મલક્ષી કાવ્યમાં પણ કવિ પોતાની ઊર્મિઓ, સંવેદનાઓ સોરઠામાં પ્રગટ કરે છે. કલાપીએ 'મિત્ર વાજસુરને', મનસુખલાલ ઝવેરીએ 'ભભૂતને' અને સુંદરમે 'ચકવાને' સંબોધીને કરેલી રચનાઓ નોંધપાત્ર છે.

**મિત્ર વાજસુરને**

એની જોતાં વાટ, ઉનાળો ઉડી ગયો,
પણ ના લીલી ભાત, ત્હારી દેખું-વાજસુર!

× ×

બીજાંને મે આજ સચરાચર જામી પડ્યો,
પણ ચાતકની જાત, તરસી મેઘલ-વાજસુર!

× ×

અણખપીઆંની જાત, ઝાઝી જગમાં સામટી
જેથી ઠરતી આંખ ને મે આવ્યો-વાજસુર!

× ×

ના છે કાંઇ ખેડ, મેઘલજી ! અમ લોકની !
ત્હોયે ત્હારી મ્હેર લીલા લ્હેર જ-વાજસુર!
અબઘડીએ તું આવ, આજકાલ કર મા હવે,
મન-ખેતર સોસાય તું વિણ મેઘલ-વાજસુર!

મિત્રને મળવાની ઉત્સુકતા સુંદર રીતે નિરૂપિત થઇ છે. મિત્રને મેઘનું રૂપક આપી તલસાટની તીવ્રતાને નિષ્પન્ન કરવામાં સોરઠા સહાયભૂત થયા છે.

મનસુખલાલ ઝવેરી 'ભભૂતને' કાવ્યમાં સોરઠાનો પ્રબળ સંવેદનાના આલેખન માટે પ્રયોગ કરે છે. પોતાના અવિદ્યમાન મિત્રને ઊર્મિઘન અંજલિ આપી છે. તેમાં મિત્રનો વિયોગ, પૂર્વસ્મૃતિઓ, વર્તમાન ખાલીપો, વગેરે ઘેરા કરુણનું સર્જન કરે છે.

સુંદરમ્‌નું 'ચકવાને'-કાવ્ય ઊર્મિને ચિંતનની ભૂમિકાએ મૂકી દે છે. ચકવાને વિરહ થોડા જ સમયનો છે. કવિ કહે છે કે મારે અને ઇષ્ટ તત્ત્વ વચ્ચે 'જુગજુગની લંધાર' રહેલી છે. વિરહજન્ય શોક કરતાં વિરહ મટે એવી શોધપ્રાપ્તિનું ચિંતન અહીં કેન્દ્રસ્થાને છે. મધ્યકાલીન સંતપરંપરાની આરજુભરી વાણી અહીં સોરઠામાં પડઘાતી હોય તેમ લાગે છે. આ સોરઠામાં 'જગણ'નું વ્યવધાન ક્યારેક અનુભવાય છે.-પરંતુ ભાવપ્રવાહના વેગમાં તેનું ભાન રહેતું નથી.

### ચકવાને

હે ચકવા, મત રોય, તું થી હું દુખિયો ઘણો,
પણ આંસુ આંખ ન જોય, મર ફાટે આખું હૃદય.
રાત પ્રહરની ચાર કેવળ આડી તાહરે,
જુગજુગની લંઘાર હું ને પિય બિચ, બંધવા !
રુવે ન વ્હાણાં વાય, ચકવા, સાદી વાત એ,
સૂર ઊગે નિશ જાય, એ કળ હાથ કશે બને ?
એ કળ આવે હાથ, તે તટ આ તટ જો મટે;
કે જો આવે બાથ સૂરજ, રેણ નહીં પડે.
સૂરજ સહે ન રેણ, હોય ન તટ આકાશને,
ચકવા ઉરનાં વ્હેણ મળતાં દધિ, વ્હેવું પડે.
વ્હેણ નહીં, નહીં પૂર, ઓસરવું વધવું નહીં,
જલસાગર ચકચૂર, કેવળ લહેર છલી રહી.
(યાત્રા, પૃ. ૧૧૪)

રામનારાયણ વિ. પાઠકે અને સુંદરમે હાસ્યરસની કૃતિઓમાં દુહાનો ઉપયોગ કર્યો છે. 'એક રાજપૂત ટેકના મધ્યકાલીન કિસ્સાના દૂહા'(શેષનાં કાવ્યો)માં રા. વિ. પાઠકે ટેકની આભાસી ભાવનાની વિડંબના કરી છે. ત્યારે સુંદરમે 'પંચ સુહૃદ'માં (યાત્રા) तुलसी यह संसारमें भात भातके लोग ની પ્રસિદ્ધ પંક્તિમાંથી તંતુ તાણી લોકનું હાસ્યરસિક વૈવિધ્ય દર્શાવ્યું છે. આ બંને કવિઓને હાસ્યની નિષ્પત્તિ માટે વાતાવરણ સર્જવામાં દુહા બરાબર સહયોગ આપે છે.

'એક રજપૂત ટેકના મધ્યકાલીન કિસ્સાના દૂહા'

'સાંભળો છો કે શાયબા, મારી કાયા કુરમાણી,
એક માખીને કારણે, મારી ઊંઘું વીંખાણી. ૧
પોઢી હતી પલંગમાં, વસમા દી વૈશાખ,
વાયરો રૂહેં ગ્યો વાલમા, મારે મોઢે બેઠી માખ. ૨
ઉડાડું તો ઊંઘ ઊડે, ને ઓઢું તો અકળાઉં,
ધાડ પડે ધોળે દિયે, હું લાખેણી લૂંટાઉં. ૩
દેવું ન તારા રાજમાં, મર કાળા કળેળે કાગ,
નીંદર નાવે નેનમાં, મારે અંગ ઊઠે આગ'. ૪
ડાબો મેલ્યો ડાયરો, ને જમણી જળની વાટ,
પરણી પીયર સંચરી, અરે દૈવે વાળ્યો દાટ. ૫
હાલકહૂલક થૈ રહ્યું, જાણે ચૌટે પેઠો ચોર,
ગરજ્યો ગઢવી ઓટલે,જ્યમ ગરકે ગિરમાં મોર. ૬
'કાળી ટીલી કનકની, ખોટ ખતરિયાં વટ્ટ,
ધિંગાણાં ધોળે દિયે, તેને ઝીંકે નહિ ઝાપટ્ટ. ૭
ધીક હજો ધરણીપતિ, તું મૂંછો શેની મરડ,
પરણી પોસાણી નહિ, તારો ઠાલો મેલ્યને ઠરડ.' ૮
"વેલો આવે વીઠલા, મારે હાથ નથી હથિયાર,
આ મેણાથી મુકાવવા, તું ચડજે મારી વાર." ૯
વેગે ધાયો વીઠલો, કરતો કપરી કૂચ,
મેણિયતે માથું ધર્યું, તેની મૂંડી નાખી મૂંછ. ૧૦
ધન રાણી, ધન ચારણા, ધન રાજા ભરથાર !
ધન વાળંદા વીઠલા, મેણાં ફેડણહારા. ૧૧

રાણીને માખી હેરાન કરે, રોષમાં પરણ્યાનો અને એના દેશનો ત્યાગ કરે તો રાજપૂતની મૂછ શા કામની ? સાચી ટેક તો રાણીને સુરક્ષિત કરવાની હતી, પણ પેલી લાખેણીને લૂંટનાર દુષ્ટ માખીનો ધ્વંસ ન થયો તેથી ટેકનું પ્રતીક એવી મૂછ બિચારી બની મૂંડાઈ ગઈ. કાયા કરમાણી, લાખેણી લૂંટાઉં, હાલકહૂલક, વીઠલાની વાર, તેની કપરી કૂચ જેવા ગંભીર અને દિલધડક પ્રયોગો સંદર્ભ બદલાતાં હાસ્ય પ્રેરે છે. ગઢવીનો દૂહો–તેની ભાષાની 'ઠરડમરડ' સૂચવે છે. પંક્તિને અંતે ગાલને દાલ રૂપ આપી કવિ ઘણું સૂચવી જાય છે.

### પંચ સુહૃદ

તુલસી ! આ સંસારમાં ભાતભાતનાં લોક,
કો જાડા કો પાતળા ઘટે ન તેનો શોક.
ઘટે ન એનો શોક, કોઇ ઊંચું કો નીચું;
કો'નું શુક સમ નાક, કોકનું તદ્દન ચીબું.
કો લાંબા કો ઠીંગ, કોઇ કાળા કોઇ ગોરા,
કો બ્રાહ્મણ કો ઢેડ, કોઈ મોમીન કો વોરા.
કો રોગી કો મલ્લ, કોઇ ભોગી કો તપસી,
સહુ સમતાથી માણ, થયા વડ કે જો તુલસી.

છેલ્લી પંક્તિમાં હળવાશભર્યા આલેખનમાંથી કવિતા ચિંતનમાં સરી જાય છે. જોકે સમગ્ર ગાંધીયુગની કવિતામાં કાવ્યને અંતે સારભૂત ચિંતન તરફ ગતિ કરવાનું પ્રબળ વલણ રહ્યું છે. તુલસી પરનો શ્લેષ સ્પષ્ટ છે.

(૭)

લાંબાં કાવ્યોની ગતિમાં વેગ આપવા, તેના ભિન્ન ભિન્ન અંશોને સાંકળવા કે સમગ્ર કાવ્યનું ઘનીભૂત સમાપન કરવા માટે દુહા–સોરઠાના કલાત્મક પ્રયોગો આપણી કવિતામાં થયા છે. આમાં ઉમાશંકરનું 'વસંતમંજરી' ('વસંતવર્ષા'), રમેશ પારેખનું 'લાખા સરખી વારતા' ('કવિતા'–સામયિક અંક ૩૦ અને અંક ૬૧ ઓક્ટો. ૭૭), મનોહર ત્રિવેદીનું 'ગામમુખી આવે છે ઓયડે' ('ઉદ્ગાર'–સામયિક, જુલાઈ, ૭૮) નોંધપાત્ર છે.

'વસંતમંજરી'માં વસંતનો વૈભવ, સૌંદર્ય, પ્રકૃતિની માનવમન પર થતી અસર આદિનું આલેખન છે. ગીતરચનાઓ વચ્ચે કવિએ દુહા મૂકયા છે. એક અંશમાંથી બીજા અંશમાં સંક્રાન્ત થવા દુહાનો પ્રયોગ કરવામાં આવ્યો છે. અથવા બે અંશના સંકલન માટે કે પુરોગામી કે અનુગામી અંશના ભાવની પુષ્ટિ માટે પણ દુહા પાસેથી કામ લીધું છે. તેમાંના થોડા દુહા નીચે પ્રમાણે છે.

મર્મર ધ્વનિ જાગે મીઠો, તોડે ઉરનો તોર,
સારસ શબ્દ સુહામણા, કોકિલના કલશોર.

*

પલાશ પુષ્પિત શોભનો, જાણે દવની ઝાળ,
વનવન આંચ લગાડતો ફાગણ ભરનો ફાળ.

*

ચંદ્ર ચડયો આકાશમાં, ઝૂમે માઝમરાત,
રસના ઓઘ ઉછાળતી ધરતી થઇ રળિયાત.

ઉમાશંકરના આ દુહાઓનો વળોટ જ અનોખો છે. ઉન્મત્ત અને ઉદ્દંડ શૃંગાર પેટાવી શકતા દુહા અહીં ઉચ્ચ અમીરી રસવૃત્તિ ધારણ કરે છે. કવિનો સંસ્કારી સંયમ અને શિષ્ટતાનું બરાબર વહન કરી શકયા છે. ભાષાની તરાહ પણ શીલવતી અને પ્રગલ્ભ છે.

રમેશ પારેખની 'લાખા સરખી વારતા'માં વર્તમાનથી આરંભ થઈ, અતીતમાં નિમજ્જન સાધી, કાવ્યનો અંત વર્તમાનમાં આવે છે. પરન્તુ આરંભના વર્તમાનમાં કવિની જે ચિત્રસ્થિતિ હતી તે અંતના વર્તમાનમાં રહેતી નથી. લાખાની સાથે કવિ કલ્પનાત્મક અને ભાવનાત્મક તદ્રૂપતા અનુભવે છે. લાખાની સાહસિકતા, લાખા વણજારાનું યુદ્ધ, લાખાનો કરુણ અંત, પદમણી અને સમળીનાં પ્રતીકો અને તેમના પ્રત્યેનો રાગ–દ્વેષ, વિવિધ કલ્પનો કેફી લયહિલ્લોળમાં અંકિત થયાં છે. અંતે અતીતનાં ચલચિત્રો લુપ્ત થઈ જાય છે અને કવિ વાસ્તવની ભૂમિ પર સ્થિત થાય છે. પણ તેમણે અનુભવેલાં સ્પંદન–ભાવની મુદ્રા તેમના ચિત્તમાં સજીવ અને ક્રિયાશીલ છે. આખું કાવ્ય વાગાડંબરી પણ લાગે છે. અર્થની અતિ સંકુલતા કાવ્યને દુર્બોધ બનાવે છે. કાવ્યની પરિણતિ સોરઠામાં વ્યકત થાય છે. સમગ્ર કાવ્યની કલ્પના–સંવેગસંવેદના ઘનીભૂત બની સોરઠામાં પારદર્શી આકાર ધારણ કરે છે. સંવેદનાની તીવ્રતાનો ઉતાર સોરઠામાં–તૂંબેરીમાં આ પ્રમાણે થાય છે –

વીંછી ચડિયો હોય તો એનો થાય ઉતાર,
આ તો વણઝારુંનો ભાર, એને કેમ ઉતારું
કાંધથી ?

પાંપણ તો લચકો થઇ ને હાથ બન્યો ખંડેર,
તલવાર્યુંની પેર, હવે ઝાંઝર વાગે ઝાટકા.

લાખા સરખી વારતા ને રૂંવે રૂંવે મોર,
ફાગણ આઠે પ્હોર, તમે જીવમાં રોપ્યો,
જીતવા....

કોણ વછોયું કોણથી ને વચમાં ઊભું વન,
છેતરતાં લોચન, હવે ઓળખીજાંને એકલા.

મનોહર ત્રિવેદીનું 'ગામમુખી આવે છે ઓયડે' એ ગીત–કાવ્ય છે. છતાં તેમાં ઊર્મિનું આલેખન નથી. ગીતનું સ્વરૂપ હોવા છતાં એકંદરે તે પરલક્ષી કાવ્ય છે. ગામમુખી ઓયડે આવે, ગામમુખી ડાયરે આવે

અને ગામમુખી ઝાંપે જાય તેવી ત્રણ ભૂમિકાની અંતરાવાળા ગીતની વચ્ચે દુહાઓ મૂકવામાં આવ્યા છે. કવિના કથયિતવ્યને દુહા ક્રમશઃ ગતિ આપે છે. ગામ-મુખી માનવ-જીવનની યુવાન, પ્રૌઢ અને અંતકાળની ભૂમિકાને સૂચવતું પ્રતીક બની જાય છે. ગામમુખી કાવ્યનો Hero છે અને અંતે કરુણ છે.

ગામ-મુખી આવે છે ઓયડે...
ઊંઘણશી જીવતરને જડબેસલાક એણે, બાંધ્યું
છે શમણાંને દોયડે...

એ'ક અગાસાં ખાઇને કીધી નીંદર કેદ,
મરમી, ઇનો ભેદ મીં દીઠયો છે આંખમાં,
ડેલી દીધાં બાયણાં ઊગી માઝમ રાત.
મોંઘી સુણતો વાત દીવો ઊભો ગોખમાં,

ઊંઘે છે આખ્ખું યે ગામ છતાં ઊગ્યો છે, સૂરજ
ત્યાં મુખીને ખોયડે...
ગામ – મુખી આવે છે ઓયડે.

*

ગામ – મુખી આવે છે ડેલીએ.....
મુખીની ભાળતાં શું હુકકો ફુંકાય ? એને
ભાળીને આઘેરો મેલીએ...

પગલાં સાંભળ્ય ઉમ્બરે આમ ન ફૂંક મરાય
ઠોં ઠોં છાતી થાય ખખડી ઊઠે ઓસરી
તેં આ કેવી ધારણા બાંધી કરસન રાત
દઇને મોંઘો સાથ અંતે મારી ફૂકરી.

મુખીને દીધાં નતોડ એલા બુંધિયાળ, આવું ના
સાચુકલું ખેલીએ....
ગામમુખી આવે છે ડેલીએ.

ગામમુખી જાય હવે ઝાંપે...
પાદરમાં આંબાના છાંયડાની જેમ એની,
છાતીના શ્વાસ નર્યા કાંપે...

ખરખર પીળે પાંદડે ચકરાતું અંકાશ
પળપળ ઝરતાં શ્વાસ ઊડી જાશે વાયરે
હુકકે ઠરતી રાખમાં તૂટી પડશે ઘૂંટ
કયાં ગઈ ઝૂંટાઝૂંટ ભરચક ડેલી-ડાયરે ?
કોની આ પ્રાણપોક છૂટી ? તો આંસુમાં,
ગામમુખી દૂર દૂર ટાંપે...
ગામમુખી જાય હવે ઝાંપે

કરસન રાત(વાળંદ)માં શ્લેષ લાગે છે. દુહાઓની પંક્તિઓનો ન્યાસ તૂબેરી છે. યૌવનથી અંત સુધીનો ક્રમશઃ ક્ષય સોરઠા આસ્વાદ રીતે આલેખે છે.

જેને દોઢિયો દુહો કહે છે તેમાં પ્રથમ બે ચરણ દુહાના હોય છે અને ત્રીજું ચરણ સોરઠાનું હોય છે. પ્રાસવ્યવસ્થા ગાલમાં જ મળતી હોય છે. એટલે કે પ્રથમ પંકિત, બીજી પંકિતને છેડે અને ત્રીજી પંકિતની વચ્ચે પ્રાસ મળે છે. ગુજરાતી કવિઓએ દુહાના આ રૂપનો પ્રમાણમાં ઘણો જ ઓછો ઉપયોગ કર્યો છે. સ્વ. કરસનદાસ માણેક અને શ્રી મકરંદ દવેની આ પ્રકારની 'રચનાઓ' મારા જોવામાં આવી છે.

શ્રી કરસનદાસ માણેકની રચના નીચે પ્રમાણે છેઃ
ધીંગા ગઢ ધીરજતણા, ડગમગ ડૂલે અસાર,
અબોલ અંતર કળકળે, 'પિયુ પિયુ' કરે પુકાર;
વરસે વજ્જરધાર, વિજ ઝબૂકે ઘન ગડગડે.
(આલબેલ, પૃ. ૫૩)

આ દોઢિયાની અવસ્થા હજી પ્રાયોગિક દશાની હોય તેમ લાગે છે. ખાસ વિશેષ સૌંદર્ય સિદ્ધ થતું હોય તેમ પ્રતીતિ થતી નથી.

'કોણે તંબૂ તાણિયા ?' ('સંગતિ', ૧૯૬૮, પૃ. ૯) અને 'વ્હાલમની વાટે' ('સંજ્ઞા', ૧૯૬૪, પૃ. ૮૬-૯૨) એ બે કૃતિઓમાં શ્રી મકરંદ દવેએ કલાત્મકતાથી અને કૌશલપૂર્વક દોઢિયા દુહાનો પ્રયોગ કર્યો છે.

### કોણે તંબૂ તાણિયા

કોણે તંબૂ તાણિયા આ મ્હોબતને મેદાન ?
લાહ્ય બળે ન્યાં લહેરતાં, કાંઇ લીલમલીલાં પાન,
નેજા ને નિશાન, આભ લગિ આંબી ગિયાં.

મ્હોબતમાં માન્યું હું'તું, કે ઢળશે અમણું ઢીમ,
પાળ્યાં મોત પથારીએ, અમે નેનઉજાગર નીમ,
હૈયાનો હકીમ, ત્યાં ઓખધ લૌ આવી પુગ્યો.
સામેથી આવી મળે, કોઇ દરદ દીવાણા દેખ,
સાંયા, નિરદય નેહના, આ કેવા અવળા લેખ?
મ્હોબત કેરી મેખ, મારીને મલમું કરે.
સાંયા, આ સંસારમાં, જેની દાજેલ દેયું હોય,
વ્હાલા પણુ વ્હેતો કરે, જેને આવ્યે આડું જોય,
ટીકી ન લાગે કોય, એની નાડ લિયે તું હાથમાં.
આખરને ઓશીકડે, મુંને મળિયા અમિયલ સેણ,
નખમાં રોગ નથી રિયો, સઇ, સાંભળ મારું વેણુ,
મોત વહ્યું મધવ્હેણુ, હવે જ્યાં જોઉં જીવણુ હસે.

પ્રેમલક્ષણા સ્વરૂપની ભકિત, પરમ તત્ત્વની પ્રતીક્ષા અને આરાધના રમણીય સ્વરૂપ ધારણ કરીને દુહામાં મૂર્ત થાય છે. અમણું ઢીમ, ઓખધ, દિવાણા, સાંયા, દેયું, સેણ, સઈ, જીવણ, અમિલય જેવા પ્રયોગો મધ્યકાલીન ભજનપરંપરાની સૌરભ ઊભી કરે છે. પરમ તત્ત્વ માટેની સુરતા, તલ્લીનતા, સમર્પણ આદિ ભાવો દુહામાં રમણીય રૂપ ધારણ કરે છે. આકૃતિની દૃષ્ટિએ પણ દુહા ચિત્તાકર્ષક બન્યા છે.

મૌલિક કાવ્યરચના ઉપરાંત શ્રી મકરંદ દવેએ પરભાષા(યુરોપની)નાં કાવ્યોના અનુવાદમાં પણ આ જ દુહારૂપના પ્રયોગ કર્યો છે. સ્પેનીશ મરમી સંત જ્હોન ઓફ ધી ક્રોસનાં ચાર કાવ્યોના 'વ્હાલમની વાટે' એ શીર્ષક નીચે અનુવાદ-ગુચ્છ અપાયો છે. 'કેણે તંબૂ તાણિયા'-કાવ્યની જેવી જ ભકિતની ખુમારી, પ્રિયતમની પ્રતીક્ષા, ભાવની સુકુમારતા એવા કલાત્મક બન્યાં છે કે જો કવિએ અનુવાદ છે એવી સ્પષ્ટતા કરી ન હોત તો સુંદર મૌલિક કૃતિઓ જ લાગે. તેમાંથી થોડાં અંશો નીચે ઉદ્ધૃત કર્યા છે.

પ્રાગડથી વ્હાલી મુંને, આ કાળમકાળી રાત,
ચોરપગે ચીંધી ગઇ, મુંને મેરમની મો'લાત,
જ્યાં બીએ બીજી ભાત, અરસપરસ અળખાઇ ગઇ.

o o

ભેદુ, ભાલાં મારિયાં, કે સૂઇ, ઇ મારી જ ભૂલ,
ઘાવેડીનો ઘા પડે, ને હૈયે ફૂટે ફૂલ!
સો સો માથાં ડૂલ, તારી વાટે વાટે વ્હાલમા!

o o

ભૂંડું ભખ ને ભેજિયું, હતું અમાણું ઘર,
કયાંથી આ દીવા થિયા? આ કોણુ હસે હાજર?
શું ઘૂંટી લીલાગર! દંગ બની દેખ્યા કરું.

o o

ચકરાની આભે ચડી, હું એવી ચાકમચૂર,
પંથ ભૂલી જાઉં પાધરી, તે અંધી ભાળું નૂર,
જાદુ કાંક જરૂર, (મેં) હરિને હાથ કરી લીધા.

o o

સુરતામાં સામી મળે, જો સાજણુની સોગાદ,
સાદ કરી તો જો, સખી! તુંને પ્રીતમ દેશે સાદ;
મૂકી જો મરજાદ, (મેં) હરિને હાથ કરી લીધા.

ઈશુભક્તની ભકિત-કવિતા ગુજરાતની તળપદ ભકિતના સ્વાંગ સજીને આબાદ પ્રગટ થઇ છે. 'જ્યાં બીએ બીજી ભાત'માં ગંગા સતીની પદાવલી પડઘાય છે– અલબત્ત ભિન્ન સંદર્ભમાં. ભાષા અને ધર્મની ભિન્નતાને કાવ્ય સમરસ બનાવી દે છે.

દુહાની અનુવાદ-ક્ષમતાના સંદર્ભમાં ડો. હરિવલ્લભ ભાયાણીનો એક અનુવાદ યાદ કરવા જેવો છે. 'સરસ્વતીકંઠાભરણ'ના એક સુભાષિતનો અનુવાદ ડો. ભાયાણીએ સોરઠામાં કર્યો છે.

**સૃષ્ટિ અળખામણી**

પંકજ ધરબ્યા પંક, કુવલય કુગાવી ધરે
બિંબ ઉશેટયા વાડ, ફંગોળ્યો ચંદ્ર નભે
ન્યાળી સુંદરી-કર – દૃગ – અધર-વદન-રૂપશ્રી
વિધિને મન નિજ સૃષ્ટિ બની અળખામણી શી!
['પ્રપા', ૧૯૬૬, પૃ. ૨૧૧]

આ સોરઠાનું ગોત્ર હેમચંદ્રે આપેલા દુહાઓનું છે.

(૯)

અનિલ જોશીની રચના 'વારતા' ('કદાચ',

૧૯૭૭, પૃ. ૧૯) અને હરીશ 'મીનાશ્રુની રચના 'મન, મનુ અને હ્રસ્વ હુ'(સામયિક એતદ્ વર્ષ-૧, અંક-૬, એપ્રીલ, ૭૮)માં દુહાનો ઉપયોગ થયો છે. બંને રચનાઓમાં કાવ્યનો અભિગમ જે ભાવની અપેક્ષા જગાડે છે તેના કરતાં કવિને અભિપ્રેત કંઈક ભિન્ન જ છે. 'વારતા' હળવાશથી સામાન્ય વારતા કહેવાની હોય આરંભ પામે છે પરંતુ કાવ્યની પરિણતિ ગંભીર તત્ત્વદર્શન-જેવી થાય છે. 'મન, મનુ અને હ્રસ્વ હુ'નો સંનિવેશ શાસ્ત્રના પવિત્ર વાતાવરણનો છે, પરન્તુ કવિને ઈષ્ટ તો આદિમ-જાતીય વૃત્તિનું આલેખન જ છે. આ બંને ઉદાહરણો દુહાની સ્થિતિસ્થાપકતા અને તરલતાના દ્યોતક છે.

### વારતા

ટાવરમાં ડંકાઇ ગે સમી સાંજની વેળ
'હોવા'ની આ વારતા થઈને ઊભી કેળ.
છે-નથીની ખીણમાં માધવ નામે ગામ,
જીવતો રહેનો ખંતથી માણુસ એવું નામ.
એક દિવસ એવું થયું કે ,ગામ પડયો દુષ્કાળ
રઘવાયો થૈ હાંક્તો ગાઇ ઊઠયો તત્કાળ.
મોહન ! તોરી પ્રીતનો કિયો ન જાયે મોલ
આગે તો મૈં કયા કહું ? કોઇ ન આવે તોલ.
રોજ બિચારો ગાઈને જોયા કરતો વાટ
સાજન તો આવ્યા નહીં લોકનદીને ઘાટ.
દિવસો તો વહેતા ગયા, ને રણમાં વરસી લૂ
માણુસ - મીણનું પૂતળું થઇ ગયું હૈ છૂ.
જીવન તો ફુગ્ગામહીં સ્થિર થયેલી ફૂંક
ફુગ્ગો ફૂટતા વાયરે ભળી જાય થૈ મૂક.
ધૂમ્મસ જેવી વારતા ને ધૂમ્મસ જેવા લોક
આગળપાછળ કૈં નથી આ સૂના ઘરને ચોક.

કોઈ મધ્યકાલીન પદ્યવાર્તાકારની સરળ રચના જેવો ઉઘાડ થાય છે. 'ખેતી કરતો ખંતથી પટેલ પાંચો નામ'ની યાદ અપાવી ઘટનાસભર વાર્તાની અપેક્ષા ઊભી કરીને કવિ હાથતાળી આપી જીવનની અસારતામાં, નિષ્ફળતામાં, વંધ્યતામાં સરી જાય છે. સ્થૂળ, સપાટીની કે ઘટનાતત્ત્વથી સંકુલ વારતા દુહામાં રચાઈ છે. પણ અહીં અમૂર્ત ભાવને મૂર્ત પરિભાષામાં મૂકયા છે. 'હોવાનો વારતા', 'છે-નથીની ખીણ,' 'માધવ નામે ગામ,' 'ટાવરમાં ડંકાઈ' જેવા પ્રયોગો સામ્પ્રત કવિતાની ભાતના છે.

### 'મન, મનુ અને હ્રસ્વ હું (એક નૃવંશકથા

દર્પણ અન્યમનસ્ક તું દાખવતું વ્યતિરેક
હ્રસ્વ-ઉ બ્હેરી મંન ધરે રૂપ મનુનું છેક
વૃત્તિ કરી વિરંચિએ, દ્રુત વહે પ્રસ્વેદ
એમાં બોળી તર્જની, રચ્યું હવે ઋગ્વેદ
પ્રગટ થવું તે પુણ્ય છે વય વાયુ ને વીજ
એ ત્રણનો ભેટો થતાં બીજ હવે ઉદ્ભીજ
વજન વિસારે આભનું તૃણની ટોચ ટટાર
માટીનાં સ્તન ચૂસનો પરથમ જીવસંચાર
જળના સ્નાયુ ઉપસ્યા, પ્રકટયા પ્રાસ
પડછાયા બે પાથરે સૃષ્ટિનો અધ્યાસ
વાસકસજ્જા સ્વપ્નમાં તત્પર રચે ભૂસંગ
સાથળગામી ઊડતા તન્મય તંગ તુરંગ
મત્ત બનું, મર્દન કરું, ખોદું ભેજ અપાર
સ્ખલન પામનો સૂર્ય તે આદિમતાની ધાર
ડહોળાયાં જળ ગર્ભનાં, તરતું પુદ્ગળ સ્થિર
સમથળ પળ, તળિયે શમું, ગર્ભિત ને ગભીર
તરડ ત્યજીને નીપજ્યું કેવળ તદ્ભવ ચિત્ત
મન માયા ને મૃત્તિકા સઘળું જ્યાં સંચિત્
પિતૃને અર્પણ કરું મર્ત્યલોકની ટેવ
મન દીઘાર્યું ભોગવે હ્રસ્વ-ઉ ધરી સદૈવ
રજ્જુ કેવળ-સર્પ છે કથું કથાનો ભેદ
કરું કવિતા, આખરે કાગળ રહે સફેદ.

શાસ્ત્રકાર મનુ કોઈ ગંભીર સ્મૃતિ રચતા હોય તેવો આભાસ ઊભો કરવામાં આવ્યો છે. વિરંચિ, ઋગ્વેદ, પુણ્ય, ઉદ્ભીજ, પુદ્ગલ, રજ્જુ કેવળ-સર્પ, અધ્યાસ જેવી પદાવલિ ગંભીર શાસ્ત્રોકત પવિત્રતાનું આભાસી વાતાવરણ ઊભું કરે છે, પણ કાવ્યમાં આવતી બીજી

સમાન્તર પદાવલિ–બોળી તર્જની,' વથ વાયુ ને વીજ, ટોચ ટટાર, ભ્રૂભંગ, સાથળગામી, તંગ તુરંગ, મર્ત્ય-લોકની ટેવ આદિમ જાતીય વૃત્તિની સૂચક છે. પ્રથમ પદાવલિનો નાયક મનુ અને બીજી પદાવલિનો નાયક મન છે. બંને હ્રસ્વ–ઉનું સંધાન મળતાં ગમે ત્યારે એક થઈ જાય છે. દુહા–છંદ તટસ્થભાવે બંનેનું વહન કરે છે તે નોંધપાત્ર છે.

(૧૦)

અદ્યતન કવિઓમાં દુહાઓનું આકર્ષણ વધતું જાય છે. સ્વ. રામનારાયણ વિ. પાઠકનું કાવ્ય 'એક રાજપૂત ટેકના મધ્યકાલીન કિસ્સાના દૂહા'ની જેમ અત્યારના કવિઓ શીર્ષક આપે છે, જેમકે રમેશ પારેખની રચના 'દિવાસ્વપ્નના દૂહા' (સામયિક–'મર્મર,' અંક ૨–૩, નવે., ૭૬), મનહર જાનીકૃત 'ત્યક્તાના દૂહા' ('કવિતા,' અંક ૬૦, ઓગસ્ટ, ૭૭), રમેશ આચાર્યની રચના 'નિષ્ફળતાના દુહા'(સામયિક–'સંશય,' અંક–૪, માર્ચ–૭૮)

**દિવાસ્વપ્નના દુહા**

મારે ફળિયે પાંગર્યો તમે નામનો છોડ,
મ્હેર્યો લીલો મોડ મારી ખંડેરવંતી મેડીએ.

કોઇ રંગોળી પૂરે તોરણ બાંધે કોઇ,
ઘેઘૂર તમને જોઇ હું શણગારું છું આંખને.

ખાલી ઘમ્મર શ્વાસમાં સાત પગથિયે જળ;
થયાં થયાં ઝળહળ કંઇ બત્રીસ કોઠા વાવના.

હે રસ્તા ચાલ્યા જજો મારા ઘરથી દૂર
ઘરમાં આવ્યાં પૂર એને પાછાં વળવા નહીં દઉં.

ચસ્માવંતી આંખને કાચ વગરનું સુખ,
સ્પર્શું છું સન્મુખ એક ઝાંઝર–બીના દૃશ્યને,

હું જો લીમડો હોત તો આજે કંઈ ઓર,
બની જઇ ગુલમ્હોર હું ઢાંકત આખા શહેરને,

કોઇ વગાડે ટેરવાં કોઈ રમાડે ફૂંક,
હું તો કવરવવુંક એક પંખી થઈ ઊડયા કરું.

બરછટ રેખામાં વસ્યું પુંકેસરનું શહેર,
હથેળીઓમાં ન્હેર કાંઈ વહેતી જાય વસંતની.

મેડી પર દીવો બળે એનું નામ જ કાલ
હું પેટાવું વ્હાલ અને અટકાવી દઉં સૂર્યને.

નવીનતર કવિતાનાં બધાં લક્ષણો અહીં જોવા મળે છે. દિવા–સ્વપ્નની કલ્પનાની ઝાંખી થાય, પણ તેનો તર્ક વ્યવહારબુદ્ધિથી ન પકડાય તેવું વાયવ્ય આલેખન થયું છે. 'તમે' નામનો છોડ કાવ્યનાયકને આંગણે પાંગરે ત્યાંથી કલ્પનાતંતુ શરૂ થાય છે.

આધુનિક સામાજિક જીવનનાં જે અનિષ્ટો ઊભાં થયાં છે તેમાં સ્રીવિષયક ત્યક્તા મુખ્ય છે. બંને વચ્ચે મનમેળ નથી. નવા યુગની સંવેદનાને નિરૂપિત કરવા માટે પણ દુહો સક્ષમ છે. 'ત્યક્તાના દૂહા'માં ત્યક્તાના જીવનના ખાલીપાને, યાતનાને, કરુણતાને વિવિધ કલ્પનોથી આલેખવામાં આવ્યાં છે.

**ત્યક્તાના દૂહા**

તું દરિયો દુર્ભાગ્યનો ને હું બળબળતી રેત,
તરસ્યું કેરા પ્રેત આપણ વચ્ચે અડવડે.

તું નામે બાવળતણી અમને વાગી શૂળ,
નહીંતર એવાં મૂળ ખોદી કાઢત ખંતથી.

ઠાલો કૂવો થૈ વસ્યો મારે ખેતર તું,
નહીંતર સિંચત હું કેસરભીના કોડને.

તું થાકોડો થઇ કળે મારે રોમેરોમ
જીવતર કાળો ઘોમ ઉનાળો થૈ એ ખર્યું.

ભાગ્યમતી અવળી થઇ ને મારું ધરખમ શહેર
બની ગયું ખંડેર એને અકૃપા કયમ કહું?

પોતાના પતિ માટે બાવળની શૂળ, ઠાલો કૂવો, થાંકોડો, દુર્ભાગ્યનો દરિયો જેવાં રૂપક વપરાયાં છે. છેલ્લા દુહામાં (આમ તો તૂંબેરી) પ્રથમ ચરણના અંતભાગનું અર્થાનુસારી અનુસંધાન બીજા ચરણના આરંભ સુધી લંબાયું છે તે વિશેષતા ધ્યાન ખેંચે છે. 'મારું ધરખમ શહેર બની ગયું ખંડેર'

'નિષ્ફળતાના દૂહા' આમ તો કવિની સર્જક તરીકેની નિષ્ફળતાના દુહા બન્યા છે. જેમકે

જિંદગી નબળી નોટ વટાવી શકયાં કોક,
બીજા રાખી હાથમાં, ફરતાં ચૌટા–ચોક

ઉંભરે વટતાં વાગતું ગિરિ વટચો જાય કેમ?
ફ્રેમમાં ફર્યા કરીશ, બનીશ ટેબલ ફ્રેન.

રચના ઘણી શિથિલ અને નબળી છે. પરંતુ આધુનિક જીવનની યાંત્રિકતા નિરૂપિત કરવાનો પ્રયાસ અને અંગ્રેજી શબ્દ-પ્રયોગો ધ્યાન ખેંચે છે. કદાચ દુહા પાસેથી આવું વિશેષ કામ કઢાવવાની શક્યતા કોઈ કવિના ધ્યાનમાં આવે!

(૧૧)

લોકજીવનમાં મેળા અને અનેક એવા લોકોત્સવ પ્રસંગે દુહાની રમઝટ બોલતી હોય છે. મેળાઓમાં સામસામા દુહા બોલવાની કેવી સ્પર્ધાઓ ચાલે છે તે વિશે સ્વ. ઝવેરચંદ મેઘાણીએ લખ્યું છે. એક દુહાનો બીજો જવાબ આપે. દુહામાં પ્રશ્નોત્તર હોય, નહિ તો દુહાની સામે દુહો આપવો એવો વ્યવહાર હતો. આવો જ કંઈક વ્યવહાર વિનોદ જોશી અને મનોહર ત્રિવેદી વચ્ચે થયો છે. વિનોદ જોશીએ પત્રમાં દુહા લખ્યા, તો તેના ઉત્તર રૂપે મનોહર ત્રિવેદીએ દુહા લખ્યા. દુહાયુક્ત પત્રો-'મરતાં મરતાં આટલું'-વિનોદ જોશી, 'વિનિયા, સાંભળ આટલું'-મનોહર ત્રિવેદી-સામયિક-'સંશય,' સળંગ અંક-૫, જૂ-૭૮ માં પ્રગટ થયા છે. બંનેએ પત્રમાં ૭ ૭ દુહા લખ્યા છે. તેમાંથી નોંધપાત્ર દુહાઓ આ પ્રમાણે છે:

તેં તસતસતા કાપડે, ટાંકી રાત અમાસ
મારો વજ્જર હાથ ચાંદો ગોતે ચેહમાં.
હું તો તારે કાજ, છાણું લઈને સંચર્યો
પ્રજળે ચિતા માંહ્ય તારાં દસ દસ ટેરવાં.
વિનિયા વિનિયા ઝંખ મા, વિનિયો છાનો દાંડ
અમરત આઘા રાખ્ય ભડકો ભીનો લાગશે.
(વિનોદ જોશી)

કૂણી તારી આંખમાં ઝલમલ સોણાં હોય
ઝરમર ઝરમર રોય પાદર ભીનાં ખોરડાં.
લોચન-ઝરતા ઊંબરે ગૂરે પગલાં સાત
ફળિયે પારિજાત ગોતે ફોરમ ફૂલની.
હૈયા સોંસરવી તને વાગી ઝીણી ફાંસ,
વીંધ્યાં દૂધમલ સ્વાસ કોણે તારા વિનિયા!
(મનોહર ત્રિવેદી)

આજકાલની કવિતાની તાસીર વિનોદના દુહામાં જોવા મળે છે. જેમ ડિંગળી અને ચારણી કવિતામાં શબ્દનો નાદાડંબર દૂષણની હદ સુધી વિકસ્યો તેમ સામ્પ્રત ગુજરાતી કવિતામાં શબ્દનો અર્થાડંબર (ક્યારેક અનર્થાડંબર) ભયસ્થાન બને છે. વિનોદના દુહાનું શિલ્પ અદોદળું છે, મનોહરના દુહામાં શિલ્પનું સૌષ્ઠવ જળવાઈ રહ્યું છે.

વિનોદ જોષીનું બીજું એક કાવ્ય 'પ્રેયસીનું vision અનુભવ્યાનો સાર' દુહામાં રચાયું છે. ('કવિતા', અંક ૫૨, એપ્રીલ, ૭૬) પ્રેયસીનું નામ વિમલ-વિમલી છે.

મારગ કેરાં ચીથરાં સળવળ દોડયાં જાય,
વિમલી તારે દેશ નાકો થઈને ઉખળે,
હું ચંદનના લાકડા હું વિનિયાની લાશ
મસાણ જોતો રાહ આવેનો તું દેતવા.
હડદો તારો સામટો ને અવળી ઇંડીપેન
અખ્શર સૂતા આજ મડદા થઈને યાદના.

પ્રેયસીના વિરહ અને પ્રણયને મૃત્યુની પરિભાષામાં ધારદાર બનાવવાની કવિએ કરામત કરી છે. ભાવાવેશ પ્રબળ છે અને ભાષા પણ ઊર્મિવેગી (Affective) છે. પરંતુ તેમાં દુહાનું શિલ્પ ઝાંખું પડ્યું છે, દુહાને પાછળ મૂકી કવિતા આગળ નીકળી જાય છે.

(૧૨)

દુહાના શિલ્પના અને સર્જનના વૈવિધ્યપૂર્ણ ઉન્મેષો આપણે અત્યાર સુધી જોયા, પરંતુ દુહાના મુક્તક સ્વરૂપનો ગઝલના કાવ્યસ્વરૂપ સાથે વિનિયોગ કરવાનો અત્યંત નોંધપાત્ર પ્રયોગ મનોહર ત્રિવેદીએ કર્યો છે.

આવા પ્રયોગની પાછળ સૈદ્ધાન્તિક ભૂમિકા પણ રહેલી છે. ગઝલનો એક શેર આમ તો મુક્તક સ્વરૂપનો હોય છે તે સ્વાયત્ત અને પૂર્વા-

પરના સંદર્ભથી નિરપેક્ષ હોય છે. પરન્તુ એક વિષય કે ભાવ કે વિચારનો તંતુ આવા દરેક શેરને સાંકળતો જતો હોય છે, અને ગઝલનો આકાર રચાતો જાય છે, જેમ ભાવ–વિચારનો તંતુ સમગ્ર ગઝલને એકતા આપે છે તેમ તેમાં આવતી પ્રાસ–રચના/કાફિયા ભિન્ન ભિન્ન શેરોને આકૃતિગત સુગ્રથિતતા અર્પે છે. દુહો પણ એક સ્વાયત્ત–સ્વતંત્ર મુક્તક રૂપ ધારણ કરે છે. તેવાં દુહા–મુક્તકો ભાવ–વિચાર તંતુએ અને પ્રાસ-રચનાએ સંધાય તો ગઝલ બને. મનોહર ત્રિવેદી તરફથી જાણવા મળે છે કે તેમની આ રચના 'કવિલોક' માટે સ્વીકૃત થઈ છે.

## દુહા/ગઝલ

ભોળી ભોળી યાતના રઝળે અંતરિયાળ
ક્યાં છે એવી ડાળ તસુય છાંયો પાથરે ?
હરણી, તારી ઠેકમાં હાંફે આખું રાન
પડખે એક નવાણ લોચન જેવું નીતરે.
વનઝાઝેરો વાયરો જળઝાઝેરી લૂ
ઝરમરભીની તું ભર બપોરે સાંભરે.
આંખવગા આ આભમાં ફરાક ખુલ્લી સીમ
પણ જાવું કઈ દીમ ? તડકા અધવચ આંતરે.
પળ કરતાંયે પાતળી પીડા બારે માસ
લવકે મારે શ્વાસ ક્યાં પોઢું જઈ આખરે ?

લોચન જેવું નવાણ, રાનની હાંફ, જળઝાઝેરી લૂ જેવા પ્રયોગો અમૂર્તતા તરફ લઈ જાય છે. આ દિશામાં જો વિશેષ ગઝલો લખાશે તો દુહાની ક્ષમતા વિશે પણ ચોક્કસ ખ્યાલ આવશે. ઠેઠ અપભ્રંશકાલથી ઊર્મિના આલેખન માટે કવિઓને દુહો ગમ્યો છે. ગઝલને પોતાનું ભાવવિશ્વ અને બાની હોય છે. જો દુહામાં પ્રયોગ વિપુલ થશે તો ગઝલની બાનીમાં પણ નવી તરાહ ઉત્પન્ન થવાની સંભાવના છે.

દુહામાં વિવિધ સ્તરની ભાષા માટે અવકાશ રહે છે. આગળ આપણે જોયેલાં ઉદાહરણો પરથી સ્પષ્ટ થાય છે કે દુહામાં સોરઠી બાષા કલાત્મક રીતે ઝિલાય શકે છે. તેમજ શિષ્ટ ગુજરાતી ભાષાનું વહન પણ દુહો એવી જ ક્ષમતાથી કરી શકે છે. દુહો માત્રામેળ છંદ હોઈ આમ બને તે સ્વાભાવિક છે. પરન્તુ સંસ્કૃત–નિષ્ઠ કે સંસ્કૃતપ્રચુર ભાષાને પણ સારો સર્જક દુહામાં રમાડી શકે છે. આપણા કવિ ઉશનસ્‌ની નીચેની રચનાઓ જોતાં આ વાત વધુ વિશદ થશે.

અંતતણો શો શોચ, આરંભે કરવો ભલા ?
અંત થકી અનપેક્ષ નથી આરંભની શ્રીકલા ?
સિંધુસંગમ કારણે સોહે ના નદીમૂલ
પદપદ શણગારી જવું શું અનુકૂલ પ્રતિકૂલ.
શ્રમ, નદી, ફૂલ, ઇન્દુકલા, સહુને પ્રભુવરદાન
શોભે સુંદર સહુ ક્રમે, પરિણતિ સમ ઉત્થાન.
('પ્રસૂન' પૃ. ૯૦)

અનુષ્ટુપ અને દુહા વચ્ચે અમુક સંદર્ભમાં ઘણી જ પાતળી ભેદરેખા સંભવી શકે છે. આ ઉશનસ્‌ની એક રચના પરથી જણાય છે. તેમની અનુષ્ટુપમાં એક રચના આમ છે :

આવ તો આપણે બંને ભેટીએ, આવ ને, પ્રિયે !
વસંત નામનો પ્રેમ, આશ્લેષે પ્રગટાવિયે.

'આશ્લેષે પ્રગટાવિયે' એ ચરણમાં ગ જો સ્વરિત બને તો તે અનુષ્ટુપ તો છે જ પણ જો તે થોડોક પણ અસ્વરિત થાય તો દુહા–તૂબેરીમાં આવતા છેલ્લા ૧૩ માત્રાવાળા ચરણનો વળોટ ધારણ કરે છે.

(૧૪)

અનુષ્ટુપમાં અર્થાનુસારી પ્રવાહી પંક્તિઓ આવે છે પરંતુ તેવી અર્થાનુસારી પ્રવાહી પંક્તિઓ દુહામાં (તેનાં બધાં સ્વરૂપમાં) સુખદ લાગતી નથી. દુહાનું તરલ સ્વરૂપ તેવી વ્યવસ્થાને વહી શકતું નથી. દુહામાં આવતો દૃઢ યતિ તેના શિલ્પમાં અવિનાભાવી બન્યો છે. તેથી તે દૃઢ યતિને વળોટીને જો અર્થાનુસારી સળંગ વાક્યરચના ચાલી આવે તો પ્રક્રમભંગ થઈ કાવ્યના આસ્વાદમાં વ્યવધાન ઊભું થાય છે.

તેથી પ્રત્યેક યતિખંડમાં અર્થનું એકમ પૂરું થાય તે ઇષ્ટ છે. જ્યાં જ્યાં એમ નથી થતું ત્યાં દુહો કથળે છે. દુહાની આ તાસીરનું કદાચ એ કારણ હશે કે પ્રધાનતયા દુહો પાઠ્ય કરતાં ગેય સ્વરૂપનો રહ્યો છે–શ્રાવ્ય સ્વરૂપનો રહ્યો છે, શ્રવણ દ્વારા વિશિષ્ટ અર્થબોધ થાય છે.

એ કળ આવે હાથ, તે તટ આ તટ જો મટે
કે જો આવે બાથ સૂરજ રેણુ, નહીં પડે.(સુંદરમ્)

અહીં છાંદસ યતિ બાથ પછી છે તો આર્થિક યતિ સૂરજ પછી મૂકવી પડે છે, તેમજ

સૂરજ સહે ન રેણુ, હોય ન તટ આકાશને,
ચકવા, ઉરનાં વ્હેણ મળતાં દધિ,
વ્હેવું ઘટે. (સુંદરમ્)

મોત, જીવતું મોત, બેમાં વધુ વસમું કયું ?
એ જ્ઞાનાગ્નિજ્યોત થકી ભલે ઉગર્યાં સખી !
(બ. ક. ઠાકોર)

બીજા ચરણમાં શબ્દની પ્રકૃતિનો પ્રાસ મળે છે, પરંતુ તેનો પ્રત્યય પછીના ખંડમાં લબડે છે તે બલવંતરાયનો પાર્થિવ સ્પર્શ લાગે છે.

શ્રી ભૂધરજી લાલજી જોષીકૃત 'ગાંધી–દર્શની' (૧૯૬૫) ગ્રંથમાં ગાંધીજીના જીવન અને કાર્ય અંગે ૬૮૮થી વધુ દુહા આપ્યા છે. ગાંધીજીને કબાઉત તરીકે સંબોધી દરેક દુહામાં એ શબ્દ આવે છે. આ ગ્રંથને અંતે 'નહિ ગાણું, નહિ ગીત' નામનું અનુવચન શ્રી દેવજીભાઈ મોઢાએ લખ્યું છે. તેમાં તેઓ લખે છે, "દુહાનાં ચારે ચરણમાં ઓછામાં ઓછા બે શબ્દો (અને ચરણમાં બે શબ્દો હોય તો બંને શબ્દો) સમાન વર્ણથી શરૂ થતા હોય છે. આવો આગ્રહ આપણા કવિએ પણ રાખ્યો છે, અને તેથી જ દુહાના ચરણમાં 'કબાઉત' શબ્દની સાથે મૂકવા માટે 'ક'થી શરૂ થતા શબ્દો ખૂટી ગયાની ફરિયાદ આ કવિએ એકવાર કરી હતી." (પૃ. ૨૩૯). આ વયણ–સગાઈની યોજના કવિની શક્તિને અને કાવ્યને કેટલી હદ સુધી કુંઠિત કરે છે અને કૃત્રિમતા આવે છે તે આ પરથી સ્પષ્ટ થાય છે.

ગુજરાતી સચેતન રંગભૂમિના નાટ્યકાર કવિશ્રી ત્રાપજકરના 'વાણીનાં ફૂલ'(૧૯૭૬)માં વિઠલાને સંબોધીને કુલ ૫૧૧ દુહા લખાયા છે. લોકસાહિત્યની પરંપરાના આ દુહા છે. થોડા રચેલા દુહા વધારીને ૫૧૧ પૂરા કરવા તેવો કવિનો સંકલ્પ છે. અહીં કવિ માટે દુહાનું સર્જન સાધ્ય છે. ત્યારે જેમણે કાવ્યના એક સાધન–ઓજાર તરીકે દુહાનું સર્જન કર્યું છે તેવા કવિઓ પૂરતી જ આ વિચારણા મર્યાદિત રાખી છે.

ઉપરની વિચારણા પરથી જોઈ શકાય છે કે (તેનાં બધાં રૂપાંતરો સહિત) દુહાએ ગુજરાતીના કવિઓને મુગ્ધ કર્યા છે. જેને મોટો દુહો કહે છે તેવી ખાસ રચના મળતી નથી. દુહાનો મુક્તક તરીકે મોટા પાયા પર પ્રયોગ થયો છે. ખંડકાવ્યના છંદ તરીકે, લાંબા કાવ્યમાં અંશ તરીકે, કાવ્યના ભાવાત્મક સમાપન માટે, ઊર્મિ–સંવેગો–સંવેદનોના આલેખન માટે, વર્ણન–કથન માટે, કરુણ અને હાસ્ય માટે, પ્રણય, વિરહ અને ભક્તિના આલેખન માટે, પત્રવ્યવહારના રૂપે, અનુવાદ માટે, અમૂર્તના આલેખન માટે, ગઝલ જેવી રચના માટે દુહા–સોરઠાએ વિવિધ રૂપછટાઓ દર્શાવી છે.*

---

* મને જોઈતી સામગ્રી હાથવગી કરી આપવા બદલ હું શ્રી બલવંત જાની તથા શ્રી મનોહર ત્રિવેદીનો આભાર માનું છું.

---

## બાગદેવભાઈ નરેલા રચિત

નહિ રાજા નહિ રાણિયું, સહુની થઇ સરકાર;
કોણ કરે કવિઓ વિના, દુહાની દરકાર?
નિર્મળ હાલી નર્મદા, પુનિત માંડતી પાદ;
મારી મારી સૌ કરે, વારિનો વિખ વાદ,
ભાંડુ સહુ ભેળાં મળ્યાં, લાધ્યા કંઇક લવાદ;
'ભાગે પડતુ ભોગવો', સમજુ પાડે સાદ.
સાન વિનાની સુંદરી, ગળા વિનાનું ગાન;
ફોરમ વિનાનું ફૂલડું, માન વિના મિજબાન.

# પખેડે દોહે પાલરવ

. સં. વૈદ્ય મોટાભાઈ ગઢડાવાળા

પાલરવભા પરજીઆ ચારણ હતા. એમના દુહા બીજા જ પ્રચારમાં આવ્યા છે, પણ પોતે હતા શૃંગારના કવિ. એમના એ દુહા દટાઈ રહ્યા છે. કોઈને કંઠે હોય અને કગળની ધરતી ઉપર ઊતરે ત્યારે ખરા.

દુહામાં એની જોડય ન જડે છતાં પંકાઈ ગયા પાલરવભા પખેડાથી. પાલરવના દુહાને બદલે પાલરવના પખેડા જ કહેવાય. કેટલાક તો મશ્કરીમાં કહેતા કે 'પખેડે દોહા પાલરવ.'

આધેડ ઉંમરે એમને બીજું ઘર કરવાનું મન થયું. એમના ઘરેથી ચારણ આઈ જોગમાયા જેવાં હતાં. ભગવાનનું માણસ અને પાલરવભા રમતિયાળ.

એક વખત આઈને પોતે સમજાવે છે કે "ભણ્યું ચારણ! તાળેથી હવે ભીંહું (ભેંસું)નાં કામ-કાજ, વાસીદાં—પાણી ને ઘરકામ નસે બનતું. તો સું બીજું ઘર કરાં તો તમુને કામકાજમાં ઠીક રીએ ને પોરો મળે."

આઈ ખૂબ ભોળાં કે: "ભણ્યું કવિરાજ! તમાણી મરજી. ભણ્યું મુને કઉ વાંધો સે?"

એટલે પાલરવભાને મોકળ મળી ગઈ. આઈને ફોસલાવે તો જ ઘર કરાય. નારાજ કરીને ઘર કરે તો આઈનો શરાપ લાગે.

આઈને ફોસલાવીને પાલરવભા ઊપડયા. એક બાઈ સાથે સંબંધ હશે એને અડવાડિયામાં ઘરે ઉપાડી લાવ્યા.

આઈ તો મોતીબાઈને જોઈને ખૂબ રાજી થઈ ગયાં. "ભણ્યું કવિરાજ! કીસેથી ઉપાડી યાવ્યા?"

એટલે પાલરવભા કહે: "આંસેથી ઊપડીને ભણ્યું, શમશાનમાં જઈને બીઠો લાંઘના. તપસરીઆ આદરી ને ભગવાનનું ઈંદ્રાસન ડોલાવી દીધું. એવી તપસરીઆ આદરી કે ભગવાન પોતે આવીને સામે ઊભા રિયા કે: 'કવિરાજ શું દુઃખ છે?'

મેં ભગવાનને કીધું કે 'ભણ્યું મોળે બીજું કાંઈ દુઃખ નસે પણ મોળી ચારણ્ય દુબી થઈ ગઈ સે. એનાથી ભણ્યું કામ નસે થાતું. આમ મોળી ચારણ્યના દુઃખે બીઠોસું.'

ભગવાન કહે: 'એવી વાતો કરો માં. તમને સદેહે સરઘમાં લઈ જાઉં.'

મેં ના પાડી કે 'મોળે નસે આવવું. તારા સરઘમાં આવવામાં બહુ દુઃખ સે. મારગ કજાડા અને વહમાણ્ય છે.'

જો ભણ્યું સાંભળ્ય:

વાટ વહમી અને વન વધુ, ચોંટયા રે છેડા;
કહોબા કેડા, તારા સરઘાપરના શામળા!

તયેં કૃષ્ણ ભગવાન કહે: 'જંગલ ઝાડી કપાવી નાખું, રસ્તા સારા કરાવી દઉં'.

ભઅીયત ને બીજો ભંગી, હજરત મેલે હાલ;
પાણી છાંટે પખાલ,(એક) સારવે માણસ શામળા!

વૈતરણીના વેનમાં, ઇસે કયાં આરા?
ત્રાપા લઈને તારા, સામા મેલે શામળા!

પણ ત્રાપો અધવચમાં વીંખાણો હોય તો ભણ્યું ગળકાં ખાઈને મરી જાઉં. માટે સારુ વહાણ સામું મેલ્ય! -

નાજુક ને કાંટે નવું, અધકેગો જેનો આગ;
જબરૂં જોઈને જાંજ, સફરામુ મેલે શામળા.

પૂન્યધારી પામશે, ખટ ધરખ ખરા;
નઇ મળે નરા, પાપી નરને પાલરવ.

વીસ પચીસેક વાઢનો, અજિયા કુંવર અબોલ;
પૂછેલ નહિ પરમોદ, સજન કસાઇને શામળા !

બધુંય કરે બાપનું એને સાયબ નો'રે સાથ;
પુનધારી પામશે, ના નહિ પાડે નાથ.

પુનધારી પામશે, એની નાંથ નહિ પાડે ના;
ગઢવા દીધેલ ગા, કોઇ પરોતાને પાલરવ ?

ઓલ્યે કાંઠે ઊતરૂં, ખેંચે ખાંતીલા;
મળવું મર ચીલા, સામૈયું કરવું શામળા !

પવન એના ને પાલખી, નેટ ભભકે અપાર;
હાથી મેળ્યે હજાર, સણગારીને શામળા !

ગાતા આવે ગરબિયું, સાધુ મોટા સમરાથ;
દંડવટ દીનાનાથ, સામા કરશું શામળા !

બગિયુંમાં બેઠે કરે, આવે શેઠ અમીર;
વાજતેગાજતે વીર,(તારા)શે'રમાં લઇ જા શામળા!

ડેલી દરવાજા દોઢિયું, બહુ ભારે બંગલા;
ઇસે ઉતારા, સારા ઓરડા શામળા.

પચું પટારા પીંગળા, જોતી વહત જે;
દીવો જમરખ દે, સાંગામાચી શામળા.

ઘણી સુતાનો ઢોલિયો, તળાઇ ઓછાડ તમામ;
ભેગાભેગી ભગવાન, એક શીખ્ખ દેજે શામળા !

ભગવાને તો આમ મોં–માગ્યું આપ્યું. પછી ભગવાને વિવેક કર્યો કે :

"કવિરાજ ! હવે કાંઈ તકલીફ છે ?"

ત્યારે મેં કીધું કે : "હા એક મોટી તકલીફ છે. આવા રૂડા ઓરડા અને આવી રૂડી સગવડ મારે કયાંથી ? આ બધું આપીને તો ભગવાન ! તમે મારી તકલીફ વધારી દીધી :

આવા ભારે ઓરડા, વહે (સે) કયારે વિહામા;
ભંડારણ હોય ભા, (તો) સફરું લાગે શામળા !

"આમાં આવી પાતળી ભંડારણ (સ્ત્રી) વગર દી કેમ જાય ?"

અને ભગવાન મારા ઉપર ખિજાણા. "એલા તને સરધમાં લઈ આવ્યો અને મોં–માગી સગવડું આપી તોય તું આવી હલકી વાતું કરે છે ?" ભગવાન તો કહે :

માગ્યા જેવું માગીએ, એની નાથ ન પાડે ના;
હલકી વાતની હા, પાયૅ નઇ પડે પાલરવ !

અને મને ખરાખરીનો ગુસ્સો આવ્યો. હેં...એં... એ! ભગવાન મારી ભૂલ્યું કાઢે ? તયેં હવે કે'વા દે...

પાણુંમાં ખલક પતિ, (તને) જોને બળે છે ઝાળ;
ભણવું પડશે ભગવાન ! તું સયમ્બરમાં ગો'તો શામળા !

(અહીં કવિ શામળારૂપે કૃષ્ણને બદલે રામને સંબોધીને કહે છે. પછી સગવડ પ્રમાણે રામના કૃષ્ણ અને કૃષ્ણના રામ થયે જાય. અનુકૂળતા પ્રમાણે શામળાનો અર્થ કૃષ્ણ કે રામ થાય.)

શામળા–રામને કહે છે કે બાયડી સારુ તો તું જનકરાજાને ત્યાં સ્વયંવરમાં નહોતો ગયો ?

પોતે ગ્યા'તા પરણવા, કળ–જનકને કીટ;
ખંડપત નો'ય ખોટય, અમારે સંસારીને શામળા ?

ભગવાનને ઘરે તો ખોટય ન હોય ત્યારે અમારે સંસારીને એમાં શરમ ન હોય.

અજોધાથી ઊઘલી, જાડી કાઢેન જાન;
ભણવું પડશે ભગવાન, શેંભરમાં ગ્યા'તા શામળા.

('કાઢેન'નો અરથ કાઢીને થાય. ચારણી દુહામાં આવા પ્રયોગ ખૂબ આવે છે.) ઈનો ઈ તું રામ–કૃષ્ણરૂપે કેવા કેવા કામા કરતોશ ! અમને નઈ ખબર હોય ?

સતભામાનાં સૂ(ચૂ)રમાં,કડવાં લાગ્યાં'તાં કાન;
ભાવતા હતા ભગવાન, સૂકા ટુકા શામળા !

સતભામાનાં ચૂરમાં નહોતાં ભાવતાં ને ઓલી કાળી કાળી કુબજાના લૂખાસૂકા ટુકડા કયે સખે ભાવતા'તા ?

કાળીને પરણે કમણ, વરવી ને ટૂંકા વાળ;
(તું) ખરો ખેતરપાળ, સાચું કહું છું શામળા.

કોઇ સૂઝે નહિ એવી કાળી, વરવી, ટૂંકા વાળવાળી કુબજાને જઈને પરણ્યો. ખરેખરો ખેતરપાળ જ ને !

(આપણા સમાજમાં જે કન્યાને કોઈ નથી પરણતું એને ખેતરપાળ સાથે પરણાવે છે, જેથી બીજે ભવ કુંવારી ન રહે. એટલે જ કવિએ કૃષ્ણને ખેતરપાળ કહેલ છે.)

બેહારીને બંગલે, રૂખમણી રાધા બે;
કુબજાને કુબે, તું સટકે જાતો શામળા !
નાખોરાં પરવાર્ય તણા, સૂંઘેવા સરદાર;
કુબજાથી કરતાંર, (તને) સૂગેય ન ચડી શામળા ?
ગોપ તળાવે ગોપિયું, ભેળિયું થ્યું ભગવાન;
સી(ચી)ર હરેન શામ, સંતાઇ જાનો શામળા !
ધણી સુતા નઇ ઢોલિગે, પંડયની રૂવલ પાટ;
કુબજાન તૂટલ ખાટ, સખવાયો કાંઉ શામળા ?
પગ બટુકી, ટૂંકી નળી, લમણે ઝાઝી લીંખ;
ઇ નાર કરતાં તો, ભમીએ માગી ભીખ.
અપળો જીવ, ઓછી અકલ, અપરાધી હું આપ;
મારા ગના માફ, આ સંધાય કરજે શામળા !

કવિરાજે તો બીજું ઘર કરવા સારુ ભગવાનના લમાચા ચૂંથવા માંડયા. ભગવાન રાડય નાખી ગ્યા કે આ તો માળાં ચળિતર માંડયો ઉખેળવા. મૂંઝાણા. કયે કે: "જા તને ભંડારણ આપવામાં આવે છે."

એટલે મેં કીધું કે: "ભગવાન ! હવે આછી-પાતળી નઈ લઉં જો ! સાંભળ્ય !—

વધલેણી અકલે વધુ, ઉજળા હોય આચાર;
દેજે એવું દાતાર, સમજુ માણસ શામળા !

પછી ભગવાને એવી રૂડીરૂપાળી આપી અને એને લઇને હું ઘરે આવ્યો. આઇને કહે કે, "ભગવાને પરસન થઈને દીધી છે, પછી શું કામે મોળી લઉં ?"

આ મોતીબાઈ સાથેના પ્રેમના દુહા પણ કવિરાજે કહ્યા છે ને એનાં રૂપનું અછોઅછો વર્ણન કર્યું છે. એમાંનો એક દુહો બહુ પ્રચલિત છે કે-
પસતેળિયાં પેરે કરે, જળ ભરવાને જાય;
દેવાળુરા મન ડગે, તો માનવિયાં કોણ માત્ર ?
સાંકળ મોરના સારખી, હેમ શરણાયું હાથ,
નવરો દીનોનાથ, તે દી મારીજે મોતી ઘડી.

બીજા ઘણાબધા દુહા છે. હવે પાલરવભાના બીજા દુહા જોઈએ :

હવેલીએ હીંચકનો, (એક દી) હાકેમ હીંડોળે,
(ઇ) કરમી કરગઠીએ, મેં સૂતાં જોયો શામળા !
મંડીલ માથે બાંધતા, જામા પે'રતા જે,
એના અંગથી ઉતારે, સુતરે સરકયા શામળા !
ઉમરમાં ઉપાડેલ નહિ, ભાતાય જેટલો ભાર;
ધીંગા-ખોડ ધરાર, જોને સાબઠ ખડકયા શામળા !
સાટા જલેબી સુખડાં, (ઇ) ખાંતેથી ખાતા;
ઇ ભૂપત વણ-ભાતા, સરગે ચાલ્યા શામળા !
ચોરાણો હોત તો ચડત, વાંહે કરેન વાર;
એનું પગલું કીસેં ન પાર, સગડેય ન મળે શામળા !
આંસે ઉંધા હાલતા, તાતા થઈને તે;
સમશાને સીધા જે, સૂતા જોયા શામળા.
ધણીએ નાખ્યા ધ્રૂસકા, માથાં વીંખે મા;
ભોજાયું ને ભા, સો વળાવીને ઊભા શામળા.
મિતરૂં ને મળે લિયા, પછે અત્રાપી ને અમરી;
વે'લા ઊઠશું વીર, સભળકામાં શામળા !
ભાયુંને ભળાવેં દિયા, એક આશરો ને દૂજી આથ;
રે'વા દેને રાત્ય, સાંજ પડે ગઇ શામળા !

જમના દૂત કહે છે કે એક રાત તો શું પણ એક પળ પણ હવે રહેવા ન દેવાય. ત્યારે કવિ કહે છે કે :

કર તારો અને છરો કને, અજારૂપી અમે;
ટૂંકા વાઢો તમે કાં સેલા રાખો શામળા !

હાથ તારો છે. તારા હાથમાં છરો છે. અમે અજા-બકરીરૂપ છીએ. તમારે જેમ કાપવા હોય તેમ કાપો.

ભરવાડ બકરાંના કાન કાપે છે. કાન કાપીને પછી ડીઝાઈન કરે. કામસા, દેરડા, બુસા અને એવી એવી ભાત્યની ડીઝાઈન કરે. એટલે કવિને હજી મનમાં ઊંડી ઊંડી આશા રહી જાય છે કે જેમ કાપવા હોય તેમ કાપો. (ડીઝાઈન કરીને વખતે જીવતા પણ છોડી દે. તમે ભરવાડ છો. અમે અજા છીએ.

# દુહાની કવિતા

જશવંત શેખડીવાળા

દુહો એક છંદ છે, તેમ એક સ્વતંત્ર કાવ્ય-પ્રકાર છે. બેઉ રૂપમાં તેની પ્રતિષ્ઠા છે. હજાર કરતાં વધુ વર્ષથી તે સર્જકો અને ભાવકોનો માનીતો રહ્યો છે. સંસ્કૃત કવિતામાં જેવું મહત્ત્વ અનુષ્ટુપને મળ્યું છે, પ્રાકૃત કવિતામાં જેવું મહત્ત્વ ગાથાને મળ્યું છે, તેવું મહત્ત્વ અપભ્રંશ કવિતામાં અને મધ્યકાલીન ગુજરાતી કંઠસ્થ લોકસાહિત્યમાં દુહાને મળ્યું છે. છંદ તરીકે દુહાની વિગતે ચર્ચા થઈ છે; કાવ્ય તરીકે દુહો બહોળો પ્રચાર-પ્રસાર પામ્યો છે. '...અપભ્રંશ પિંગલકારોએ તેમના અતિપ્રિય છંદ દોહરા વિશે ..સંભાળ રાખી' છે. 'દુહો અતિ સુંદર છે, અતિ લોકપ્રિય છે અને અતિ પ્રસિદ્ધ છે તેથી તેને વિષે બહુ ઝીણવટથી ચર્ચા થયેલી છે.' (રા. વિ. પાઠક : બૃહત્ પિંગલ, પૃ ૩૭૦-૧ અને ૪૦૯.)

મધ્યકાળ દરમિયાન સ્વતંત્ર કાવ્યરૂપે હજારો દુહા રચાયા છે. કેવળ દુહાથી જ સભર એવી કૃતિઓ 'દોહાકોશ'ને નામે પ્રગટ થઈ છે. ઈસવી સનની નવમી સદીથી માંડી અગિયારમી સદી દરમિયાન બંગાળમાં થઈ ગયેલા સરહપા; કણ્હપા વગેરે બૌધ્ધ સિદ્ધો-સંતોએ અપભ્રંશમાં આવા દોહાકોશો રચ્યા છે. તેમાં ધર્મ નીતિ સદાચાર બોધ અંગેનું દર્શન નિરૂપાયું છે. હેમચંદ્રાચાર્યની પૂર્વે ઇસવી સનની દસમી સદીના પૂર્વાર્ધમાં, થયેલા દેવસેને અપભ્રંશમાં 'સાવય-ધમ્મ દોહા' નામની કૃતિ રચી, વિવિધ દુહાઓમાં, ધર્મચિંતન નીતિ અને ગૃહસ્થોચિત કર્તવ્યો વિશે ઉપદેશ આપ્યો છે. અગિયારમી સદીના પ્રારંભમાં થયેલા મુનિ રામસિંહે 'પાહુડદુહા'માં, દુહાના માધ્યમ દ્વારા, અધ્યાત્મ અને સદાચરણ વિશેનાં તેમ જ સ્થૂલ કર્મકાંડની નિરર્થકતા વિશેનાં પોતાનાં લાગણી-વિચાર પ્રગટ કર્યા છે. અન્ય પ્રકારની ઘણી મધ્યકાલીન કાવ્ય-કૃતિઓમાં પણ પ્રસંગોપાત્ત, સ્વતંત્ર મુક્તક લાગે તેવા, દુહા વચ્ચે ગૂંથાયા છે. ગુજરાતી સાહિત્યના ઇતિહાસનો જેમનાથી આરંભ થાય છે તે, હેમચંદ્રાચાર્યે 'સિદ્ધહેમ' નામના તેમના ગ્રંથમાં, અપભ્રંશ વ્યાકરણના નિયમો સમજાવવા માટે, તત્કાલીન શિષ્ટ અને કંઠસ્થ લોકસાહિત્યમાંથી અનેક દુહા ઉદાહરણાર્થે યોજ્યા છે. કંઠસ્થ લોકસાહિત્યમાં તો સ્વતંત્ર દુહા-સોરઠા અને દુહાબદ્ધ લોકકથાઓ બહુ મોટી સંખ્યામાં મળે છે. આ બધી વિગતો દુહાની પ્રાચીનતા, પ્રતિષ્ઠા અને પ્રચલનની દ્યોતક છે.

દુહો મુક્તક પ્રકારનું લઘુકાવ્ય છે. તેમ છતાં તેની રચનાકળામાં ઠીકઠીક વૈવિધ્ય જોવા મળે છે. તેનું કારણ તેના દુહા છંદની અમુક વિશેષતા છે. તે સરળ, સુગેય, અનુનેય ઉપરાંત વેધક અર્થ-ભાવ પ્રગટ કરવામાં સક્ષમ છે. તે માત્રામેળ છંદ છે. તેમાં બે ચરણ અને ચોવીસ માત્રાની એક એવી કુલ બે પંક્તિઓ આવે છે. દરેક પંક્તિમાં પહેલું ચરણ તેર માત્રાનું અને બીજું ચરણ અગિયાર માત્રાનું હોય છે. પરંતુ દુહાનું આવું બંધારણ વર્ણવાયું હોવા છતાં તે અતિ ચુસ્ત યા અપરિવર્તનશીલ નથી. ('પ્રાકૃત પૈંગલ'માં ઓછીવત્તી માત્રા અને પ્રાસનાં વિભિન્ન સ્થાન અનુસાર દુહાના તેવીસ જેટલા ભેદપ્રભેદ વર્ણ-વાયા છે.) તે ગાવાનો હોવાથી, લઘુ ગુરુ કે પ્લુત ઉચ્ચારણ અનુસાર, તેના માત્રામેળમા કેટલીક છૂટછાટ નિર્વાહ્ય લાગે છે. પ્રાસ અંગે પણ દુહામાં ઠીકઠીક મોકળાશ છે. તેમાં નિયમતઃ બેઉ પંક્તિઓને અંતે-બીજા અને ચોથા ચરણમાં-પ્રાસ આવે છે; પરંતુ વિષમ (પહેલું-ત્રીજું) અને સમ (બીજું-ચોથું) ચરણ ઉલટાવવાથી થતા મધ્યમેળ સોરઠિયા - દુહા(સોરઠા)માં પહેલા અને ત્રીજા તેમ જ બીજા અને ત્રીજા ચરણ વચ્ચે પ્રાસ મેળવાય છે. આ પ્રકારના સોરઠામાં, ઝવેર-ચંદ મેઘાણીએ નોંધ્યું છે તેમ, 'હાવકુ ઘડતર', 'સાદુ છતાં પાણીદાર...મોતી સમું રસસ્વરૂપ, લાઘવને હિસાબે તો કોઈપણ અન્ય કાવ્યપ્રકારને આંટે તેવી...બહિર-ન્તર નાજુકાઈ' જોઈ શકાય છે. (લોકસાહિત્યનું

સમાલોચન-પ્ર. આ. પૃ. ૨૩૮) અપભ્રંશ, જૂની ગુજરાતી અને કંઠસ્થ લોકસાહિત્યમાં આવા દુહા અને બેઉ પ્રકારના સોરઠા મોટી સંખ્યામાં પ્રાપ્ત થાય છે. તેમનાં કેટલાંક ઉદાહરણ જોઈએ :

મુવઉ મસાણિ ઠવેવિ લહુ, બંધવ ણિયઘર જંતિ
વર લક્કડ સુપ્પઉ ભણઇ; જે સરિસા ડજ્ઝંતિ.

–સુપ્રભાચાર્ય (૧૧–૧૩મી સદી) : 'વૈરાગ્યસાર'

(મરનારને સ્મશાનમાં છોડી સગાંસંબંધી તુરત જ પોતપોતાને ઘેર જતાં રહે છે. સુપ્રભ કહે છે – તે કરતાં તો લાકડાં ભલાં, જે તેની સાથે જ સળગી જાય છે.)

રણ ઘોડો ને રાત, ચંધર ચોડઇં, માહજો,
સારા બેલી વેં સાથ, ત ડજે રુચન્યું ગાલીઉં.

–કચ્છી લોકકથા: ઓઢો જામ અને હોથલ નિગામરી
(રણ, ઘોડો, રાત, પૂનમનો ચંદ્ર અને સારા દોસ્ત, આટલાં જો સાથે હોય, તો ખરી મઝાની વાત થઈ જાય.)

મરણાં અગે જે મોઆ, સે મરી ન થીંધા મ્હાત;
હૂંધા સેં હયાત, મરણ જિનીજી મુઠમેં.

–કચ્છી સંત મેકણ

(મરણ પહેલાં જ જે મરી ચૂક્યા છે–જેહની વાસના જેની છૂટી ગઈ છે – મોતથી મહાત થતા નથી. મરણને જે પોતાની મુઠ્ઠીમાં રાખે છે, તે સદા હયાત રહેવાના છે.)

દુહા અને સોરઠાનું એક કચ્છી અને સિંધી સંસ્કરણ ત્રણ પંક્તિઓની 'બેત' રૂપે મળે છે. વસ્તુત: આ બેત ત્રણ પંક્તિઓના દોઢિયા–દુહા જ છે. કચ્છી અને સિંધી ભાષાઓમાં તે પ્રચલિત છે. કચ્છી સંત મેકરણ યા મેકણના અનેક દોઢિયા–દુહા જાણીતા છે. સિંધના સૂફી સંત કવિ શાહ અબ્દુલ લતીફની લોકપ્રિય ગીતકથા 'સોહિણી–મેહાર' મહદંશે બેતમાં યા દોઢિયા–દુહામાં રચાઈ છે. તેમાંના અનેક દુહા સ્વતંત્ર મુકતક કાવ્યો તરીકે સિંધી-કચ્છી ગ્રામસમાજમાં પ્રચલિત થયા છે. ત્રણ પંક્તિના આ દોઢિયા દુહામાં સામાન્ય દુહાની બે પંક્તિઓ પછી ત્રીજી પંક્તિ→ દુહાનાં→ઉલટાવેલાં બે ચરણની (સોરઠાની) બનેલી આવે છે. તે સિવાય 'આપણા ને એના દુહાની રચના લગભગ એક જ છે. બે જ પંક્તિઓમાં આખા ભાવનો સમાવેશ કરવાની મુસ્કેલીનું આ રીતે ઠીક નિવારણ થાય છે; ને વળી રચના બગડતી પણ નથી.' (ઝવેરચંદ મેઘાણી : સૌરાષ્ટ્રની રસધાર–ભાગ પાંચમો, આવૃત્તિ સાતમી, પૃ. ૧૮૬) કચ્છીનો એક દોઢિયો દુહો જુઓ :

ઉત્તર સેરૂં કઢિયું, ડુંગર ડમ્મરેઆ,
હડો ફડકે મચ્છજીં, સજણ સંભરેઆ,
વડર થઇ વેઆ, સિજ જ્ત ઢકીંધલ સિપરીં.

(ઉતરના આકાશમાં વાદળોની કાળી સેરો ચડી, ડુંગર કાળા ડમ્મર થયા; પ્રિયતમ સાંભર્યા; હૈયું માછલાની જેમ તરફડે છે; પણ મારા પ્રિયતમ, સૂરજને ઢાંકી દેનાર, વાદળની જેમ વહી ગયા.)

સોરઠાની ત્રણ પંક્તિઓ ધરાવતા, અટપટા પ્રાસાનુપ્રાસયુક્ત, દોઢિયા દુહા પણ કચ્છીમાં પ્રચલિત છે, જેમ કે–

જોરાણાં જુડધાર, નિંઢ-વડાયું નં ન્યારીએ,
મોસર-ફૂટંધા મરીંએં, બ્યા પીંગે લુડંધા બાર,
છડે થુડ ને ડાર, કચા ફૂંપર કપીંએ.

(હે જોરાવર કાળદેવ, તું નાના–મોટાને જોતો નથી. મૂછ-ફૂટતા જુવાન અને પારણે ઝૂલતા બાળકને તું ઉપાડી લે છે. થડ અને ડાળીઓને છોડી, તું કાચી કૂંપળને કાપી નાખે છે.)

શાહ અબ્દુલ લતીફની સિંધી ગીતકથા 'સોહિણી–મેહાર'માં આવા દોઢિયા દુહા (બેત) મળે છે :

ઘિરી ઘરો હથ કરે, ચેલ બધી ચોતો,
મન મિડયું સ મ્યર સેં, પરલે પાર પોતો,
પો ગોને મંઝ ગોતો, અરે મ વિઝે અજાણમેં.

(હાથમાં ઘડો લઈ એ પાણીમાં પેડી ત્યાં તો એનુ મન સામે પાર પ્રીતમ પાસે પહોંચી ગયું. પાણીમાં ગોતાં મારતી તે ચાલી-એ રીતે કે એના

આગમનથી એના પિયુ અજાણ્યુ ન રહી જાય.)

દોઢિયા–દુહા ઉપરાંત દુહા છંદની છ પંક્તિઓ-ચરણો ધરાવતા કેટલાક છકડિયા–દુહા સ્વતંત્ર કાવ્યકૃતિ રૂપે રચાયા છે. કેટલાક છકડિયા દુહા કોઈ લોકકથાના-દા. ત. ચૂડવિજોગણ, તમાચી સુમરો વગેરેના–અંશ રૂપે પણ રચાયા છે, જોકે સ્વતંત્ર કાવ્યકૃતિ તરીકે તે માણી શકાય. તેવા છે. મેળાઓમાં યા હોળી જેવા તહેવારોમાં તેમને ગવાતા સાંભળી શકાય છે. તેમાં દુહાની–બે આરંભની અને બે અંતની–પૂરી ચાર પંક્તિઓની વચમાં (કોઈવાર અંતે) દુહાનાં દોઢવાયેલાં ચરણોની બનેલી બે પંક્તિઓ આવે છે. છેલ્લી–છઠ્ઠી–પંક્તિમાં પહેલી (કોઈવાર બીજી) પંક્તિનું પુનરાવર્તન થાય છે. બીજી પંક્તિનું બીજું ચરણ દોઢવાઈને ત્રીજી પંક્તિ બને છે. ચોથી પંક્તિ માત્રામેળ અને પ્રાસમાં ત્રીજી પંક્તિને અનુસરે છે. ઉપલબ્ધ છકડિયા દુહાઓમાં આવી લાક્ષણિકતાઓ જોઈ શકાય છે. પરંતુ સામાન્ય દુહા–સોરઠામાં લેવાતી માત્રામેળ અંગેની છૂટ તો તેમાં પણ લેવાય છે :

આષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર,
તેજી બાંધ્યા તરુવરે, મધુરા બોલે મોર.
મધુરા બોલો મોર તે મીઠા,
ઘણમૂલાં સાજણ સપને દીઠાં.

કે' તમાચી સુમરો રિસાણી ઢેલને મનાવે મોર,
અષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર.
સાજણ સપને આવિયાં, ઉરે ભરાવી બાથ;
જાગીને જોઉં ત્યાં જાતાં રિયાં; પલંગે પછાડું હાથ
પલંગે પછાડું હાથ ને નવ કાંઈ ભાળું,
વહાલાં સાજણ કાજ બોબલે આંસુ ઢાળું.
આદર્યાં કામ તે અધવચ રિયાં,
જાગીને જોઉં ત્યાં સાજણ જાતાં રિયાં.

દુહો, આ રીતે, મુક્તક પ્રકારનું બે જ પંક્તિઓનું નાજુક લઘુકાવ્ય હોવા છતાં, રચનાકળામાં સારું વૈવિધ્ય દાખવે છે. તેથી એકવિધતામાંથી તે ઊગરી ગયો છે; એટલું જ નહિ, વિવિધ ભાવ કલ્પના વિચારના વેધક વહન માટેનું સબળ સાધન બની શક્યો છે. તેના લાઘવમાં વેધક ધ્વનિ યા વ્યંજના અનુસ્યૂત છે. તેમાં શબ્દ અર્થ અને ભાવની ચમત્કૃતિપૂર્ણ અભિવ્યક્તિની ક્ષમતા છે. વર્ણ અને શબ્દના વિવિધ પ્રકારના પ્રાસાનુપ્રાસ અને સંયોજન તેમ જ સામસામે પલ્લે મુકાતાં છતાં સમતોલ લાગતાં બે સમ યા વિષમ ભાવ, કલ્પના યા વિચારનું કલાત્મક સંઘટ્ટન તેમાં આવી ચમત્કૃતિ સર્જે છે. તેમાં અતિ સંક્ષેપમાં સૂચક છતાં મૂર્ત. સ્પર્શક્ષમ સુરેખ જીવંત અને હૃદ્ય બની રહે તે રીતે પ્રકૃતિદૃશ્ય, પ્રસંગ, પરિસ્થિતિ, પાત્ર, મનોભાવ, કલ્પના, વિચારનું નિરૂપણ થાય છે. તેમાં ચોટદાર વર્ણનાત્મકતા અને કથનાત્મકતા ઉપરાંત નાટ્યાત્મકતા અને ચિત્રાત્મકતા લાવી શકાય છે. સર્જકનાં અનુભૂતિ, કલ્પના, ચિંતનનું તેમાં સુભગ સંયોજન થઈ શકે છે. જ્ઞાન અને બોધને પણ સ-રસ રૂપે પ્રગટ કરવાનું તેમાં સામર્થ્ય છે.

આવાં અનેક કારણસર મધ્યકાળના ઘણા શિષ્ટ અને લોકકવિઓ માટે દુહા–સોરઠાનું કાવ્યસ્વરૂપ તેમની આત્માભિવ્યક્તિનું એક પ્રમુખ માધ્યમ બન્યું હતું. બહોળા લોકસમુદાયમાં દુહા–સોરઠા, અન્ય કાવ્યસ્વરૂપોની અપેક્ષાએ, સવિશેષ પ્રિય થયા હતા. દુહા–સોરઠાયુક્ત લોકકથાઓ કૃષક શ્રમિક પશુપાલક જેવા ગ્રામજનો ઉમળકાભેર માણતા હતા. સર્જક, ગાનાર, સાંભળનાર સૌને આનંદ આપનાર દુહા–સોરઠાનો સર્વત્ર વ્યાપક પ્રસાર થયો હતો. તેમાંના ઘણા આજે – સેંકડો વર્ષ પછી – પણ લોકહૈયે અને કંઠે જીવંત છે. તેમની નવીનતા અને તાજગી હજીય જળવાઈ રહી છે. વર્તમાનકાલીન નગરવાસી શિક્ષિત વાચકો–શ્રોતાઓના અંતર-મનને પણ સ્પર્શી જવાની તેમનામાં ક્ષમતા છે. કવિપક્ષે પણ દુહા–સોરઠા સરહપાથી માંડી 'શેષ' અને રાજેન્દ્ર શુક્લ સુધીના કવિઓ દ્વારા વત્તેઓછે અંશે સતત લખાતા રહ્યા છે.

દુહાનાં આવાં સામર્થ્ય અને મહત્ત્વનું નિરૂપણ સ્વયં દુહાઓમાં સચોટ રીતે થયું છે. દુહામાં સોરઠો ઉત્તમ છે, દુહાનો મર્મ તો તેનો અનુભવી જ જાણી શકે, દુહો બોડેલી ખાંભીનેય ખળભળાવી મૂકે અને પથ્થરનેય પ્રેમાળ કરી દે, દુહો માનવીને મસ્ત બનાવી

છે—એવા ભાવની તેમાં સૂચક શબ્દ, ઉચિત અલંકાર, સુરેખ વર્ણન અને સચોટ દૃષ્ટાંત દ્વારા અભિવ્યકિત થઇ છે; જેમ કે—

દુહો દસમો વેદ, સમજે તેને સાલે;
વિયાતલની વેણ્ય, વાંઝણી શું જાણે?

સોરઠિયો દુહો ભલો, ભલી મરવણરી બાત,
જોબનછાઇ ધણ ભલી, તારા–છાઇ રાત.

કામણ કર્યાં કમાલ, ખાંભી ખોડી ખળભળે;
પા'ણા કરે પ્રીતાળ, દુહો અમારા દેશનો.

કાળોતરો કરડેલ, અવળી રુંવાડી અંગશું;
દુહાના ડંખેલ, ઘેને ઘેઘૂર આંખડી.

દુહો કેટલીક વાર તેની વિલક્ષણ વર્ણ–શબ્દ-પ્રાસ-સંયોજનાથી, સૂચક રવાનુકારી પદાવલિથી, તેમાં નિરૂપિત ભાવ વિચાર દૃશ્ય યા ઘટનાને પ્રત્યક્ષ કરી દે છે. તેનું શ્રુતિ–દષ્ટિગોચર નિરૂપણ સદ્ય ઇંદ્રિયસંવેદ્ય બની રહે છે. દા. ત.—

ઝરરર ઝરર બાદલ ઝરે, ઘનન ઘનન અતિ ઘોર;
ઇંદ્ર પધાર્યો ધરણ પરે, મંગલ ગાવે મોર.

આભાં ગડે વીજાં ઝબે, મોરાં ગાય મલ્હાર;
જગ બધાને જિવાડવા, આવ્યો મેહ ઉદાર.

પાંચમો પહોરો દિવસરો, ધણ ઊભી ઘરબાર;
રૂમઝુમ રૂમઝુમ હો રહી–ચૂડી કંકણ હાર.

ઘણીવાર દુહો, લાગણી–કલ્પનારંગ્યાં મૂર્ત સુરેખ રંગીન ગતિશીલ કલ્પનો અને ચિત્રો દ્વારા, વ્યક્તિ મનોભાવ વાતાવરણનો જીવંત અને હૃદ્ય સાક્ષાત્કાર કરાવે છે:

મચકે પગલાં માંડતી, લચકે પીઠનો લંક;
સલજ હાસ કર સુંદરી, દાડમકળી દમંક.

ઊંચે મ્હોલ અંજવાસ થિયો, જાણ્યું બીજલિયા;
છૂટે છેડે માફ કરે, ઝબકયાં માદળિયાં.

મીઠા વડર વસેં વિઠા, (નતનિત છાંયું કન,
ઉભેં આસાઢ મિંયજી, જુડીઉં કેઆ જુકન;
અસીં ઉનીં મિંજ, ઇંધરલઠજીં ઉભરેં.

(મારા પિયુ અષાઢ માસનાં મીઠાં વાદળોની જેમ સદાય છાંયો કરી, ઝડીઓ વરસાવતા હતા; અને ઈન્દ્રધનુષની જેમ અમે એમાં શોભતાં હતાં.)

હાથ હિલોળે, પગ ઘસે, ગડેકે ગોરલિયાં;
લાખો કે' મું બાળજો, (એવી) લીસી છિપરિયાં.

(નદીની ધારે પડેલી જે લીસી શિલા પર કલરવ કરતી હાથ હિલોળતી) ગોરીઓ એમના પગ ધોતી હોય, તેના પર મને અગ્નિદાહ દેજો, એવું લાખો કહે છે.)

સોનલાવરણી ચે બળે.. રૂપલાવરણો ધૂઅં;
ગોવાળી વીરા વીનવું, કયે ઘેર મઢું મુવાં?

દુહામાં જ્ઞાન બોધ વ્યવહારદર્શન ચાતુરી ચિંતન પણ જ્યારે કલ્પના–લાગણીનો સંસ્પર્શ પામી તેમ જ માર્મિક–ચિત્રાત્મક બાનીનું રુચિર રૂપ લઈ પ્રગટ થાય છે ત્યારે આસ્વાદ્ય બની રહે છે:

મોતી ભાંગ્યું વીંધતાં, મન ભાંગ્યું કવેણ;
તુરી ભાંગ્યો ખેલતાં, એનો નહિ સાંધો કે રેણ.

ભારે સંધી વખરી. હિકડા ડા બ્યા ડડ;
ભુંગે વટ ભુંગા અડીં, ડીં સડેં તેં સડ.

(ભાઈ તો મોટી મૂડી સમાન છે. ભલે કોઈ ડહ્યા હોય અને કોઈ મૂર્ખ હોય! ભાઈઓ જ જોડા-જોડ ઝૂંપડાં બાંધે છે અને સાદ પાડતાં જ સામેથી સાદ આપે છે.)

ખોય ખોંભિજો રંગ, ચઇં ડીયેં જો ચટકો;
તેં જો કેડો સંગ, ધૂ તે જે ધોરો થીએ.

(ધોતાંની સાથે જ ધોળા થઈ જાય તેવા ચાર દિવસના ચટકાશ રંગને ધિક્કાર છે. એવા પતંગી રંગનો વળી સંગ કેવો!)

સાજણ આયા, હે સખિ! તોડો નવસરો હાર;
લોક જાણે મોતી ચૂગે, ઝૂક ઝૂક કરો જુહાર.

ઢકે ઢકે ને ઢકીજ, નિયાંઇ ઢકજે જીં;
બાફ નિકરધી બાર, તથાં પચંધા કીં?

(કુંભાર નીંભાડાને ઢાંકી રાખે છે તેમ તું પણ તારા હૈયાની દશાને ઢાંકી રાખજે. વરાળ બહાર નીકળી જશે, તો ઠામ પાકશે શી રીતે?)

કેટલાક દુહામાં સંવાદ અને તે બોલતા પાત્રની કોઈ લાક્ષણિક છટા એવી નાટ્યાત્મક રીતે રજૂ થાય છે કે ભાવકનું લક્ષ તે તરફ તુરત દોરાય છે. જેમ કે- આણંદ કે' કરમાણંદા, 'માણસે માણસે ફેર.' 'એક લાખોમાં ના મળે, એક ટકાના તેર.' 'નિંદર ના'વે ત્રણ જણાં'. 'કો' સખિ, કિયાં ?' 'પ્રીતવછોયાં બહુરણાં ખટકે વેર હિયાં.'

કેટલીકવાર દુહો બુદ્ધિ-ચાતુરીની પરીક્ષા કરતી સમસ્યા યા ઉખાણા રૂપે પણ રજૂ થાય છે. તેમાં અમુક લક્ષણોના સૂચન પરથી કોઈ વસ્તુ યા વ્યક્તિ ઓળખી બતાવવાની હોય છે. આ લક્ષણો તે વસ્તુને ઓળખવામાં કંઈક સહાય કરે છે; તો બીજી કોઈ ભળતી જ વસ્તુનું સાથોસાથ સૂચન કરી ભુલાવામાંય નાખી દે છે. પરંતુ ખૂબી એ છે કે માગેલી અને ભળતી બેઉ વસ્તુનું સૂચક નિરૂપણ રમ્ય અને હૃદ્ય હોય છે. આવી અનેક સમસ્યાઓ, કેટલીક કચ્છી 'પિરોલીઓ' (ઉખાણાં) પણ, દુહા-સોરઠા રૂપે મળે છે. તેમાં વિચારનું તત્ત્વ મુખ્ય હોય છે, પણ માર્મિક કલ્પનાનો અભાવ નથી હોતો. આવા સમસ્યાત્મક દુહા-સોરઠા-બેત સ્વતંત્ર કાવ્યો તરીકે રચાયાં છે, તેમ કોઈ લોકકથાના અંગરૂપે-નાયક યા નાયિકાની વિદગ્ધતાની કસોટી કરવા માટે – પણ યોજાયાં છે. કેટલાંક ઉદાહરણ જુઓ :

કોણે હિમાળો સેવીઓ, કોણે સેવી આગ ?
કોણે કરવત મેલાવિયાં, કઇ નારીને કાજ ? (પ્રશ્ન)
કાથે હિમાળો સેવીઓ, ચૂને સેવી આગ;
સોપારીએ કરવત મેલાવિયાં, રાણી નાગરવેલને કાજ. (ઉત્તર)

પથ્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતાં ગાય;
અરધું અંગ ફરે ફૂદડી, એનું એઠું સહુ કો ખાય. (ઘંટી)

પગેં વગર સટ્ટું દૅઠે, હથ મેં અચે ન મૂર;
રમે ઝમેં તા રાત-ડીં, ડિસી થીએ દુઃખ દૂર.

(પગ વગર એ દોટો મૂકે છે. એનાં મૂળ હાથમાં આવતાં નથી. રાત-દિવસ એ રમે છે, ઝમે છે; એમને જોતાં જ દુઃખ દૂર થઈ જાય છે. -વાદળ.)

એકલથંભો બંગલો, ઊંધો ઝોલાં ખાય,
ઇન કારીગરજી કલા, અજબ અનોખી આય,
ઇ કસબી પિંઢજો કસબ, કેં કે કીં ન વતાય,
હિકડી બારી આય, બંગલે જી બેઠક ભલી.

(એક જ સ્થંભ પર બાંધેલો બંગલો ઊંધો ઝોલાં ખાય છે. એને બારી તો એક જ છે, પણ એની બેઠક મઝાની છે. એના કારીગરની કલા અજબ અનોખી છે, પણ એનો કસબ એ કોઈને શીખવતો નથી. -સુઘરીનો માળો.)

જંગલજા જોગી અસીં, જંગલમેં ઝુલેં;
લુખું લગેં તિડકા તપેં, ડુખમેં કીં ન ડુલેં;
ભાવર બેઆ ઉજી વેઆ, અસીં ખિલેં ને ખુલેં.

(અમે જંગલના જોગી છીએ, જંગલમાં ઝૂલીએ છીએ; લૂ લાગે, માથે તડકો તપે, પણ દુઃખમાં ચળતા નથી. અમારા ભાઈઓ કરમાઈ ગયા, પણ અમે તો હસતા અને ખીલતા રહ્યા. -આવળનાં ફૂલ.)

કોઈ દુહામાં મસ્તી, ખુમારી, વ્યંગ્ય, વિનોદની પણ અભિવ્યક્તિ થાય છે. પરંતુ વક્તવ્યમાં સચ્ચાઈ અને રજૂઆતમાં સચોટતા હોવાથી તે આપણને સ્મિત કરાવતાં વિચાર કરતા પણ કરી મૂકે છે :

ધિંગાને દે ધાન, પડતાને પાટું દિયે;
તારી પાસે નહિ પરધાન, તને કોણ સમજાવે, શામળા ?

પેટ તો કે પિટિયાં, તું છડ સુંજો પલો,
ભરે ભરે થકાં, પણ ઠલો જો ઠલો.

(ઓ પેટ! તારે માટે જ હું મથ્યા કરું છું. તું હવે મારો પલ્લો છોડ. તને ભરી ભરી હું થાકી ગયો; પણ તું તો ખાલી ને ખાલી જ રહ્યું.)

જ મિલે વિધાતા, ત રોડે વઢીઆં નક,
એડા લેખ કીં લિખે-આંમે ભરા અક ?

(જો મને વિધાતા મળે, તો હું તેનું નાક જ વાઢી નાંખું. આંબાની બાજુમાં આકડો – એવા લેખ તેણે કેમ લખ્યા ?)

પિપ્પર મેં પણ પાણ, નાંય, બાવરમેં બેઓ;
નિમમેં ઊ નારાણ, પોય કંઢમેં કેઓ ?

(પીપળામાં પણ પરમાત્મા છે; તો બાવળમાંય બીજો કોઈ નથી. લીમડામાં જો નારાયણ છે, તો

ખીજડામાં વળી બીજો કોણ હોય ?)

દુહામાં જીવનની બધી જ અવસ્થાઓ અને મનુજહૃદયના બધા જ ભાવો સ-રસ રૂપમાં આલેખાયાં છે. પરંતુ તેમાં કામ-પ્રેમની વિભિન્ન બાજુઓનું નિરૂપણ કરતા દુહા સંખ્યા સત્ત્વ અને વૈવિધ્યમાં સૌથી વધુ સમૃદ્ધ છે. તેમાં કવિહૃદયમાં તીવ્ર સંવેદના, રમણીય કલ્પના અને આર્દ્ર વિચારનું કલાત્મક રસાયણ થયું છે. ભાષા અને ભાવની મધુરતા અને માર્મિકતાનો તેમાં કોઈ અનોખો અનુભવ થાય છે. નીચેના દુહા-સોરઠા જુઓ—

પહેલો પહોરો રેનરો, દીવડા ઝાકમઝોળ,
પિયુ કાંટાળો કેવડો, ધણ કંકુની લોળ.
થંભ થડકે મેડી હસે, ખેલણ લગ્ગી ખાટ,
સો સજણાં મર આવિયાં, જેની જોતાં વાટ.
સિજ ઉલથો સાંજી થઈ, વડેં વિઠા કાંગ,
સુણી સાંજી બાંગ, પિરિયન થેઆ પંધમેં.

(સૂરજ આથમ્યો, સાંજ પડી, વડના વૃક્ષ પર કાગડા એકઠા થયા, સાંજની બાંગ સંભળાઈ; તે વેળાએ મારા પ્રિયતમ પંથે પડયા.)

કિત વિયાં કૈં કે ચવાં, આઇયલ સૂર મરાં,
ચિતડે કે ચોરે બેઆ, તેં કે માન મિલાં.

(હે મા, હું ક્યાં જાઉં અને કોને કહું ? દર્દની મારી હું દુઃખી છું. મારું ચિત્ત જે ચોરી ગયા છે, તેમને મળાય તો કેવું સારું ! )

મળશે કોક દિ' માનવી, દેશ-વિદેશ ગિયાં;
વો સજણ નઇ સાંપડે, જો ધરતીઢંક થિયાં.

મેકણ જેવા કચ્છી સંતના ચિંતનપ્રધાન દુહા, ખાસ કરીને મૃત્યુવિષયક દુહા, ઉત્કટ અનુભૂતિ, નવીન મર્માળી તાજગીભરી કલ્પના અને કલાત્મક અભિવ્યક્તિએ કરી, ઉત્તમ કવિતાના નમૂના સમા, હૃદયસ્પર્શી બન્યા છે. જુઓ—

મું જે મનજ્યું ગાલિયું, જેડિયું સમંધર લહરિયું;
હિકડયું પૂગ્યું તડમથે, બઈયું ઊપડિયું.

(મારા મનની વાતો તો સમુદ્રની લહરીઓ જેટલી છે; એક કિનારે પહોંચે છે, ત્યાં તો બીજી ઊપડે છે.)

ગુજારંત જ્યું ગાલિયું, વધી વડ થઇયું;
ચંગે માડુ ન પૂછિયું, મનજ્યું મનમેં રઇયું.

(અંતરમાંની વાતો બધી વધીને વડ થઈ ગઈ; પરંતુ કોઈ ભલા માણસે મને કંઈ પૂછ્યું નહિ અને મનની વાતો મનમાં જ રહી ગઈ.)

જ જનમણું ત મરણું, જ ચોરી ત ચી,
ચોરી તાં ટારઈ ટરે, ટરે ન વેરણ ચી,

(જો જન્મ છે, તો મૃત્યુ છે; ચોરી છે, તો ચિતા પણ છે. પરંતુ ચોરી તો ટાળી ટળે છે; વેરણ ચિતા કદી ટાળી ટળતી નથી.)

ઊ ભૂંગાં, ઊ ભેણિયું, ઊ ભીંતે રંગ પેઆ,
મેકણ ચેતો માડુઆ, રંગીધલ વેઆ.

(મેકણ કહે છે – માનવીઓ ચેતો ! એ જ કૂબા, એ જ હવેલીઓ અને એ જ રંગેલી ભીંતો હજી ઊભાં છે; પણ એમને રંગનાર-રંગાવનાર બધા જ જતા રહ્યા છે.)

જાં વિંયાં જીરાણમેં, ત ભાવરેં મથે ભાર,
ખિલી ન કેં ખીંકારેઓ, કેં ન કેઓ સત્કાર.

(કબ્રસ્તાનમાં ગયો; ત્યાં જોયું તો મારા ભાઈઓ ભાર નીચે દબાયેલા પડયા હતા. ન કોઈએ હસીને મને બોલાવ્યો, ન કોઈએ મારો સત્કાર કર્યો.)

જાં વિંયાં જીરાણમેં, કરિયાં સેણેં કે સડ;
મિટ્ટી ભેરા વ્યા મિલી, ન હૂંકારો ડીં હડ.

(કબ્રસ્તાનમાં જઈ મેં સજણાંને સાદ પાડયા; પરંતુ તે તો માટીમાં મળી ગયાં હતાં. તેમનાં હાડકાંએ કશો હાંકારો ના ભણ્યો.)

દુહાની કવિતા કેવી પ્રાચીન પ્રતિષ્ઠિત અને વ્યાપક પ્રચાર-પ્રસાર પામેલી છે; સંખ્યા સત્ત્વ વૈવિધ્યમાં કેવી સમૃદ્ધ છે, કેવી નિત્યનવીન તાજગીભરી આહ્‌લાદક છે – તે આ બધાં ઉદાહરણ અને તેમના વિવરણ-વિવેચન પરથી બરાબર જોઈ શકાશે, સમજી શકાશે.

---

**નોંધ** : સર્વશ્રી જીવરામ અજરામર ગોર, ઝવેરચંદ મેઘાણી, દુલેરાય કારાણી આદિ અનેક લેખકોનાં પુસ્તકો અને લેખોમાં સંગ્રહાયેલ દુહા-સોરઠાઓનો આ લેખમાં અવતરણ-ઉદાહરણ તરીકે ઉપયોગ થયો છે. લેખક તે માટે આ બધા લોકસાહિત્યકારોના ઋણી છે.

# કચ્છી દુહા

સં. દુલેરાય કારાણી

કડેં કીં, કડેં કીં, કંડે મુંધ ન વસેં મીં.
કડેં કોરી કકરો, કડેં ડોકડો ડુંગર સીં.

—કયારે કંઈ, અને કયારે કંઈ. કયારેક મોસમ માથે પણ મેહ વરસતા નથી. કયારેક કોરી કાંકરા જેવી લાગે છે, કયારેક દોકડો ડુંગર જેવડો લાગે છે.

કડેં મન માકૂડી, કડેં કેસર સીં,
હૈડો રે ન હિકડી ધાણ, રાત ન કો ડીં.

—કયારેક મન એક કીડી જેવું નિર્બળ બની જાય છે અને કયારેક સિંહ જેવું બળવાન બને છે. માનવીનું હૈયું રાત-દિવસ એકસરખું સમતોલ રહેતું નથી.

બ ડીં ખારા, બ ડીં ખટ્ટા, બ ડીં મિઠા મિઠ,
સભ સરીખા ડીંયડા, રાજા રામ ન ડિઠ.

—બે દિવસ ખારા, બે દિવસ ખાટા અને બે દિવસ ખૂબ મીઠા. બધા દિવસ એકસરખા તો રાજા રામે પણ દીઠા નથી.

ડિંઠા ડીં લંગે આ, અણડિઠેં જો ડ્રા,
કેડી પર કુંવાર સેં કંધો મૂંજો રા.

—દીઠા દિવસ તો ઓળંગી ગયા, પણ અણ-દીઠા દિવસોની ધાસ્તી છે. મારો માલિક મારા કૌમાર્ય સાથે કોણ જાણે કેવું વર્તન કરશે, કેવા દિવસો દેખાડશે?

સાહેબ તોજી સાહેબી, અજબ જેડી સૂંહ,
પન બોડીએ પાતાર મેં, પાણા તારીએં તૂં.

—ઓ માલિક! તારી સાહેબી અને તારી શાન અજબ જેવી છે. હલકાં એવાં પાંદડાંને તું પાતાળમાં ડુબાવી દે છે અને પાણાને તારે છે.

જિની તિની ન થીએં, કીરત સંધા કમ,
રાણું રત તડેં નિકરે, જડેં ચીરાજે ચમ.

—કીર્તિનાં કામો જેના- તેનાથી થઈ શકતાં નથી. જયારે ચામડું ચિરાય ત્યારે રાણો રકત બહાર આવે છે.

અસલ ન આયો અકલ મેં, કે નકલ સેં નેહ,
નકલી નેડો નકલ જો, છટકી ડીંધો છેહ.

—અસલ તત્ત્વ તો અક્કલમાં આવ્યું નહિ અને નકલથી તેં નેહ બાંધ્યો. પણ નકલનો નેહ તો નકલી હોય છે. એ તો છટકી જશે અને છેહ આપશે.

પારેવેં જી રતિયું, સર જી પાંસરીયું,
ઘાટે કસૂંબે ઘૂંટયું, સાજન જી અખિયું.

—પારેવાંની આંખો જેવી લાલ અને તીર જેવી પાંસરી, એવી મારા સાજનની આંખો છે. ઘાટા કસુંબા જેવી ઘૂંટેલી એ આંખો છે.

જ જનમણું ત મરણું, જ ચોરી તં ચી,
ચોરી તાં ટારઇ ટરે, ટરે ન વેરણ ચી.

—જન્મ છે તો મૃત્યુ છે, ચોરી છે તો ચિતા પણ છે. પણ ચોરી તો ટાળવી હોય તો ટળી શકે છે પરંતુ આ વેરણ ચી-ચિતા તો કદી ટળી શકતી નથી.

જોબન સસો, જરા કૂતી, જમ આયડી જું,
કુભેણી જા ભુંગલા, કુસલ શેંધા કીં?

જોબન સસલા જેવું છે, ચંચળ છે. તેને ઝડપી લેવા વૃદ્ધાવસ્થા રૂપી કૂતરી ટાંપીને બેઠી છે અને તેના પર જમ રાજા શિકારી જેવો તૈયાર છે. આવી પરિસ્થિતિમાં ખખડેલી ઈમારત સમાન, શરીર રૂપી આ ઝૂંપડાં કુશળ કેમ રહી શકે?

હિન સુચંગેં હથ્થડેં, હાજું કીં ન હઇયું,
કાં ગોરી ગલ બાંવડિયું, કાં વાગું ટેકઇયું.

—આ રૂપાળા હાથોએ કંઈ મોટાં કાંમ કર્યાં નથી. આ બાહુ કાં તો ગોરીને ગળે વીંટળાયા અથવા તો ઘોડાની લગામો જ ટેકવી શકયા.

વેંઝણ વડી વખરી, વેંઝણ વડી ગાલ,
સુખ થીએ સરીર કે, વણ ડોકડે માલ.

—સ્નાન એ મોટી સંપત્તિ છે, સ્નાન મોટી વાત છે. પૈસાના કશા ખર્ચ વિના એથી શરીરને સુખ-શાન્તિ પ્રાપ્ત થાય છે.

સબરેં જી સરા ન કરીઆં, આંઉં ગરીબેં ગડ,
ડુંગર પાણી ન ઠેરે, ઠેરે વિઝી ખડ.

—સબળા સાથે મને સ્નેહ નથી. હું તો ગરીબો

સાથે એકાકાર છું. ડુંગર પર પાણી ઠેરતાં નથી. એ તો ખાડામાં જ ઠરે છે.

પેટ તો કે પિટિયાં, તૂં છડ મૂંજો પલો,
ભરે ભરે થકાં, પણ ઠલો જ ઠલો.

–પેટ, હું તારા માટે જ મથામણ કરું છું. તું મારો છેડો છોડી દે! ભરી ભરીને થાકું છું પણ તું તો ઠાલો ને ઠાલો જ રહે છે.

વઠા અચેં મીંયડા, ડિઠા અચેં ચોર,
પામ્યા અચેં પરોણા, નીર્યા અચેં ઢોર.

–વરસ્યો મેહુલો ફરીને આવે, કંઈક દેખી લે તો ચોર આવે, માન–પાન પામ્યા હોય તો પરોણા આવે, નીરણ મળ્યું હોય તો ઢોર પણ આવે.

પોખા! ઉથી પોખ, વળતર વિઝેતી વલાર મેં,
થીંધી સોકા સોક, તડેં હારી છંઢીં ને હથ્થડા.

–વાવણી કરનાર ખેડૂત! તું ઊઠ, વાવણી કરવા મંડી જા! વરસાદની રસાંગ–ભીનાશ પાતાળમાં ઊતરતી જાય છે. ધરતી સુકાઈ જશે ત્યારે એ હળ હાંકનાર! તને હાથ પછાડવા પડશે.

જિતા શરાફ લડે આ, તિતા લડજ સોન,
કધર ટરીં ધો કો ન, પાડ પિતર જે પિટબેં.

–સોનાની કસોટી કરનાર શરાફ જ્યાંથી ચાલ્યા ગયા ત્યાંથી એ સુવર્ણ, તું પણ વિદાય થઈ જજે! તારી કદર કોઇ કરશે નહિ. પિત્તળના ભાવે જ તું પિટાઈશ.

નાંય સુખ સુમણ મેં, નાંય જાગણ મેં જસ,
નાંય ખેર ખિલણ મેં, નાંય રુઅણ મેં રસ.

–સૂવામાં સુખ નથી, જાગવામાં પણ જશ નથી, હસવામાં પણ સલામતી નથી, રોવામાં કંઈ રસ નથી.

વલા! વલું ન તોડજે, વલું વલેં તું વલિયું,
ડીં જો ડીએં છાંયડી, રાત ફુલેં સેં ફુલ ચું.

–ઓ વહાલા! તું વેલીઓને તોડીશ નહિ. એ તો વહાલાંથી પણ વહાલી છે. દિવસે છાંયડો આપે છે, રાતે ફૂલોથી પ્રફુલ્લ બની જાય છે.

સજણ વટે ગાલડી, બીં પાસેં જો લાભ,
અધૂરા પૂરા કરે, પૂરે ડે છા ભાસ.

–સાજન પાસે વાત કરવાથી બે બાજુનો લાભ છે. કામ અધૂરું રહ્યું હોય તો તે પૂરું કરી આપે છે. અને કામ પૂરું થયું હોય તો શાબાશી આપે છે.

સિજ ઉલથો સાંજી થઇ, પખીએ ખોડયા પખ,
કેંક માણક મેડે આ, કેંક મેડે આ કખ.

–દિવસ આથમી ગયો, સાંજ પડી ગઈ. પંખીડાંએ પાંખો ઢાળી દીધી. કોઈકે મોતી મેળવ્યાં અને કોઈએ તણખલાં જ પ્રાપ્ત કર્યાં.

ગોલેં સંધી ગોઠ ડી, કખેં સંધી ભાય,
ઉઠીં ખીર વિલોયો, ત મખણ ન કાં છાય.

–હલકા માણસ સાથે ગોઠડી અને તણખલાંની તાપણી સરખાં છે. ઊંટડીનું દૂધ વલોવવાથી, નથી માખણ નીકળતું, નથી છાશ થતી.

મૂંકે મિલે વિધાતા, ત રોડે વઢિયાં નક,
એડા લેખ કીં લિખેં, આંમેં ભરા અક.

મને વિધાતા મળી જાય તો એનું નાક જ કાપી નાખું. આંબાની બાજુમાં આકડો, એવા લેખ એણે કેમ લખ્યા?

નાંગ વેઆ નિકરી, જેં કે મથે મણી,
બ–મુઇ સંધા બચલા, રેઆ કર ખણી.

–જેના મસ્તક પર મણિ રહેતા એવા નાગ તો નીકળી ગયા. હવે તો બે મોઢાંવાળી આંધળી ચાકણ – બ–મુઈનાં બચ્ચાં ફેણ ઊંચી કરી રહ્યાં છે.

વડાયો વડે, અણ વડાયો ફોક,
ઇન જ ચમ જા જોડા, ઇન જ ચમ જી બોક.

–ચલાવીએ તો ચાલે, ન ચલાવીએ તો ન ચાલે. એ જ ચામડાના જોડા અને એ જ ચામડાની પાણી પીવાની ડોલચી.

પકડ પિંઢ જી બાંવડી, મ કર સડ બેઆ,
રેઆ પરાઇ આસ તેં, ઇ નર ઇં જ રેઆ.

–તું પોતે જ તારો હાથ પકડજે. મદદ માટે કોઈને સાદ કરીશ નહિ. જે પારકી આશા પર રહ્યા છે, તે લોકો તો એમના એમ રહી ગયા છે.

કાતી જો કહર, બ જેણાં બુજન,
હઈ તેં કે ખબર, કાં ઝલઇ જેં જાન તેં.

—કટારીના ઘાની ભયાનકતાથી બે વ્યક્તિ જ વાકેફ હોય છે. જેણે એ ઘા કર્યો તેને ખબર હોય છે, અને જેણે એ ઘા પોતાની જાન પર ઝીલ્યો તેને ખબર હોય છે.

ધરધ વડો ધરિયા ભર્યો, નાંય તરણ જો તાલ,
નિપટ નમેરી નાખવો, બેડી થઈ બેહાલ.

—દર્દનો મોટો દરિયો ભર્યો છે. તરી જવા માટે પણ કોઈ ઈલાજ નથી. નાખવો નિર્દય બની બેઠો છે, બેડલી બેહાલ બની ગઈ છે.

કૈક રાણા રમી વેઆ કૈક વેઆ નિરાસ
ધરતી બાલ કુંવારી, કેંજી ન પૂરે આસ.

—કેટલાયે રાજરાણા વૈભવ માણી ગયા, કેટલાક નિરાશ ગયા. આ બાલકુમારી ધરતી કોઈની આશા પૂર્ણ કરતી નથી.

ડિનું કિનું ન થીએ, ડિનું થીએ ઘણું,
સરેં સંધો કણું, ભેલાર્યો તીં ભલો થીએ.

—દીધેલું કદી નિષ્ફળ જતું નથી. દીધેલું તો વધતું જાય છે. બન્નીના સરમાં ઊગેલા છોડવાને જેમ ભેલાવીએ તેમ તે વધુ સારા થાય છે.

પિરિયન તો કે પસણુંજી, અખિયેં અંધર ઉઝ,
મેડા ભરેઆ માડુએં, સાજન ધારાં સુઝ.

—ઓ પ્રીતમ! તને જોવા માટે આંખો તૃષાતુર છે. માણસોથી મોટા મેળા ભર્યા છે પણ સ્નેહી વિના તો શૂન્ય જ છે.

ખેંધે ખારો, ડિસંધે કારો, વિગડે વેરી જીં,
તેં કે ખેંધે તોજા, હથડા વરેઆ કીં?

—ખાતાં ખારો-કડવો, દેખતાં કાળો, અને વેરીની માફક જે વળગી પડે એવા અફીણને ખાતાં તારા હાથ કેમ વળ્યા?

ચુક કર, ચપ મ ચોર, પૂર અખિયું, ઢક કન,
ત મૂરત અંધર મન, હેંજી મહોબત માણીએ.

—ચૂપ રહે, હોઠ પણ હલાવીશ નહિ, આંખો બંધ કર, કાન પણ ઢાંકી દે. તો જે મનમાં રહેલી મૂર્તિની મહોબ્બત તું માણી શકીશ.

ઢકે ઢકે ને ઢકી જ, નિયાંઇ ઢકજે જીં,
બાફ નિકરંધી બાર, ત ઠામ પચંધા કીં?

—કુંભાર નીંભાડાને ઢાંકે છે તેમ તું તારા અંતરને ઢાંકી રાખજે! એની બાફ બહાર નીકળશે તો ઠામ પાકશે શી રીતે?

કટર જિની જી અખ મેં પિરિયન કીં પસન?
મેલ જિની જે મનમેં, ઊ મન મનુ મેલ ડિસન.

—જેની આંખમાં કસ્તર છે તે પ્રીતમને કેમ જોઈ શકે? જેના મનમાં મેલ છે તે દરેક મનમાં મેલ દેખે છે.

ગજરે જે ધરાકેં કે, મોતી જા તૂં વતાય,
જિતે ઝવેરી પારખુ, મોતી ઉતે મટાય.

—ગાજરના ગ્રાહકોને તું મોતી બતાવીશ નહિ. જ્યાં તેના પારખનાર ઝવેરી હોય ત્યાં જ મોતી મૂલવજે!

બાપા ચોંધે પણ બઝે, હથ ધુઇ મથે છણે,
જીકારે ઝગડો કરે, ત મો-સપ પણ ફણ ખણે.

—બાપા કહેતાં પણ બાઝી પડે, હાથ ધોઈને માથે પડે અને જી જી કરતાં પણ ઝગડો કરે ત્યારે મૂએલો સાપ પણ ફેણ ઊંચી કરે.

જલ તારણુ ને કુત્તા મારણુ, અંધે જો આધાર,
કંથડા! તૂ કિત ભુલેં, હકલ જો હથિયાર?

—પાણીમાંથી પાર કરનાર, કૂતરાને મારી હઠાવનાર અને આંધળાના આધાર જેવી, હાકલ જેવી લાઠી, ઓ કંથડા, તું કયાં ભૂલી આવ્યો?

કેંકે વિખ ખારાય ને કેંકે વાય ભરાય,
જિયણુ વલો મિણી કે, પણ લજ તી મારાય.

—કોઈને વિખ ખવડાવે છે અને કોઈને કુવો પુરાવે છે. જીવન તો બધાને વહાલું છે પણ લાજ મરાવે છે.

# ગુજરાતના પરંપરાગત પ્રદેશો અને પ્રદેશ લક્ષણો અંગેના દૂહા–સોરઠા

જોરાવરસિંહ જાદવ

કામણ કર્યાં કમાલ, ખાંભી ખોડી ખળભળે;
પાણા કરે પ્રીતાળ, દૂહો અમારા દેશનો. (૧)

[બળુકી ધરતી માથે ખોડેલી ખાંભીઓને ખળભળાવી અદ્ભુત કામણ કરી પથ્થરાને પણ પ્રીતાળુ પ્રેમી બનાવનાર દૂહો તો અમારા દેશનો છે.]

## સોરઠિયો દુહો ભલો :

આશરે આઠમી સદીથી લોકજીભે રમતા આવેલા દુહાના પાંચ પ્રકાર[1] અને ૨૧ ભેદ છે. બે ચરણના દુહામાં પ્રથમ ચરણમાં ૧૩ માત્રા, બીજા ચરણમાં ૧૧ માત્રા અને અંતે લઘુ–ગુરુ આવે છે. સંપૂર્ણ કાવ્યની ક્ષમતા અને કમનીય કલાવિધાન ધરાવતા પાણીદાર મોતી જેવા દુહામાં અજબગજબની તાકાત ભરી પડી છે. તેથી જ સદ્ગત મેઘાણીભાઈએ દૃહાને ઊર્મિ–મુક્તક કહીને એને આવકારતાં લખ્યું છે કે 'દુહાની દુનિયાની તો બુદ્ધિને, કલ્પનાને અને ઊર્મિને ત્રણેને એકીસાથે પકડી લઈ ખુદ શ્વાસ જ આપણને કવિતાની સુગંધનો લેવરાવે છે. કાવ્યનું સ્ફૂર્તિદાયી પરિશીલન કરાવનાર કોઈ પણ પ્રકાર હોય તો તે દુહો જ છે. આવું મિતાક્ષરી, આવું સંક્ષિપ્ત અને સુઘટ્ટ, આવું સારગર્ભિત અને સચોટ, આવું સુગેય અને કંઠરમતું બીજું. કોઈ કાવ્યસ્વરૂપ આપણને સાંપડયું નથી, અન્ય એકેય પ્રકાર આપણા ગળામાં ઘૂંટાયો નથી, ટપકયો-ચૂયો નથી.'[2] રાજસ્થાનમાં મારવાડ અને ગુજરાતમાં કચ્છ અને સૌરાષ્ટ્ર દુહારૂપી રત્નની ખાણ ગણાય છે. તેમાંય સોરઠિયો દુહો વિશેષ વખણાય છે :

સોરઠિયો દોહો ભલો, ભલી મરવણકી બાત;
જોબન-છાઇ ધણ્ય ભલી, તારા-છાંઇ રાત. (૨)

## દુહા દ્વારા પ્રદેશદર્શન :

સને ૧૯૬૦ થી ગુજરાત રાજ્યની અલગ રચના થતાં તેના વર્તમાન નકશા પરથી પ્રાચીન પરંપરાગત વિભાગીય નામો નીકળી ગયાં હોવા છતાં એ નામો અને એની વિશિષ્ટતાઓ વર્ણવતા દુહા આજેય લોકજીભે યથાવત્ સચવાઈ રહ્યા છે. એને લોકસંસ્કૃતિની એક વિશેષતા ગણી શકાય.

ગુજરાતનો પ્રાદેશિક ઇતિહાસ અને સંસ્કૃતિ આ પ્રદેશનું ગુજરાત નામ પ્રયોજાયું તે પહેલાં ઘણાં વહેલાં શરૂ થયાં છે. 'વર્ણકસમુચ્ચય'[3]માં ગુજરાતને માટે ગુજરાતી, ગૌર્જર, ગુર્જરી વગેરે શબ્દો સાંપડે છે. ગુજરાતની સરહદો જુદા જુદા સમયે જુદી જુદી હતી એ નોંધવા લાયક હકીકત છે. સોલંકીઓના રાજ્યકાળ પહેલાં આ પ્રદેશ પશ્ચિમે 'સુરાષ્ટ્ર' અને 'કચ્છ' નામે, કયારેક ઉત્તરે 'આનર્ત્ત' નામે અને કયારેક દક્ષિણે 'લાટ' નામે જાણીતો હતો. આ પ્રદેશને માટે 'ગુજરાત' વર્તમાન નામ સોલંકી કાળમાં પ્રચલિત થયું.[4]

ભૌગોલિક કારણોસર સાંસ્કૃતિક અને આર્થિક દૃષ્ટિએ ગુજરાતને બે વિભાગોમાં વહેંચાય છે. સર્પાસિંધુની દક્ષિણે કચ્છ (પ્રાચીન આભિર) અને સૌરાષ્ટ્ર (પ્રાચીન સુરાષ્ટ્ર) તથા મરુભૂમિની દક્ષિણે ગુજરાત (આનર્ત્ત

---

૧. પૂર્ણદોહો (૨) સોરઠો (૩) તુમેરી (૪) છકેડિયો અથવા દોઢિયો (૫) કચ્છી સાખી અગર બેત.

૨. જુઓ : ચારણો ને ચારણી સાહિત્ય : પૃ. ૧૧૦, લેખક ઝવેરચંદ મેઘાણી

૩. જુઓ પાન : ૨૮ ભોગીલાલ સાંડેસરા.

૪. ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ. ગ્રંથ–૧, ઇતિહાસની પૂર્વભૂમિકા.

અને લોટ) બંને ભાગો વચ્ચે જળપ્રવાહ હતો, જે સુકાઈ જતાં કચ્છનું રણ ને ભાલ-નળકાંઠો અસ્તિત્વમાં આવ્યા. લોકજીવનની તાસીર રજૂ કરતા નીચેના દુહાઓ ગુજરાત, પંજાબ, મારવાડ, જેસલમેર, આગ્રા, બિકાનેર, અને વાગડ જેવા પંથકો અને શહેરોની લાક્ષણિક વિશિષ્ટતાઓ છતી કરે છે:

દરિયાદિલો કચ્છડો, વેપારે ગુજરાત;
મરોબત-ઘેલા માનવી, એ ધરણી સૌરાષ્ટ્ર (૩)
શિયાળે સોરઠ ભલો, ઉનાળે ગુજરાત;
વર્ષામાં વાગડ ભલો, કચ્છડો બારે માસ. (૪)
પંડિતકુ પૂરવ ભલી, જ્ઞાનીકુ પંજાબ;
મારવાડ મુર્ખકુ ભલી, ઢોંગીકુ ગુજરાત.[૫] (૫)

પૂર્વમાં પંડિતો માટેનો મિથિલદેશ–કાશી વગેરે છે. ત્યાં સંસ્કૃતની વિદ્યા ભણનારા મોટા પંડિતો છે. આથી તે સંસ્કૃતના પંડિતોનું મથક ગણાય છે. માટે પૂર્વદેશ પંડિતોને માટે ભલો કહ્યો છે. જ્ઞાની માણસો પંજાબમાં આવ-આદર ને માનપાન પામે છે. મારવાડમાં ભણતર બહુ ઓછું છે તેથી નિરક્ષર દેશને મૂર્ખ કહ્યો છે. જ્યારે ગુજરાતની પ્રજા પારેવા જેવી ભોળી છે. આથી જુદાજુદા પંથ, મત, સંપ્રદાયો, દેવદેવીઓ, માતાઓ ભૂવા ડાકલાં, ભૂતપ્રેત, પીર–પીરાણાં, દોરા-ધાગા ને વહેમોનો પાર નથી. એટલે ઢોંગી, ધૂર્ત અને કપટી માણસો લોકોની અંધશ્રદ્ધાનો ઠીકઠીક લાભ ઉઠાવે છે; તેથી ઢોંગીઓ માટે ગુજરાત દેશને ભલો કહ્યો છે. રાગદ્વેષને માટે પણ ગુજરાત જાણીતું છે એમ દુહામાં કહેવાયું છે:

અધ્યાત્મની આગરા, જારે બિકાનેર;
રાગદ્વેષ, ગુજરાતમાં, નિંદક જેસલમેર (૬)
બંટી, ચીણો ને બાજરો, જવ કોદર અન્નજાત,
નાર કઢંગી નીપજે, ઇ ધરા ગુજરાત. (૭)

## પાંચાળ પ્રદેશ

સુરેન્દ્રનગર જિલ્લામાં આવેલો થાન અને મૂળીનો વિસ્તાર 'પંચાળ'ને નામે જાણીતો છે. પંચાળ એ અત્યંત પ્રાચીન પંથક ગણાય છે. સ્કંદપુરાણ અને પદ્મપુરાણમાં પંચાળનો ઉલ્લેખ મળી આવે છે. સૂર્ય-દેવળને મધ્ય માનીને તેની પૂર્વે મૂળી–માંડવરાય, પશ્ચિમે મહીકુ, ઉત્તરે સરામાથક અને દક્ષિણમાં ચોટીલા અને આણંદપર એમ ૧૯૬ માઈલના ક્ષેત્રફળમાં આ પંથકનો વિસ્તાર હતો. આ પંથકને 'દેવકો પંચાળદેશ' પણ કહેવાય છે.

આ દેશનું નામ પંચાળ શાથી પડયું હશે તેનું અનુમાન કરતાં શ્રી મયાશંકર પંડયા નોંધે છે કે આ ભૂમિનું પંચાળ નામ કણ્વઋષિના વખતમાં બોલાતું હતું તેમ જણાય છે, 'કેમકે થાનમાહાત્મ્યના ૧૨મા અધ્યાયમાં આપેલ હકીકત મુજબ રામચંદ્રજીએ વશિષ્ટ ગુરુને પૂછ્યું: 'હે મુનિ! મેં રાવણાદિક રાક્ષસોને માર્યા અને એ પ્રસંગે અગસ્ત્ય ઋષિએ મને કહ્યું કે રાવણ વિપ્ર હતો. ત્યારે મને બ્રહ્મહત્યાનું પાતક લાગ્યું, માટે પાપનું નિવારણ શી રીતે થાય તે કૃપા કરીને બતાવો; ત્યારે અગસ્ત્ય મુનિએ કહેલું કે 'ઉત્તમ એવો દેવકો પાંચાળ દેશ છે, ત્યાં આજ્ઞાવલ્કલ્ય એટલે કે કણ્વઋષિ, ગાલવ, ઓતિથ્ય, અંગિરા, બ્રેસપતિ વગેરે ઋષિઓના આશ્રમ છે, ત્યાં જાઓ. એ જગ્યા પવિત્ર છે. એ વખતથી આ દેશ પંચાળ-દેશને નામે જાણીતો છે.

પંચાળ શબ્દની વ્યુત્પત્તિ અંગે અનુમાન કરીએ તો પંચ ઋષિ જ્યાં વસતા હોય તે પંચાળય. આમાં 'ય'નો ઘસાઇને લોપ થયો. પંચઋષિનું નિવાસસ્થાન, આશ્રમ એટલે પંચાળ. કેટલાક માને છે કે પંચાળ નામ પરથી પંચાલદેશ પડયું હશે. મૂળ પાંચાલ ઉત્તર ભારતમાં હાલ બરેલી અલીગઢ છે ત્યાં હતું. દ્રૌપદીનો પિતા તેનો રાજા હતો. શ્રી અમૃત પંડયા નોંધે છે કે 'પાંચાલ' નામ સૌરાષ્ટ્રમાં શી રીતે આવ્યું તે સમજાતું નથી. પાંચાલી (દ્રૌપદી) પાંડવોના વખતમાં થઈ ગયાં. જ્યારે રામચંદ્રજી એના પહેલાં ઘણાં વરસે થયાં. એટલે પંચાળ પરથી પાંચાલદેશ થયાની હકીકત ઝાઝી વજૂદ-લાયક જણાતી નથી. આ કંકુવરણી ધરતીના પટા-ધર પુરુષો, નમણી નારીઓ, નવરંગ તોરંગ, કિલ્લોલતા

---

૫. ગુજરાતી કહેવતસંગ્રહ, પૃ. ૧૮૮, આશારામ દલીચંદ શાહ.

મૃગ અને સારસ વખણાય છે. એના દૂહા મળે છે :

કંકુવરણી ભોમકા, સરવો સાલેમાળ
કોંડે માડુ નીપજે, ભોંય દેવકો પંચાળ. (૮)

કંકુવરણી ભોમકાં, સરવો સાલેમાળ;
નર પટાધર નીપજે, ભોંય દેવકો પંચાળ. (૯)

કંકુવરણી ભોમકા, ઝાઝાં હરમા ને લાંપાળ,
હર નીરાં હુંસલે, ભોંય દેવકો પંચાળ (૧૦)

કુકડકંધ, મૃગફદણાં. લીલા પીળા લાલ,
નવરંગ તોરંગ નીપજે, પડ જોવો પાંચાળ. (૧૧)

ઓદરથી ઉરે સરસ, નાક નેણ ને તાલ,
ચાર હાથનો ચોટલો, પડ જોવો પાંચાળ. (૧૨)

તાતા તોરિંગ મૃગફદણાં, લીલા પીળા લાલ,
ભલ વછેરાં ઉછરે, પડ જોવો પાંચાળ. (૧૩)

નદી ખળકે નિઝરણાં, મલપતાં પીએ માલ,
ગાળે કસૂંબા ગોવાળિયા, ખડ જોવો પાંચાળ.(૧૪)

ગૃઢે વસ્તર ગોરિયાં, પગ પીંડીનો તાલ,
પનઘટ ઉપર પરવરે, પડ જોવો પાંચાળ. (૧૫)

નર નારી બંને ભલાં, કદી ન આંગણ કાળ,
આવેલાને આદર કરે, ખડ જોવો પાંચાળ. (૧૬)

ઠાંગો માંડણ ઠીક છે, કદી ન આંગણ કાળ,
ચારં પગાં ચરતાં ફરે, પડ જોવો પાંચાળ. (૧૭)

આછાં પાણી વીરડે, ધરતી લાંપડિયાળ,
સર ભર્યાં સારસ લવે, પડ જોવો પાંચાળ. (૧૮)

**સોરઠ પ્રદેશ :**

સૌરાષ્ટ્રના એક વિભાગ તરીકે સોરઠ પ્રદેશ જાણીતો થતો હોવાનુ અનુમાન ઈતિહાસકારો કરે છે. કાઠિયાવાડ સર્વસંગ્રહ[૬]માં કવિ નર્મદાશંકરે નોંધ્યું છે કે 'સોરઠ દક્ષિણમાં છે. એનું ક્ષેત્રફળ ૫૨૨૦ ચોરસ માઈલ હતું. તેમાં જૂનાગઢનું મુસલમાની રાજ્ય, બાંટવાનું સંસ્થાન, ગાયકવાડી કોડીનાર પ્રાંત, ફિરંગીના દીવનો ટાપુ જેવાં ભૂતપૂર્વ રાજ્યોનો સમાવેશ થતો હતો.' આ ઉપરાંત ભાદર નદી પર આવેલો ભાદરકાંઠો, દરિયાકિનારા પર નવી બંદર અને માધવપુર એ બેની વચ્ચેનો ઘેડ નામનો નીચાણનો મુલક, એની દક્ષિણે આવેલ ઓઝત નદીના કાંઠા પરનો ઓઝત કાંઠો, કિનારા પર ચોરવાડ અને જાફરાબાદની વચ્ચેનો નાઘેર નામનો ચિચરવટો અને ગીરનો રાની અને પહાડી મુલક સોરઠમાં ગણાતો. આ સોરઠ પંથકના સંખ્યાબંધ દૂહા સાંપડે છે.

સોરઠ ધરા ન સંચર્યો. ન ચડ્યો ગઢ ગિરનાર,
વણઝારુનો બળદિયો, ગિયો જન્મારો હાર.(૧૯)

સોરઠ દેશ ન સંચર્યો, ન ચડ્યો ગઢ ગિરનાર,
ન નાહ્યો દામો-રેવતી,[૭] અફળ ગિયો અવતાર.(૨૦)

સોરઠ દેશ સોહામણો, ચંગાં નર ને નાર:
જાણે સ્વર્ગથી ઊતર્યો, દેવદેવી અણસાર. (૨૧)

સોરઠ શૂરો ન સરજીયો, ના ચડ્યો ગઢ ગિરનાર,
ના નાહ્યો ગંગા-ગોમતી એનો એળે ગયો
અવતાર. (૨૨)

સોરઠ દેશ સોહામણો, મુજને જોયાના કોડ.
રત્નાકર સાગર ધૂધવે, ત્યાં તો રાજ કરે
રણછોડ. (૨૩)

જ્યાં મીઠાં આંબા-આંબલી, મીઠાં દાડમ દ્રાક્ષ.
ગરવાગઢ સોહામણા, કામણગારી નાર. (૨૪)

સરવો સોરઠ[૮] દેશ,(જ્યાં)સાવઝડાં સેંજળ પીએ,
બાળુ પાટણ દેશ, (જ્યાં) પાણી વણ પોરા
મરે. (૨૫)

સાખ પડે બેડો, શેરડી, કાઠા ઘઉં કરઠ
રેંટ ખટૂકે વાડીએ, ભોંય ધરા સરઠ. (૨૬)

---

દુહો ૧૪-૧૫-૧૬-૧૭ જુઓ ઊર્મિ-નવરચના પૃ. ૧૫૦ જૂન ૧૯૭૫. ૬. જુઓ પાન ૫.

૭. જૂનાગઢના તીર્થસ્થળે આવેલ કુંડો છે. ૮. હરિપ્રસાદ શાસ્ત્રીએ નોંધ્યું છે કે અનુગૌત્રક કાળમાં સૌરાષ્ટ્ર રૂપ વ્યાપક થતું જતું હતું. સુરાષ્ટ્રની જેમ સુરાષ્ટ્રા શબ્દ સૌરાષ્ટ્રના સમગ્ર દ્વીપકલ્પ માટે વપરાતો હતો. કદાચ એના એક વિભાગ માટે એ રૂપ વપરાતું હોય અને તેમાંથી સોરઠ શબ્દ આવ્યો હોય તેવી સંભાવના ખરી.

સરવો સોરઠ દેશ ને ગઢ જૂનો ગિરનાર;
ખળખળ નીર છાઈ સકળ તરવર ભાર અઢાર.(૨૭)

આંબા વન ને આંબલી, મીઠા જરૂર મલાર,
હરિયાળી ભરી ભોમકા, ને રઢિયાળો ગિરનાર. (૨૮)

સોરઠ પાક્યો આંબલો, સૂડલો રહ્યો લોભાઈ;
ચંચ તો પસારી પીયાં કરે, રાજરંગ ભીનો ક્યાં જાઈ. (૨૯)

### હાલાર પંથક :

હાલાર એ સૌરાષ્ટ્રનો પ્રાચીન પંથક છે. ઓખા-મંડળની પૂર્વે કચ્છના અખાતને કાંઠે કાંઠે વાંકાનેર પાસે દેખાતી પર્વતમાળા સુધી તથા બરડાના ડુંગરો સુધી દક્ષિણમાં પથરાયેલો દેશ 'હાલાર' કહેવાય છે. પોતાના વડવા કચ્છના જામ હાલાજીનું (ઈ.સ. ૧૦૫૦) નામ કાયમ રાખવા જામ રાવલે (ઈ.સ. ૧૫૧૯–૬૨) આ પ્રદેશનું નામ 'હાલાવાડ' પાડ્યું, જે પાછળથી હાલારને નામે પ્રચલિત થયું.[૯] જામનગર, ખંભાળિયા, જોડિયા, રાજકોટ, ગોંડળ વગેરે હાલાર પ્રદેશમાં ગણાતાં. લોકસાહિત્યમાં એને લગતા દૂહા છૂટાછવાયા સાંપડે છે :

નદી ખળુ કે નીર વહે, મોર કરે મલાર;
જ્યાં સાતે રસ નીપજે, ભોંય ધરા હાલાર.(૩૦)

જરિયો જંગલમાં વસે, ઘોડાનો દાતાર;
રૂઠયો રાવળ જામને, હાંકી દીધો હાલાર. (૩૧)

લાગઠ પાણી, લાંબખડ, ડુંગે ડુંગે ધાર;
હથ ટૂંકા હરમત નહીં, હેમાળો હાલાર. (૩૨)

એ જ દાનવીર અને હિમાલય જેવા હાલાર પંથક પર કો'ક મારવાડી કવિએ દૂહા દ્વારા મહેણાનો ઘા પણ માર્યો છેઃ

જૂની જાર રો ઢેબરો, માથે કળથી રો વઘાર,
ઊભો ઊભો ધાર દ્યે બૂડે દેશ હાલાર. (૩૩)

### બારાડી પંથક :

હાલારની દક્ષિણે બરડા પર્વતનો વિસ્તાર છે. તેને 'બારાડી'ને નામે ઓળખવામાં આવે છે. પોર બંદર અને એના દરિયાકાંઠો પણ એમાં આવી જાય છે જૂના વખતમાં એનું ક્ષેત્રફળ ૫૦૦ ચોરસ માઈલ હતું.[૧૦] એ પ્રદેશ જૂના કાળમાં જેઠવા રજપૂતોના તાબામાં હતો. ત્યારબાદ એ સોરઠમાં ભેળવી દેવાયો એની ગાયો ભેંસો અને જુવાન નર-નારીઓ વખાણમાં છે

ભાદરકાંઠાની ભેંસ ભલી, વેણુ વખાણું ગાય
કાઠિયાવાડની કામની, બરડાયંગો જુવાન. (૩૪

વસતી જ્યાં બહુ મેરની, નારી પાતળ પેટ
ઘી પથ્થર વખાણમાં, ભોંય બરડો બેટ. (૩૫

કાઠિયાણો કેડય પાતળી, હલકે માથે હેલ્ય
બરડાહદી બજારમાં, ઢળકતી આવે ઢેલ્ય. (૩૬)

શિયાળે ભલો માળવો, ઉનાળે ગુજરાત
ચોમાસે સોરઠ ભલો, બરડો બારે માસ. (૩૭

### ઝરેમરિયો ઝાલાવાડ :

કાઠિયાવાડ સર્વસંગ્રહમાં ઝાલાવાડ પંથકનું ક્ષેત્રફળ ૪૩૯૨ ચોરસ માઈલ દર્શાવ્યું છે. એનાં ઘણ ખરાં સંસ્થાનોના રાજાઓ ઝાલા રજપૂતો હતા તેથ એનું નામ ઝાલાવાડ પડ્યું છે. ઝાલાવાડના ઘણા પેટ વિભાગો છે. ધ્રાંગધ્રા, વાંકાનેર, લીંમડી, વઢવાણ, લખ તર, ચીંઝુવાડા અને પાટડી એના ભાગ ગણાતા. રણને કાંઠે બજાણા સુધી ઝાલાવાડ ફેલાયેલું છે. એના પૂર્વ-ભાગની કંઠાળ પટ્ટી 'જતવાડ'ના નામે જાણીતી હતી. ત્યાંના માનવીની વાણી અને પાણીની એક કહેવત છે

લોટમાં કાંકરી ને ભાંભળાં પાણી,
આખાબોલા માનવી, ઇ ઝાલાની એંધાણી. (૩૮

ઝાલાવાડી નારીઓની ઓળખ આપતી બીજી એક કહેવત આ પંથકને માટે જાણીતી છે :

કંકુવરણાં લૂગડાં, ધોવા લઈ જાય પાણો;
પવાલા જેવડાં ચૂટલાં, એ ઝાલાવાડી જાણો.(૩૯)

આ પ્રદેશની વિશિષ્ટતાઓ વતાડતા દૂહા પણ મળે છે :

---

૯. જુઓ યદુવંશપ્રકાશ, પ્રથમ ખંડ, પૃ. ૯૨ લેખકઃ માવદાનજી રત્નુ.

૧૦. જુઓ કાઠિયાવાડ સર્વસંગ્રહ, પૃ. ૫. લે નર્મદા-શંકર કવિ.

ઝાઝાં ઝાળાં ઝાંખરાં, આળિયારો દેશ;
લોંમાં ભાલાં નીપજે, જોયો ઝાલા દેશ. (૪૦)

પાટણ આંબો વાવિયો, ઊગ્યો અમદાવાદ,
ફાલ્યો ફૂલ્યો માળવે, ને વેડ્યો ઝાલાવાડ. (૪૧)

## ફોરમી કાઠિયાવાડ :

પ્રાચીન સૌરાષ્ટ્ર ઝાલાવાડ, મચ્છુકાંઠો, હાલાર, ઓખામંડળ, બરડો, સોરઠ, બાબરિયાવાડ, ગોહિલવાડ, ઉન્દસરવૈયા અને કાઠિયાવાડ એમ દસ ભાગમાં વહેંચાયેલો હતો. જે પ્રદેશમાં કાઠી લોકો વસ્યા હતા તે પ્રદેશ કાઠિયાવાડને નામે ઓળખાતો. એનું ક્ષેત્રફળ ૪૦૦૦ ચોરસ માઈલ ગણાતું. નૈઋત્ય ભાગમાં વાળા કાઠીનું જેતપુર સંસ્થાન અને બાકીના ભાગમાં ખારોપાટ; કુંડલા અને દેસાઈઓના વસાવડ પરગણાં હતાં. સંને ૧૮૮૨માં દુષ્કાળ પડ્યો ત્યારે જૂનાગઢના નવાબે તથા કાઠી ગરાસિયાઓએ આ મુલક ગાયકવાડને આપતા પ્રાચીન કાઠિયાવાડ સોરઠ સાથે ભેળવી દેવાયું હતું. આ કાઠિયાવાડની કામિની, મોજડી, પાઘડી અને મહેમાનગતિ વખણાતી એટલે જ કહેવાયું છે : -

પાતળી પહેરે મોજડી, ચાલે ચટકતી ચાલ;
વાંકી બાંધે પાઘડી, ભલો ઈ કાઠિયાવાડ. (૪૨)

અમારા કાઠિયાવાડમાં કો'ક દિ'તું ભૂલો પડયને ભગવાન,
તું થાને મારો મે'માન, તને સરગ ભુલાવી દઉં શામળા. (૪૩)

રેશમ જેવી ઘોડિયું રાંગમાં શોભે,
ચરખાનો ચાંપરાજ;
જેની નાડી ધોતાં નર નીપજે,
ઈ મુલક કાઠિયાવાડ. (૪૪)

વાવણી વખતે ચારણીને, દેપાળદે છોડાવી તે વાર;
નવરંગ મોતી નિપજાવ્યાં,
ઈ મુલક કાઠિયાવાડ. (૪૫)

ઢોલરે રથ શણગારિયાં,
(અને) ફરી આણલને તિયાર;
દીધી દેવરાને પરણેતર નાર,
ઈ મુલક કાઠિયાવાડ. (૪૬)

શેણીએ પાથર્યો પ્રાણ, વહાલા વેજાણંદને કારણે;
જેણે ગાળ્યાં હેમાળે હાડ, ઈ મુલક કાઠિયાવાડ. (૪૭)

## ભાતીગળ ભોમકા ભાલ :

ખંભાતનો કંઠાળ ભાગ 'ભાલબારું' કહેવાય છે. ભાલ, કનેર, નળકાંઠો ને કાઠિયાવાડના સીમાડા સામસામે ભેટતા, ગુજરાતમાં સૌરાષ્ટ્રનો ઘેડ પ્રદેશ અને ભાલનો પ્રદેશ સમુદ્રમાંથી બહાર આવેલો પ્રદેશ છે, જેની ઉપર મીઠો કાંપ જામી જવાથી ખેતી થઈ શકે છે. પરંતુ થોડા ફૂટ નીચે જ સમુદ્રના તળિયાની ખારી ધરતી અને ખારાં પાણી છે. એ ભાલમાં ઉનાળે ખૂબ ધૂળ ઊડે છે. ત્યાં ઝાડ કે વનરાજિ બહુ ઓછી હોવાથી કહેવાય છે કે 'કપાળમાં ઊગે વાળ તો ભાલમાં ઊગે ઝાડ.' આવા અનેક અવગુણ હોવા છતાં ભાલના કાઠા-ઘઉં દેશભરમાં વખણાય છે. એની એક ઉક્તિ છે :

નહીં છાશ, છમકો ને છાંયડો
એવા કેતાક અવગુણ કહું ?
પણ ભૂંડામાં ભલું એટલું કે
ભાલ નીપજે ઘઉં. (૪૮)

એટલે જ ત્યાંના માનવીને પોતાનો એ મુલક હંમેશાં ગમે છે, એટલે કે કહે છે કે :

ધૂળ ગામ ધોલેરા ને બંદરગામ બારાં;
કાઠા ઘઉંની રોટલી ને પાણી પીવાં ખારાં.
તોય ધોલેરા સારા ભાઈ સારા...

ભાલની ધરતી સુંવાળા લોકો માટે અને સુંવાળી દીકરિયું માટે નકામી છે. ત્યાંનું જીવન કઠણ ગણાય છે, એટલે તો દુહામાં કીધું છે કે :

સાસ, સમ'પો ન છાંયડો, સૂવાનું બહુ સાલ;
સગું ન કરજો સુકવિ, એ ભૂંડી ધરતી ભાલ. (૪૯)

. એમ છતાંય ભાલની ધરતીની ભેંસો વખણાય છે. ૧૦૧ નવચાંદરી ભેંસો લેવા વિજાણંદ ભાલમાં

---

૪૪, ૪૫, ૪૬, ૪૭ સોરઠાના, રચયિતા છે કવિ શામજીભાઈ અ. જેઠવા.

જ ગયો હતો ને! ભાલ એ ભગરિયું ભેંસોની ભૂમિ ગણાય છે :

ભાલ ભલેરી ભેંસ, દૂધ ભરેલી દાથરી;[11]
ઘઉંની ઘાટી ઘેંસ, શેડકઢે શિરાવતા. (૫૦)

ભાલની રસાળ ધરતી પર અઢળક ઘઉં અને પાણીદાર અશ્વો પણ પાકે છે :

ભલ ઘોડા ભલ માનવી, ભલ ગુજરાતે ભાલ;
કાઠી ધરા કાઠિયાવાડની, ભાલ ધરા રસાળ. (૫૧)

## મચ્છુકાંઠો :

હાલારની પૂર્વમાં વાંકાનેર અને મોરબીવાળી મચ્છુ નદીનો પ્રદેશ 'મચ્છુકાંઠો' કહેવાય છે. એનું ક્ષેત્રફળ ૭૮૦ ચોરસ માઈલનું ગણાતું. તેમાં મોરબી ને માળિયા જાડેજા રાજપૂતોનાં સંસ્થાનો હતાં. આ પ્રદેશને પાછળથી હાલારની સાથે જોડી દેવામાં આવ્યો, એનો એક સરસ મજાનો દૂહો શ્રી જયમલ્લભાઈ પરમારે જૂન '૭૫ના' 'ઊર્મિ'ના અંકમાં છે ને તેનો અર્થ આપ્યો છે."

મચ્છુકાંઠો ને મોરબી વચમાં વાંકાનેર;
ચંગા માડુ નીપજે, પાણી હુંદો ફેર. (૫૨)

(માંડવ ધારની ગાળીઓમાંથી ગળતું પાણી ભારે ગણાય છે. દેહ વજ્જર જેવા પણ હૈયાં પાણી જેવા મુલાયમ. સૌરાષ્ટ્રમાં જેનો જોટો ન જડે એવા ખડ વડે માલઢોરને અમીની શેડયું આપતી 'મચ્છુ' માલધારીઓની માતા ગણાય છે. મચ્છુકાંઠાના અઢારેય વરણના વસવાટીઓ પટાધર પાકે છે. એવું એના પાણીનું મહાત્મ્ય છે. માનવીઓના અમુક સ્વભાવ એનાં પાણી, પરિસ્થિતિ ને પ્રાદેશિકતાને કારણે ઘડાય છે.

## નમણો નાઘેર પ્રદેશ :

બારાડી પંથકની દક્ષિણપૂર્વે દરિયાકાંઠે માધવપુરથી કોડિનારનો સાગરકાંઠો 'નાઘેર' કહેવાય છે. સૌરાષ્ટ્રનો એ સૌથી વધુ ફળદ્રુપ પ્રદેશ ગણાય છે. ત્યાંની ઘણી ચીજો વખણાય છે. એક જ દુહામાં આખી વાત લોકકવિએ સમજાવી દીધી છે :

વાજા ઠાકોર અંબવન, નાર પદમણી ઘેર;
રેંટ ખટૂકે વાડીએ, ભોંય લીલી નાઘેર. (૫૩)

જ્યાં વાજા, રાજપૂત, ઠાકોરોની વસતી છે. જેના આંબાવાડિયાં જોવા જેવાં છે. ઘેર ઘેર પદમણી નારીઓ છે. વાડીએ વાડીએ રેંટ ખટૂકે છે. એવી હરિયાળી નાઘેરની ભૂમિ કાઠિયાવાડનું કાશ્મીર ગણાય છે. આજે તો રેંટ રહ્યા નથી. વાડીઓ પર વીજળીની મોટરો ફરી રહી છે.

## ઓખામંડળ:

ઓખામંડળનો પ્રાચીન ઉલ્લેખ વર્ણકસમુચ્ચયમાંથી મળે છે. ડૉ. ભોગીલાલ સાંડેસરા નોંધે છે કે ઉખામંડળ અથવા ઉમામંડળ એ સૌરાષ્ટ્રના વાયવ્ય ખૂણા પરનું ઓખામંડળ છે. કાઠિયાવાડ સર્વસંગ્રહમાં જણાવાયું છે કે ઓખામંડળ એ દ્વિપકલ્પના છેક પશ્ચિમ છેડા ઉપર છે. એનું ક્ષેત્રફળ ૩૦૦ ચોરસ માઈલ છે. તળ કાઠિયાવાડ અને ઓખામંડળ વચ્ચે નીચી ખારાશવાળી જમીન છે. તેને પણ રણ કહે છે. ઓખામંડળ એ જૂના વખતમાં ગાયકવાડના તાબાનો પ્રદેશ ગણાતો. એ પ્રદેશની લાક્ષણિકતા વર્ણવતા બે દૂહા મળે છે.

ઊંટકડો ને આંબલી, ઓખો મેળો એહ;
હડકો નવે દ્વારકાનાથ, નચે જડચો દેહ. (૫૪)

ખડકાળ ને પથરાળ કાયાવાળો, લાલપીળી પામરી ઓઢેલ, ઓખો, કટારા, બાવળિયા, અરણી, કરમદા, આંબલી અને ઊંટકડાના પુષ્પ અલંકારની માળા ગળે ધારણ કરી કંઈ કંઈ કાળથી પુરાણો અને તવારિખોને જનમ દેતો મનખાવતારમાં દેખવા જેવો તો ખરો જ.

સૌરાષ્ટ્રની પશ્ચિમે આવેલ 'ઓખામંડળ' જે અગાઉ બેટ હતું. દ્વારકા ઓખામંડળમાં આવેલું છે. આ નામ ક્યારે મડ્યું હશે તે જાણી શકાતું નથી. પુરાણોમાં આ નામ મળતું નથી. ઓખામંડળમાં કચ્છી બોલી પણ બોલાય છે. રણછોડરાયનો દ્વારકામાં વાસ હોવાથી તે તીર્થધામ જોવા જેવું ગણાય છે

૧૧. તાંસળી જેવું માટીનું પહોળું વાસણ.

પરમારે જૂન ૭૫ ના ઊર્મિના અંકમાં નોંધ્યો છે અને તેનો અર્થ આપ્યો છે :

બાકી તો:

આંક અરિઠા આમલી, ઓખા મેળો એહ;
એક નહોત શ્રીનાથજી તો દીઠા જેવો દેહ (૫૫)

## કામણગારો કચ્છડો

કચ્છને વિશે લોકવાર્તામાં કહેવાય છે કે :

ચૌદ ચાળો કચ્છ, નવ લખો હાલાર;
સાત હજાર ગુજરાત, બાણુંલાખ માળવો.'

ગુજરાતના ઉત્તર પશ્ચિમ ભાગે કચ્છ આવેલું છે. આ પ્રદેશ કાંઠા પાસેનો ભીની અને પોચી જમીનવાળો હોવાથી એનું નામ કચ્છ પડયું છે. કચ્છનો અર્થ કિનારો થાય છે. અમરકોશમાં જણાવ્યું છે કે જલપ્રાયમનૂપં સ્યત્ પુંસિ કચ્છસ્તંથાવિધઃ કચ્છની મુખ્ય ભૂમિમાં ભૂજ તાલુકાની ઉત્તરે બન્ની અને ખાવડાનો બનેલો પચ્છમ પ્રદેશ આવેલો છે.

## કામણુગારો કચ્છડો :

શ્રી અમૃત પંડયા નોંધે છે કે કચ્છ એ પ્રાચીન કાળમાં આભિરદેશને નામે ઓળખાતું. મહાભારતકાળ પૂર્વે જ એમાં આભિર નામે આર્ય પશુપાલક લોકો આવી વસ્યા હતા. કચ્છ નામ ઈસવી સનની બીજી શતાબ્દીથી મળે છે. એનો અર્થ ભેજવાળી ભૂમિ એવો થાય છે, જેની નોંધ પાણિનિના ગ્રંથોમાં ઉપલબ્ધ થાય છે. ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ મોગલ જમાના સુધી એકબીજાથી અલગ હતાં. સિંધનો એક ફાંટો નળસરોવરમાં થઈને ખંભાતના અખાતમાં વહેતો હતો. આથી કચ્છ અને સૌરાષ્ટ્ર બંને ટાપુ હતા. આ ફાંટાના અવશેષરૂપે માત્ર નળસરોવર જ રહેવા પામ્યું છે.

આ પ્રદેશનું નામ કચ્છ કેવી રીતે પડયું હશે તેનું અનુમાન કરતાં શ્રી ગિરિજાશંકર વ્યાસ[૧૨] નોંધે છે કે કચ્છ ભૂમિ એ અતિ પુણ્યશાળી તપોભૂમિ છે. આ અંગે ભાગવતમાં પૂરતા નિર્દેશો મળે છે. નારાયણસરોવરનું પવિત્ર અને અતિ ઉત્તમ તપમય સ્થાન છે. કશ્યપઋષિનો આશ્રમ અહીં હતો. કશ્યપઋષિએ આ ભૂમિને પોતાની કર્મભૂમિ તથા તપોભૂમિ બનાવી હતી. તેથી કશ્યપદેશને તે સમયે કશ્યપભૂમિ કે કશ્યપપ્રદેશ તરીકે ઓળખવા લાગ્યા હશે. કશ્યપ પરથી કચ્યપ અને તેમાંથી કચ્છ થયું હોવાનો સંભવ છે. બીજું અનુમાન એવું છે કે સમુદ્રમંથન વખતે ભગવાને કચ્છપનું રૂપ ધરી સમુદ્રમાં રહી પૃથ્વીને આધાર આપ્યો હતો. જે સમુદ્રમાં આ મંથન થયું તે સિંધુ સમુદ્રનો પટ એટલે કે કચ્છની ધરતી જ હતી. આ કચ્છપ પરથી એ સ્થળ કચ્છ નામે ઓળખાયું હોય.

એક લોકકહેવતમાં કચ્છી ઢગાનો ઉલ્લેખ આવે છે :

મારવાડની મઉ ને કચ્છનો ઢગો,
જેવી ગામડાની ઓળખાણ એવો શહેરનો સગો.

આ ડોલરિયા કચ્છદેશ વિશે અસંખ્ય દુહાઓ મળે છે :

ભલ ઘોડા કાઠી ભલા, એતી ઠક પહેરવેશ
રાજા જાદવ વંશરા, ડોલરિયો કચ્છદેશ (૫૬)

તળ ઊંડા જળ છીછરાં, કામન લંબે કેશ,
નર પટાધર નીપજે, કોડીલો કચ્છ દેશ (૫૭)

વંકા કુંવર વિકટ ભડ, વંકા વાડીય વચ્છ,
વંકા કુંવરે તડેં થીએં, જ પીએં પાણી કચ્છ.(૫૮

વંકા, અટંકા કુમારો, બાળુકા વાડીના ગોધલા અને રણબંકા કુમારો કચ્છનું પાણી પીએ તો જ થાય.

કચ્છડો ખેલે ખલકમેં, જીં મહાસાગર મચ્છ,
જીત હીકડો કચ્છી વસે, ઉતેં ડીયાણી કચ્છ.(૫૯)

મગરમચ્છ જેમ મહાસાગરના લ્હેરાતા જળમાં રમે છે એમ કચ્છી આખી દુનિયામાં ઘૂમી વળે છે. જ્યાં એક કચ્છી વસે છે ત્યાં સદાય કચ્છ જ કચ્છ છે.

કારા ડુંગર કચ્છની, ઘોરા ધણુ ચરેં,
સિજ ઉલથે સામાં અચેં ડિસંધે દુઃખ ટરે (૬૦)

૧૨. જુઓ : કચ્છનામ કેમ પડયું ? 'વીણેલાં મોતી', પૃ. ૧૪, ફેબ્રુઆરી ૧૯૬૮

કચ્છના કાળા ડુંગરાઓને માથે ગાયોનાં ધોળાં ધણ આનંદથી બાંબરડાં નાખતાં ચરે છે. સંધ્યાટાણે સામાં આવતાં ગાયોના ધણનાં દર્શન કરવાથી સઘળાં દુઃખ દૂર થઈ જાય છે.

કચ્છમાં નાગણ નીપજે, નગરે નીપજે નાગ;
સાંતલપર સિક્કા પડે, ભૂજમાં માગે ભાગ. (૯૧)

નગરે નાગણ નીપજે, નાગ કદી નવ હોય;
ભૂજવાળા ભોરિંગથી કદી ન પહોંચે કોઇ.(૯૨)

ઝારો ડુંગર કચ્છમાં આશાવરી ખેંગાર,
સોમે દેખ્યા કચ્છમાં, રતન પદારથ ચાર. (૯૩)

કચ્છના અગ્નિકોણમાં મેઆણી પંથકની પૂર્વે ભચાઉથી શરૂ થતાં વાગડ પ્રસરેલું છે. ત્યાંના માણુસો-ની રહેણીકરણીની વાત પણ દૂહો દઈ જાય છે;

દાઢીએ ઝાઝા કાતરા, કાખે ઝાઝા કેશ;
ચૂંથ્યાં પીંખ્યાં લૂગડાં, કુડે વાગડ દેશ. (૯૪)

કચ્છના મોટા રણના કિનારે પ્રાથડ, પરછમ અને ખડીર આવેલાં છે. ખડીર પંથકની વિશેષતા આ દુહામાં વણાઈ છે :

ખાસા માલ ખડીરની, બાજર, બાકર, બોર,
કૂડ, ધૂડ કંથકોટની, ઠાકર ચાકર ચોર. (૯૫)

ખડીરનો બાજરો, બકરાં ને બોર, કંથકોટનાં કૂડ-કપટ, ઠાકર, ચાકર-ચોર બધાય વખણાય છે.

## વઢિયાર પંથક :

કચ્છની યાત્રા કરીને ઉત્તર ગુજરાત તરફ વળીએ તો 'જતવાડા'ની દક્ષિણે રણને કાંઠે કાંઠે બહુ-ચરાજી સુધી 'વઢિયાર' (પ્રાચીન વૃદ્ધિપથક) પથરાયેલું છે. વઢિયારી ભેંસો ને વાછડા વખણાય છે. પ્રાચીન પ્રબંધોમાં આ પંથક 'વડીયાર'ને નામે ઉલ્લેખ પામ્યો છે 'પ્રબંધ-ચિંતામણિ'માં વનરાજનું ચરિત્ર આપતા પંચાસર ગામને વઢિયાર નામક દેશમાં ગણ-વામાં આવ્યું છે. પુરાતન પ્રબંધ સંગ્રહમાં એ જ કથાનક ઉતારી દેશનામ વડિયાર કહ્યું છે. એનો એક દૂહો છે :

દલ ધીંગા ધીંગી ધરા, હથ ધીંગાં હથિયાર;
નર માઢુડા નીપજે, દેહ ધીંગો વઢિયાર. (૯૬)

## દંડાહી પ્રદેશ:

'પાટણવાડા'ની પૂર્વે માણસા, પેથાપુર, વીજાપુર વગેરે સાબરમતીને સ્પર્શતો વિસ્તાર દંડાહી કહેવાય છે.

ઉત્તર ગુજરાતનો આ પુરાતન પ્રદેશ છે. ત્રિભુવનપાલના ઈ. સ. ૧૨૪૩ ના દાનશાસનમાં 'દંડાહી વિષય' નો નિર્દેશ છે. ઉત્તરે છેક ઊંઝા સુધી તેની સીમા હોવાનું એ દાનશાસનથી સમજાય છે. 'પ્રબંધચિંતામણિ'માં બતાવેલો 'દંડાહી દેશ' તે આ જ છે એમ ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસમાં નોંધાયું છે. લોકજીભે રમતા આ દંઢાવ્ય પ્રદેશ વિશે કોઈ કવિએ નિસાસો નાખતાં કહ્યું છે :

નઈ ડુધા નેઈ ડાયરા, નઈ બપોરા બેસ,
દંઢાવ્ય તારું દાટયું રહેજો, ત્રણે ટાણાં ઘેંસ
ઘેંસ ને ઘેંસ. (૯૭)

## કાંટાળો-કાંકરેજ પંથક:

ઉત્તર ગુજરાતનો કાંકરેજ પંથક ઉત્તમ ઓલાદની ગાયો માટે જાણીતો છે. એની સુંદરીઓ, બળદો અને ઘોડલાને પણ કોઈ કવિએ દૂહા દ્વારા રંગ દીધા છેઃ

નર બંકા ધણ્ય સુંદરી, ધીંગા ધોરી, ધેન,
કાંકરેજી રા ઘોડલા વામે ના'વે કે'ણ. (૯૮)

ઝાઝા બાવળ બોરડી, ઝાઝા કેર. કથીર;
પણ મરદાહંદી ભોમકા, કાંટાળો કાંકરેજ. (૯૯)

## થાગધરી:

આ પ્રદેશ પણ ઉત્તર ગુજરાતમાં આવેલો છે. ત્યાંની નારીનું વર્ણન આ દુહામાં દર્શાવ્યું છે :

ગાગરપેટી ને ટૂચકલી,[૧૩] ખીચ[૧૪] અલૂણો ખાય,
નાર હેડંબા નીપજે, એ વાવ થળાધરી વાવ. (૭૦)

૧૩. ટૂંકા ડગલાં દેવાવાળી, ૧૪. ખીચડી

### મેવાસ પ્રદેશ :

ઓરસંગ નદીની પૂર્વ દિશાએ નર્મદાને ઉત્તર કાંઠે સંખેડા-મેવાસ પ્રદેશ આવેલો છે. મહીવાસીઓ એટલે મેવાસીઓને નામે પણ કેટલાક વિસ્તારો જાણીતા બન્યા છે. આ મેવાસ પ્રદેશને માટેનો એક દુહો મળે છેઃ
નહીં જ્યાં બ્રાહ્મણ વાણિયા, ધમકે ઘેર મેવાસ;
ખેલમાં ખાંડાં ખડખડે, કુણ જીવ્યારી આશ?(૭૧)

### દૂહામાં દૃષ્ટિગોચર થતું લોકસંસ્કૃતિનું દર્શન :

લોકસાહિત્યના ફૂલબગીચામાં મ્હેકી રહેલા ભાતીગળ દૂહા-સોરઠાની તો દુનિયા જ નિરાળી છે. તેમાં ગુજરાતનાં પરંપરાગત વિભાગીય નામો, એનાં પ્રદેશલક્ષણો, એ ધીંગી ધરતીની વૃક્ષ વનરાજિ ને વેલીઓ, અઢારભાર વનસ્પતિ, એના ડુંગરા, ફૂલવાડિયું, નદિયું, સરોવરો, રસાળ ધરતીનું ઋતુસૌંદર્ય, પાકતાં ધનધાન્ય અને પટાધર પુરુષો, શીલસૌંદર્યથી શોભતી પદમણી નારીઓ, એમનાં વસ્ત્રાલંકારો, હથિયારો, રીતરિવાજો, માન્યતાઓ, દેવદેવલાંઓ અને દેવસ્થાનો, ખેતીવાડી, પરાક્રમી પશુઓ, ત્યાંની વખણાતી વસ્તુઓ, એ મુલકના માનવીની ભક્તિ, શક્તિ, સૌંદર્ય, નેક, ટેક, દાતારી, વીરતા ને દેગતેગની વાતો, ઉમદા આતિથ્ય-સત્કાર, પ્રદેશનાં ને માનવીનાં લક્ષણોઅપલક્ષણો પર દૂહા અને સોરઠાએ સુંદર પ્રકાશ પાડયો છે. લોકસંસ્કૃતિને સમજવા મથનારે એનો ઊંડો અભ્યાસ કરવો જોઈએ.

---

# દુહામાં ઘોડાં

સં. રાજુ દવે

અજમલિયો અલંગે લાગો લાખાહર ધણી;
દંતૂશળ પગ દઇ, અંબાડી હણિયા અસર-૧
નેરે ત્રિયા ને કરલિયો પંચોર્યો કેકાણ;
વર પચીવીસે વળુંભિયો, એ પરખ પરમાણ-૨
મોતી ભાંગ્યું વીંધતા, મનડું વેણ કવેણ;
તૂરી ભાંગ્યો ટેપાવતાં, સાંધો ન લિયે શેણ.-૩
છત્રપતિ ચૂકી ગયો, ચોરાશી રાશામા;
ખોડીદાસને ખેંગ નહીં, ને ગેડીદાસને ગામ-૪
ચંચળ અપચળ ચમકવો, ઘણ આહાર ઘણ રોષ;
એ તૂરંગાં પાંચ ગુણ, પાંચે તરિયા દોષ.-૫
પાતળ પેરણ ભલ ચડણ, ભોમ ત્રિયા જરભલ્લ;
લાલચ કર્યે ન લિજિયે, લખ્યા વિધિએ લલ્લ.-૬
ઘોડા તુજમેં તીન ગુણ, અવગુણ પણ ભરપૂર;
છેટેથી ભેળાં કરે, પાછા લઇ જા દૂરમ દૂર.-૭
ભલ ઘોડા વલ વંકડા, હલ બાંધવાં હથિયાર.
ઝાઝા ઘોડામાં ઝીંકવાં, મરવું એક જ વાર,-૮
ઘોડો ઘોડાને ઘાટ, અસવારે ઊણો નહીં;
જેનું ભલું ભરે અંકાશ, મીટે ભાગ્યો માંગડો.-૯
ઘોડાંને ઘી પાને, કામન કર ગ્રહીએ નહીં;
ચમક દી ચડયે, પારકાં પોતાનાં કરે. -૧૦
અગન બટુકાં વા ભરૂખા, ઘોડાંની મોર જાય;
કામન કહે સુણ કંથડા,
હરણ્યાંને ઘી કોણ પાય ? - ૧૧
અગન બટુકાં વા ભરૂખા, ઘોડાંની મોર જાય;
કંથ કહે સુણ કામની, ઇ બેલાડે બે ન જાય. -૧૨
હનાંમે વીરડી, ખડીઆમે બજાર;
કિયા કિરતારે, વડા ઘોડાના સવાર. -૧૩
કોઇ ઘોડો, કોઇ પરખડો, કોઇ શીલવંતી નાર;
સરજનહારે સરજિયા, તીનું રતન સંસાર. -૧૪
ભોમ પરખ્યો ઠક્કરૂં, બીજ પરખ્યો અન્ન;
ભોં વિણ ભલા ન નીપજે, નર, તુરી ને અન્ન. ૧૫
ઘર ઘોડાં ઢાલાં પટલ, ભાલાં થંભ બનાય;
વો ઠાકુર ભોગે જમીં, એવરાંહી ઘર જાય. -૧૬
ચાતક ચૂતક ખડ ખવરાવે,
જોગાણ દેવે અપના હાથકું;
ઘોડા કિસીકું માગ્યા ન દેવે,
તે વરસ જીવે એંસીકું.-૧૭
કર ડાબો પગ જમણો, મુખ પર પટ્ટો હોય;
એહાણા અસવારને, ગાંજી શકે ન કોઈ. -૧૮
ખેતી પાતી, વિનતી, ઔર ઘોડેકા તંગ;
એ તાં આપણા કિજીએ,
ભલે લાખ મનુષ્યનો સંગ. -૧૯
સોરઠિયો દુહો ભલો, કપડો ભલો સફેદ;
નારી નવ લક્ષણી ભલી, અશ્વ ભલો કુમેદ.-૨૦

# દેશનો દુહો, ગૌર્જરની ગાથા, શ્રીમાલથી ગુજરાત–એક તર્કની તસ્વીર

ખોડીદાસ ભા. પરમાર

ભારતીય આર્ય સંસ્કૃતિનો પ્રારંભ ઋગ્વેદથી થયો, તેમ ઇતિહાસકારો માને છે, પણ તે પહેલાંય દેશમાં તળપદ દેશજ સાહિત્ય તો પ્રચલિત હતું જ. આ દેશજ સાહિત્યના ઘણા અવશેષો, કંડિકા, સ્વરૂપો અથર્વવેદનાં ઘણાં સૂક્તોમાંથી મળી આવે છે. વળી સમગ્ર દેશમાં કાળે કાળે કંઠસ્થ સાહિત્ય ગાથાઓ રૂપે વર્ણવાતું. આવું ગાથા સ્વરૂપનું સાહિત્ય રામાયણ, મહાભારત અને પુરાણોમાં સંકલિત – ગ્રંથિત થઈ જતાં તે શિષ્ટ–માન્ય સ્વરૂપ પામી ચૂકયું, પણ આ ઉપરાંત તળ દેશજ પ્રજાનું અને પરંપરિત સ્વરૂપનું જે મુખપાઠીનું સાહિત્ય હતું તે દેશ્ય-સાહિત્ય કે લોકસાહિત્ય તરીકે લેખાતું. તળપદ સંસ્કૃતિનું સાચું હાર્દ આ સાહિત્યમાં જ જોઈ શકાતું.

ભારતમાં આર્યપ્રજાઓ આવી ત્યારે નદી-કાંઠાની ભારતની વિવિધ ગઢગઢીની સંસ્કૃતિ મોજૂદ હતી. આ સંસ્કૃતિના સંસ્કારદાતા દ્રાવિડો, અને તેથી પણ પ્રાચીન સંસ્કૃતિ સર્જનાર પ્રજાઓ ભારતમાં હતી. આ બધી મૂળ ભારતીય પ્રજા પાસે ધર્મ–કર્મ, સાહિત્ય, સામાજિક સંસ્કાર, રૂઢિ, ઉદ્યોગ, પરંપરા વગેરે હતાં. તો આર્યપ્રજા પણ પોતાના પોતાનાં ધર્મકર્મ, સાહિત્ય અને સમાજવ્યવસ્થાના સંસ્કાર લઈને ભારતમાં આવી હતી. આ બંને પ્રજાઓનું મિલન અનેક આઘાત, પ્રત્યાઘાત અને સંઘાતથી થયું. આમ આવેતું આર્ય અને તદ્દેશીય રહેવાસીની સંસ્કૃતિના મિશ્રણથી આજની ભારતીય સંસ્કૃતિનું ઘડતર થયું છે.

આર્ય પ્રજાના આગમનથી શરૂ કરી તે આજ સુધી ભારતમાં અનેક જાતભાતની પ્રજાઓના સમૂહ અવિરત આવ્યા જ કર્યા છે. પુરાણ કાળ અને બૌદ્ધ-મૌર્ય સમયના ઐતિહાસિક સમય સુધીમાં તો શંબર, કિરાત, મુરીય, મિહિર, શૃંગ, કુષાનો વગેરે સતત આવ્યા જ છે. તે ઉપરાંત ઈસુની સદી પછી પણ ક્ષહરાતો, સાતવાહનો, હૂણ, વગેરે પ્રજાઓ ભારત આવીને ત્યાંના જનસમૂહમાં ભળી ગઈ છે. દરેક આવેતું પ્રજાની વિભિન્ન સંસ્કૃતિ હોવા છતાં, તેઓ દૂધમાં સાકર ભળે તેમ ભારતીય સમાજમાં ભળી જઈ, ભારતીય સંસ્કૃતિમાં પોતાનું પોત સંગોપી દીધું અને ભારતીય સંસ્કૃતિમાં સૌ એકરસ બની ગયા છે.

વેદકાળે આર્યોની બોલચાલની ભાષા વૈદિક સંસ્કૃત હતી, જેમાં તળપદ ભૂમિનાં તત્ત્વો પણ ધીમે ધીમે પ્રવેશેલાં હતાં. તેમનો ભાષાવ્યવહાર વૈદિક સંસ્કૃતમાં હશે, તો તે કાળના મૂળ દેશ્ય લોકો જે અહીંના લોક હતા. તેઓ આ કાળે પોતાની બોલીમાં વાતચીત પ્રયોજતા, તેમાં પણ વૈદિક શબ્દસમૂહોની અસર થઈ હશે. દેશમાં ખેતી અને પશુપાલન એ બે મુખ્ય વ્યવસાયો હશે, તેથી માલધારી પ્રજા તો સમગ્ર ચરાણવાળા પ્રદેશોમાં સતત ભમ્યા કરતી હશે. આવી ગતિશીલ અને ભ્રમણ કરનારી પ્રજાને કે લોકોને અથર્વવેદમાં 'વ્રાત્ય'[1] કહ્યા છે.

"व्रात्य आसीद इयमान एवा । વ્રાત્ય સદા ગતિશીલ હતાં." જેઓ પોષણ માટે દશે દિશામાં ભમ્યા કરતાં હતાં.

આ કાળે ઉપાસના અને સાહિત્ય માટેની જે ધારાઓ મોજૂદ છે, તેમાં એક ધારા તે શિષ્ટ અને બીજી તે દેશજ લૌકિક. શુદ્ધ શિષ્ટ ધરા વૈદિક ઋષિઓએ સંસ્કૃતભાષાની પરંપરામાં સર્જી, – જ્યારે તળપદ દેશ્ય પ્રજાની પૂજા-અર્ચના, મંતરતંતર, દેશજ

---

૧. જેને સંસ્કાર કરવામાં ન આવ્યા હોય તેવાં. સાર્થ જોડણી કોષ, ગુજ વિદ્યાપીઠ, પા. ૯૯૨

તળપદ - સાહિત્ય વગેરેમાં તળપદતા ધારાવહીરૂપે દેખાય છે. ખેડૂત અને ચલતી ફરતી પ્રજામાં અનેક લોકોના આદાનપ્રદાનથી નાવીન્ય અને પ્રાકૃતપણું આવતું ગયું, તે પછી તે બોલાતી બોલી વધારે સરળતા જતાં જતાં અપભ્રંશ બની ગઈ, આમ સહજ રીતે સમયના વહન સાથે અનેક જાતિઓના સહવાસમાં આવતાં બોલાતી બોલીમાં પ્રાકૃત અને અપભ્રંશ તત્ત્વ આવ્યું તે ભાષાનો વિકાર નહોતો, સમયકક્ષાએ એ ભાષાસ્વરૂપનો સહજ વિકાસ થતો જતો હતો.

આમ ભાષાનો સહજ વિકાસ સધાઇ રહ્યો હતો તેમાં અનેક પ્રજાના ભાષાકીય શબ્દ, શબ્દસમૂહો, વાક્યલઢણોના પ્રયોજનથી કાળે કાળે બોલાતી ભાષામાં જે તે લોકો અને તેના પ્રાદેશિક ઉચ્ચારણનું વૈવિધ્ય, વળી શુદ્ધ સ્વરૂપના જ્ઞાનના અભાવે કે ઉતાવળે બોલવા જતાં કે ઉચ્ચારણની સરળતા પ્રયોજવા જતાં ઉત્તરોત્તર ભાષામાં ફેરફાર થતો ગયો. આમ વૈદિક જે દેવોની ભાષા તરીકે ગણાતી તેમાં આમ વિક્રિયા જોઈ પાણિનિએ શિષ્ટ સંસ્કૃતનો બાંધો વ્યવસ્થિત વ્યાકરણ રૂપે તૈયાર કર્યો. તેમાં કોઈ ફેરફારની શક્યતા ન રહી. પણ બોલચાલની ભાષામાંથી પાલિ, માગધી જેવી લોકોત્તર ભાષા પ્રયોજાતા માંડી, જેમાંથી સર્વ બધું સમજી શકે, બુદ્ધ અને મહાવીર જેવા સંસ્કાર-સાધુઓએ પોતાના ઉપદેશ માટે લોકો સમજી શકે તેવી લોકબોલીનો જ પ્રયોગ કર્યો અને તે પછી શૌરસેની, મહારાષ્ટ્રી, માગધી, આદિ પ્રાકૃતભાષા ઉદ્ભવી અને ઈ. સ.ના છઠ્ઠા શતકથી તો અપભ્રંશ શરૂ થઈ જે ૧૦મી સદી સુધી જીવંત રૂપે પ્રયોજાતી હતી.

"આ અપભ્રંશમાંથી જ ઉત્તરભારતના આર્યકુળની વર્તમાન ભાષાઓ ઊતરી આવી છે, જેમકે શૌરસેની અપભ્રંશમાંથી હિંદી; રાજસ્થાની અને ગુજરાતી, મહારાષ્ટ્રી અપભ્રંશમાંથી અવધી, બુંદેલી, ટાકકીમાંથી પંજાબી, અને વ્રાચડમાંથી સિંધી. આમ અપભ્રંશમાંથી વર્તમાન પ્રાદેશિક ભાષાઓમાં આવી સંક્રાન્તિની પ્રક્રિયા ઈસવી સનના અગિયારમા શતકથી શરૂ થઈ ગણાય."[2]

"ગુજરાત" નામ ગોર્જરો પરથી મળ્યું. ગોર્જરો જે ભાષા બોલતા તે ગુજરાતી: આ ગુજરાતી ભાષા અને ગોર્જરો બંને ભારતદેશના જ વતની લોકો છે, તેઓ પરદેશી નથી, તે ગુજરાતી ભાષા–પરંપરાની સાંકળ જ કહી દે તેવું છે. કૃષ્ણ કુટુંબકબીલામાંના આ ગોર્જરોના વડવા શૂરસેન પ્રદેશ મથુરાની આસપાસના પ્રદેશના વતની હતા, તેઓની ભાષા શૌરસેની, શ્રી હેમચંદ્રાચાર્યે અપભ્રંશને 'શૌરસેન અપભ્રંશ' કહી છે, તેનું મૂળ સાચી શરૂઆતમાં અને પ્રાકૃતનાં છે. આ શૌરસેની પ્રાકૃતનું કેન્દ્ર મથુરા હતું.

ગુજરાતી ભાષાની ઉદ્ભવપ્રક્રિયા ૧ મા શતકથી શરૂ થઇ તેના મૂળમાં તરતા દેશ્ય સાહિત્યના પ્રેમશૌર્યના દુહા મળે છે, જે ગુજરાતી સાહિત્યનું ઉદ્ભવપ્રેરક બળ છે. આમ ગુજરાતી ભાષાને પરંપરાથી જોતાં અપભ્રંશ, શૌરસેની પ્રાકૃત અને વૈદિક સંસ્કૃત – આ રીતે પાછા પગે સગડ વરતાય છે. હેમચંદ્રરચિત 'સિદ્ધહેમ' વ્યાકરણના આઠમા અધ્યાયમાં શૌરસેની, માગધી, પૈશાચી તેમજ પ્રાકૃત અને પરંપરિત અપભ્રંશની દૃષ્ટાંત સાથે ચર્ચા કરી છે. આ અપભ્રંશ–ચર્ચામાં તત્કાલીન સમયના દેશ્ય–લોક સાહિત્યમાંથી વીણેલા દુહા તેમણે રજૂ કર્યા છે. આ દુહા ગોર્જર અપભ્રંશના અને ગોર્જર પ્રજાના છે, તેના વિષે ભોજે પોતાના 'સરસ્વતીકંઠાભરણ' નામના સાહિત્યશાસ્ત્રના ગ્રંથમાં ગોર્જરના અપભ્રંશ માટે કહ્યું છે,

शृण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गौर्जराः ॥[3]

આમ હેમચંદ્ર મુનિએ ૧૧ મી સદીમાં અપભ્રંશ દુહા ગોર્જરની ભાષાના બતાવ્યા, તો ભોજે ગોર્જરનો ગોર્જર ભાષા પ્રેમ ઉપરના શ્લોકમાં વ્યક્ત કર્યો. ૧૧ મી સદીના સિદ્ધહેમના દુહા તે ગોર્જરીના ગોર્જરોના છે. તેથી ગોર્જરોની ભાષાસાંકળી અને ગૌ–પ્રેમ જોતાં અનુમાની શકાય

[2] શ્રી અનંતરાય રાવળ, ગુજરાતીસાહિત્ય, મધ્યકાલીન, પૃ ૪

[3]. 'सरस्वतीकण्ठाभरण', २-१३

કે તેઓ શૌરસેની યાદવ–આભીરો હતા, જેઓ પશુ-પાલકો અને તે પછી દેગેથી તેગ તરવારે રાજધણી થઈ પડયા હતા.

માનવ ઊર્મિશીલ હોવાથી દશ્ય સંવેદના કે આંતર સંવેદનાથી અભિવ્યકિત કરવા નર્તન, ગીત, ચિત્ર, વગેરેને મૂર્ત રૂપ આપવા પ્રેરાય છે. ગીત દ્વારા આનંદ–શોકની લાગણી ઝટ વ્યકત થાય છે. આમ નાદ-શબ્દથી ભાવની અભિવ્યકિતમાં છંદ ભાવનો નાદગત આકાર બાંધી આપે છે. આમ છંદ અક્ષરમેળ અને માત્રામેળ પ્રકારના રૂપે પ્રયોજાય છે. છંદો વેદકાળથી પ્રયોજાતા આવ્યા છે. તેમાં ગાયત્રી, ત્રિષ્ટુભ, જગતી, અનુષ્ટુપ એ વૈદિક છંદ છે. આ વૈદિક છંદો ધીમે ધીમે લુપ્ત થતા ગયા, પણ અનુષ્ટુપમાં રામાયણ અને મહાભારત સર્જાયાં. શરૂઆતમાં છંદ બે લીટીનો હતો, તેને સંસ્કૃતમાં 'શ્લોક' કહેવામાં આવ્યો.

વેદકાલીન પ્રજાના લોકોનો મુખ્ય ધંધો ખેતી અને પશુપાલનનો હતો. આ કાળે ગૌ–ગાય સર્વશ્રેષ્ઠ પ્રાણી ગણાતું. જેની પાસે વધારે ગાયો-મોટો 'गोष्ठ' તે સૌથી સુખી માણસ ગણાતો. ગૌ કેન્દ્રસ્થાને હોવાથી તે પૂજનીય અને પોષક ગણાતી કુટુંબકબીલાનો આધાર ગાય હતી, તેથી સર્વ કુટુંબનુ સાચું ધન તે "गोधन" હતું. આવી ગાયના "गोत्व"ને અમર કરવા, ગાયની આસપાસ કે ગાયના નામ પરથી સાહિત્ય–છંદ વગેરે રચાતાં. દા. ત. વૈદિક "गायत्री छंद" તેનો પુરાવો છે. વળી આ કાળ સાહિત્ય માટે ઉદ્‌ગમકાળ હતો તેથી તે કાળના શ્લોક બે પંકિતના હતા, પણ આ બે પંકિતને ચાર ચરણમાં વહેચવામાં આવતાં–તે ચાર ચરણ એટલે "गोपाद". આમ ગાયત્રી કે અનુ-ષ્ટુપના ચાર પાદ તે ગાયનું સ્મરણ કરાવે છે.

દેશજજીવન અને લૌકિક સાહિત્ય ,પણ આ કાળે પ્રસારમાં હતું. દેશ્યલોકોમાં પણ ગાય માતા રૂપે વિરાજતી હતી. ગૌસેવા અને તેના પંચगव्य થી આ દેશજ પ્રજા પોષાતી, તેથી ગાય તેમના જીવનમાં કેન્દ્રસ્થાને હતી આમ દેશજ પ્રજા પણ ગાયને સર્વસ્વ ગણતી હતી. તેથી તરતા લોકજીવનમાં પદ-બંધનાં જે વેણ ઉચ્ચારાયાં તે પણ ગૌ ને કેન્દ્રમાં રાખીને જ શરૂ થયાં. ગાયનું સર્વમાં ઉત્તમ દૂધ હતું, દૂધ ગૌમાંથી મળતું; તેથી ગવાતાં વેણમાં સૌ પ્રથમ જે સાહિત્યપ્રકાર રચાયો તે "દુહો" થયો. દુહો સંસ્કૃત दुह्‌ ઉપરથી દોહવું–દોહરાવવું અને તેના પરથી ભાવાર્થ એટલે "સાર ખેંચવો" એવો અર્થ થાય. પણ ભટકતી ફરતી પ્રજાનો "દુહો"–તેનાં મૂળ સંસ્કૃત કરતાં દેશ્ય શબ્દ "दुहअ" પરથી સંસ્કૃત "दोधक" શબ્દો પ્રયોજાયો, તેના પરથી પ્રાકૃત "दोघअ" અને તે પરથી હિંદી–ગુજરાતીમાં दोहा દોહરો શબ્દ ઉતરી આવ્યો છે.[४]

આમ, દોહાનું મૂળ દેશીમાં છે. પણ દેશીમાંથી સંસ્કૃત શબ્દો થયેલા ઘણા શબ્દોનું મૂળ દેશીમાં છે. તે રીતે જોતાં दोधक માં રહેલો "क" પ્રત્યય તેનું નાનું–લઘુ સ્વરૂપ દર્શાવે છે. અને પરંપરાએ ગુજરાતીમાં તે "દોહરો" થઈ જાય છે. (रासु નો કે रासक નો રાસડો–કે રાહડો થાય તેમ.) આમ દુહો બે લીટી, ચાર ચરણનો જ પ્રયોજાય છે. તેનું નામ–સ્વરૂપ ગાય-પાદ, દૂધ અને દોહન કરવું તે રીતે ઊતરી આવ્યું છે. ગાયનાં અંગ અને દૂધના નામાભિધાનવાળો દુહો તેની પ્રાચીન પરંપરાના સગડ દેખાડે છે અને ગૌધનની મહત્તા પણ દેખાડે છે, આમ દુહો વેદકાળ જેટલો પ્રાચીન, રામાયણકાળમાં અને રામાયણમાં પણ પ્રયુક્ત થઈ, સંસ્કૃત–પ્રાકૃતમાં થઈ અને અપ-ભ્રંશમાંથી ગુજરાતી લોકસાહિત્ય સુધી ચાલ્યો આવ્યો છે.

માત્રામેળ છંદની રીતે દુહાને તપાસતાં માત્રા ૨૪, લીટી ૨, પાદ ૪, યતિ ૧૩ મી માત્રાએ અને તાલ ૧, ૫, ૯ માત્રાએ બંને લીટીમાં છે. સ્વરૂપ–દાદા દાદા દાલદા, દાદા દાદા ગાલ.

વેદકાળથી વહી નીકળેલો દુહો લોકજીવન અને દેશ્ય સાહિત્યમાં વધારે માનીતો બન્યો છે. તેનું સ્વરૂપ નાનું અને તેમાંની ચોટ વધારે, તેમજ સારનું દોહન સરળ રીતે થાય છે, તેથી માલધારી જાતિઓમાં તે

---

૪. જુઓ 'સાર્થ ગુજરાતી જોડણીકોશ', પાન ૪૪૮

પ્રચલિત અને જીવંત સ્વરૂપે રહ્યો છે. માલધારીનાં માલઢોર અને દૂધ જેવો દુહો રાજસ્થાન, માળવા, ગુજરાત, સિંધ, કચ્છ અને કાઠિયાવાડ વગેરેમાં વિશેષ પ્રચલિત છે.

કૃષ્ણ જ્યારે શૂરસેન-મથુરા પ્રદેશમાંથી સૌરાષ્ટ્રમાં આવ્યા ત્યારે તેમની સાથે યાદવો અને માલધારી આભીરો પોતાનો માલઢોર લઈને ચાલી નીકળ્યા. જ્યાં જ્યાં ચરાણ આવતુ ગયું ત્યાં ત્યાં માલધારીઓ સ્થિર-રોકાતા ગયા. આવા માલધારી યાદવ અને આભીરોને કૃષ્ણે વરદાન આપેલું કે તમારી "ઢેગે અને તેગે જેવારો રહેશે." વરદાન પામેલા યાદવ-આભીરો ઉત્તરભારત, રાજસ્થાન, માળવા, ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ વગેરેમાં પ્રસરી ગયા. યાદવ-આભીર 'પ્રજા બળુકી અને ક્ષાત્રસંસ્કારવાળી હતી, તેથી તે બહાદુરી અને હોશિયારીપૂર્વક રહેતા હતા. તેઓની પાસે ગાય-ધન-ગૌધન હતું તેથી તેઓ ગોપાલ – ગોવાળમાંથી ઈસુની ૪ થી છઠ્ઠી સદીમાં ગૌર્જરો (ગૌ જેવું જીવન જીવવાનું પોષણ છે તેવા) કહેવાયા. ગૌર્જર શબ્દ તે દેશમાંના લોકો પ્રયોજતા તે છે. આ શબ્દ કોઈ ફારસી કે અન્ય ભાષાભાષીનો નથી. ગૌર+જર માં જર એ ફારસી પ્રત્યય કે શબ્દ નથી. ફારસીમાં જર શબ્દ પૈસાના અર્થમાં એટલે ધનરૂપે વપરાય છે, પણ ગૌ=ગાય એ સંસ્કૃતને ફારસી જર લાગીને સંસ્કૃત ગૌર્જર થાય તે કરતાં સંસ્કૃત શબ્દ "જર" એટલે માના પેટમાં રહેલા બાળકની નાળ કે ઓર. આ શબ્દ ગૌને માટે વધારે સયુક્તિક છે. ઉદરમાં પોષાતું બાળક આ નાળ-ઓર દ્વારા જીવન-ખોરાક મેળવે છે. આમ "જર" એ પોષણ આપનાર તરીકે લેતાં ગૌર્જર કે ગુર્જર કે ગુજર નો અર્થ ગાય દૂધ-ગાયથી કે ગાયોથી પોષણ મેળવનાર લોકો એવો થાય. અને ફારસી પ્રત્યય કરતાં આ વધારે સયુક્તિક લાગે છે. ગૌર્જર પ્રજા એ માલધારી યાદવ-આભીરો હોઈ શકે.

જર શબ્દ નાળ-ઓરના અર્થમાં વપરાય છે, તે રીતે ગાજર એક રક્ત રંગનો કંદ છે. તેનો આકાર-રંગ ગાયની જર અને ખૂંટની જનન – ઈન્દ્રિય જેવો હોવાથી ઘણા લોકો તે ખાતા નથી. વળી લગ્નમંડપમાં છ માટલીની ચોરી સાથે ગુજરડો(ડું) મૂકાય છે. ગુજરડો શિર્ષ થયેલું ખૂંટ-લિંગ અને તેની સાથે મૂકી જેવી ગાય-યોનિનું સંયુક્ત રૂપે મિલન-પ્રતીક રૂપે ચોરી સાથે મૂકાય છે. તેનું લગ્નગીત ગૌર્જરો કૃષ્ણવંશી કે કૃષ્ણ સાથે આવેલા હોય તેની ગવાહી પૂરે છે.

"કાળા તે કરશનજી મથુરાના રહેવાસી,
કરશનજી કે'છે એ'ની ઓરેરા આવો,
સંસારી લોક કેમ પરણે ? કરશનજી મથુરાના રહેવાસી.
સોનાની ચોરીયું, સોનાનો ગુજરડો,
રૂપલાની ચરકલડી ચંપાવો રે, કરશનજી મથુરાના રહેવાસી."

આ લોકગીત-લગ્નગીતમાં કૃષ્ણ-આભીર લોકો મથુરાના રહેવાસી છે, તેવું લાગે છે. "ગુજરડો" લગ્ન-સાહચર્યના પ્રતીક તરીકે વપરાય છે તે ગૌર્જર અને તેની ગૌનું પ્રતીક-સંજ્ઞા હજી આજેય લોકજીવનમાં જીવંત છે.

ગૌર્જર, ગુર્જર, ગુજર એ કોઈ પરદેશી પ્રજા નથી, પણ યાદવો-આભીરો જ છે. પ્રાચીન કાળે તે ગાયો રાખતા, ગોપાલ હતા, તે પછી ગોવાળો થયા. આમ ગૌર્જર માલધારી આભીરો જ છે. ઢેગ-દોઢાણાથી આગળ વધી તેના અમુક વંશજ સામંત દદ-એ તેગથી રાજ્યસ્થાપના કરી. ઈ.સ.ની છઠ્ઠી સદીના ઉત્તરાર્ધમાં ભરૂચ જિલ્લાના અમુક સ્થળે આ ગૌર્જર-માંના દદ શાખાના સામંત ગુર્જરે રાજધાની સ્થાપી.[૫] તે દદ કે દુદો પણ દુગ્ધ પરથી અપભ્રંશરૂપ થયેલો શબ્દ છે. આમ દદ વંશનો રાજા માલધારી ગુર્જર હોવાથી તેણે પોતાની નવી નગરીનું નામ પણ પશુપતિ નંદી ઉપરથી નાંદીપુરી-(નાંદોદ)[૬] રાખ્યું. (આની પૂર્વપરંપરા જોતાં લાગે કે વલભીના મૈત્રકો પણ આભીર હોઈ શકે ખરા ? તેઓના રાજચિહ્નમાં

૫-૬. 'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ' ખંડ ૩, મૈત્રકકાલ અને અનુમૈત્રકકાલ, પ્રકરણ શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી.

"નંદી" પ્રયોજાતો. આ રીતે જોતાં તે માહેશ્વરી નંદી નહિ પણ ગોપાલનો ભાગવતી નંદી હોય.)

ઉત્તરમાં ગૌર્જર હતા તેવી રાજધાની શ્રીમાલ-ભિલ્લમાલ કે ભીનમાલ હતી. યુઅન ચાંગે ઈ.સ. ૬૪૧માં ભિલ્લમાલની મુલાકાત લીધી ત્યારે ત્યાં જુવાન ક્ષત્રિય રાજા હતો. આમ સાતમી સદીમાં શ્રીમાલ-ભિલ્લમાલ-(ભીનમાલ)ના પ્રદેશમાં મેવાડ, કાન્યકુબ્જ, માલવા વગેરેનો સમાવેશ થતો હતો.[૭] શ્રીમાલ કે ભિલ્લમાલનું શ્રીમાલપુરાણ રચાયું છે. તેમાં આ નગરનું નામ શ્રીમાલ કેમ પડયું તેની કથા આપી છે.[૮] જેમાં ત્ર્યંબક સરોવર, સૌગંધિક પર્વત અને વરુણવનની પાસે પાંચ ગવ્યૂતિમાં ગૌતમે આશ્રમ સ્થાપેલો.[૯] આમ ગૌ-ઉત્તમ એટલે જ્યાં ઉત્તમ પ્રકારની ગાયો હતી, અથવા ગૌતમ ઉત્તમ પ્રકારની ગાયોના માલિક હતા, તેનો આશ્રમ-આમ આ સંબંધ ગાયો સાથે જોડાય છે.

આ ગૌર્જરના શ્રીમાલનો અર્થ આ પ્રમાણે નીકળે છે. શ્રી એટલે લક્ષ્મી અને માલ એટલે પશુ-ઢોર-પશુધન. ગૌર્જર આભીરો માલ શબ્દ પશુધન માટે પ્રયોજતા. આજના માલધારી પણ પશુધન શબ્દ માટે માલ શબ્દનો ઉપયોગ કરે છે. માલ શબ્દ ગૌર્જરનો છે. જેમકે દક્ષિણનું અગરુ-ચંદન, સિંધીનું વયા-ગયા, તેમજ ગૌર્જરનું માલ-ઢોર કે માલમત્તા શબ્દ સાથે પ્રયોજાય છે. આમ ગૌર્જરનો માલ એટલે ગૌધન-પશુ ગૌ જેની માલમત્તા છે તેવા ગૌર્જરનું આ નગર તે શ્રીમાલ-એટલે ગાયો જ જેની શ્રી લક્ષ્મી છે તેવું શ્રીમાલ. આમ શ્રીમાલ તે લક્ષ્મીનું નગર નહિ, પણ માલરૂપી ગાય-ગૌધન લક્ષ્મીનું શ્રીસ્થાન એટલે શ્રીમાલ.

વળી શ્રીમાલનું નામ યુગપરિવર્તન સાથે બદલાતું જાય છે, તે પણ બહુ જ સયુક્તિક છે. શ્રીમાલ પછી તેનું નામ પુષ્પમાલ છે. અહીં પુષ્પ નહિ પણ પુષ્ટ હશે, એટલે કે વધારે પૃષ્ઠ થયેલું નગર, વધારે વૈભવશાળી અને સમૃદ્ધિવાળું તે પછી ભિલ્લમાલ કે ભીનમાલ થયું છે, તેનું કારણ તે નગરની અવનતિ બતાવે છે. તેમાં નગર વિસ્તૃત થવાથી ચરાણો અને નવાણો ઓછાં થયાં, રાજવી નબળા પડતા ગયા, ઢોરમાં રોગ આવ્યો કે કોઈ બળવાન પ્રજા માલ-ઢોર લૂંટી ગઈ. આમ આ પ્રજા આ કાળે જોરદાર ધણી કે મબલખ સંખ્યાના ધણધોરી વગરની થઈ, એટલે તેના હાથ હેઠા પડયા. તેથી એક વખતમાં ગૌધનરૂપી લક્ષ્મીથી ઊભરાતું ગૌર્જર નગર ધણીધોરી વગરનું થઈ ગયું, તેથી ભિલ્લમાલ કે ભીનમાળ નામ પામી ચૂકયું. રાણકદેવીનો એક દુહો જોતાં ભિલ્લમાલ નામનું સારું પ્રયોજન જોઈ શકાય તેવું છે:

'એ સાબર શીંગાળા, એક દી અમેય શીંગાળાં હતાં,
મરતાં રા'ખેંગાર, અમે ભવનાં ભિલ્લાં થઈ ગયા.'

આમ ધણી અને ગૌધનની રોનક જતાં ગૌર્જરો પણ 'ભિલ્લાં' થઈ ગયા અને ભિલ્લમાલ શીંગડાં વગરની 'ભોલી' થઈ ગઈ. અહીં ભિલ્લાં એટલે શૃંગ વગરના, ધણી વગરના. આમ શ્રીમાલ ભીનમાલ બની ગયું તે કાળે સિંધના આક્રમણકારો અહીંની લગનલાયક જુવાન કન્યાઓ લઈ જતા, તેથી ગૌર્જર શ્રીમાલની પડતી થઈ અને ત્યાંના ગૌર્જર લોકો હાલના ગુર્જરદેશની રાજધાની પાટણ આવ્યા.[૧૦]

બ્રહ્મ ક્ષેત્ર પુષ્કરજીની સ્થાપના માટે બ્રહ્માજીને સ્થાપના કરવા બેસવાનું હતું. સ્થાપના માટે સ્ત્રી-પુરુષે સજોડે બેસવું જોઈએ. બ્રહ્માપત્ની સાવિત્રીને બોલાવ્યા છતાં તે આવતાં વાર કરતાં હતાં અને મુહૂર્ત વહી જતું હતું. ત્યાં બાજુમાંથી જ એક ગૌર્જર ગોપકન્યા નીકળી. તે જુવાન હતી. તેને પાંચગવ્યથી પવિત્ર બનાવી બ્રહ્મા સાથે પરણાવી, તેનુ નામ ગાયત્રી રાખ્યું. આમ દેવોમાંના સર્જક બ્રહ્મા સાથે આ આભીરો-ગૌર્જરોનો સંબંધ થતાં બ્રહ્મા પાસેથી તેઓ સર્જનકળાની વિદ્યા શીખ્યા અને સ્થપતિ

૬. એજન, પૃષ્ઠ ૯૯
૭. એજન, પૃષ્ઠ ૮૨, નકશો નં ૨.
૮-૯. એજન, પૃષ્ઠ ૮૩
૧૦. 'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ', ગ્રંથ ૩, મૈત્રકકાલ અને અનુમૈત્રક કાલ, શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી, પ્ર. ૬, પૃ. ૯૧

બની ચૂક્યા. તેઓએ માલધારીનો ધંધો છોડયો અને વાસ્તુવિદ્યા શીખ્યા. તેથી ગામેગામ તેને બોલાવીને વસાવાયા. તેઓ ગોષ્ઠ, ગજાર વગેરેનું ચણતર ઉપરાંત મહેલ, હવેલી, ઘર બધું જ બાંધતા હતા. તેઓ મૂળે ગૌર્જર હતા તેથી પોતે કલા-કસબનો જે ધંધો કરતા તેમાં ધંધાકીય નામ સાથે પોતાનું મૂળ બિરુદ તો સાથે રાખ્યું જ. જેમકે ગુજર સુતાર, ગુજર લુહાર, ગુજર કડિયા. આમ ગૌર્જર પ્રજા સ્થાપત્યકીય ધંધે પણ લાગી. આજે સમગ્ર ગુજરાતના શિલ્પી-સ્થપતિઓ ખૂબ જ વખણાય છે. આ ગુર્જર કારીગરો જે મંદિર, મકાન, હવેલી બાંધતા તેમાં મથાળે ગોશીંગ, ગોશૃંગ મૂકતા, તેને લાલ ગેરુથી રંગતા.[૧૧] આ પરંપરા ગૌર્જરની ગોપ્રીતિ-પરથી ઊતરી આવી છે. (ગોપુરમ્, ગાયકવાડ અને ગોલવાડ (ગોહિલવાડ) એ શબ્દો પણ ગૌરક્ષણ-ગોપુર ઘણી પ્રાચીનતા સૂચવે છે.)

શ્રીમાલના ગૌર્જર આભીર હતા, વળી ગોપાલ હતા, તેના પુરાવા પુરાતન અવશેષ અને રૂઢિપરંપરાના અવશેષ ભિલ્લમાલમાંથી જ મળે છે. જેક્સન બોમ્બે ગેઝેટિયર વૉ. ૧માં ભિલ્લમાલના સરોવરના કાંઠે એક વિશાળકાય શિલ્પનું વર્ણન આપે છે. તેનું ગુજરાતી ડૉ. શ્રી હરિપ્રસાદ શાસ્ત્રીના શ્રીમાલ-ભિલ્લમાલ પ્રક. ૫માં પાના ૮૯ પરથી લીધું છે:- "આ મહાકાય શિલ્પ ..માથાંના વાળ વ્યવસ્થિત અને વાંકડિયા છે. આ મૂર્તિમાં સપ્રમાણતાની ખામી છે. હાથ, પગ ટૂંકા છે...આ મૂર્તિમાં ધ્યાન ખેંચે તેવાં લક્ષણોમાં માથાના વાળ અને જમણા હાથમાં રહેલો પથ્થરનો ગોળો શ્રીફળ હોય એમ લાગે છે, જાણે રાજા એને સરોવરમાં પધરાવતાં હોય. જ્યારે એક મત તે માનવ-મસ્તક હોવાનો છે."

આ વર્ણન જોતાં લાગે છે કે તે મૂર્તિ ગૌર્જરના આરાધ્યદેવ બાલકૃષ્ણ(લાલજી)ની હોય. હાથપગ ટૂંકા તે પ્રમાણમાપ નહિ, પણ બાળમૂર્તિની પુષ્ટતા દર્શાવવા જાડા અને ટૂંકા કર્યા હોય. હાથમાં રહેલી વસ્તુ તે નાળિયેર કે મસ્તક કે દડો કરતાં માખણનો પિંડો હશે. આજે પણ સૌરાષ્ટ્રના ગોવાળો આઠમને દિવસે કાનુડાની મૂર્તિ તળાવ કે નદીકાંઠે બનાવે છે, તેને "ગોકુળિયો" કહે છે. તેની પૂજા કરી હલ્લીસક, હમચી અને રાસ વડે તેનું આરાધન કરે છે. તેથી આ દેવ ગોકુળિયો હશે. આમ ગૌર્જર *પ્રજા ગોપૂજક અને કૃષ્ણપૂજક હતી તે આ પરથી* જોઈ શકાય છે.

આ ગૌર્જર જે પશ્ચિમ ભારતમાં વસે છે, તે કોઈ આવેતું પ્રજા નથી, પણ ભારતીય પ્રજા છે, સ્થળાંતર કરી અહીં વસી છે. આ પ્રજાની ભૂમિને "ગુજરાત" નામાભિધાન મળ્યું તેની વ્યુત્પત્તિ ઘણી ઘણી રીતે દર્શાવાય છે. વિદ્વાનોએ તેને માટે ઘણું વિચાર્યું છે અને અંતે गुज्र+आत કરી છે. અહીં "ગુજ"ને "આત" અરબી બહુવચનનો પ્રત્યય લગાડી તે નામ પ્રયોજ્યું છે. અગિયારમા શતકના અરબ મુસાફર અલબેરૂનીએ વાપરેલા "गुज्रात" શબ્દનો ટેકો છે. તેમાં गुज्रात એટલે गुज्र- ગુર્જરો, તેમનાથી વસાવાયેલી ભૂમિ અથવા તેમની ભૂમિ. આમ ગુજરાતની વ્યુત્પત્તિ વિદ્વાનોએ કરી છે. પણ ગૌર્જર શબ્દ ફારસી કે અરબી નથી, સંસ્કૃત છે. તેથી તેને અરબી, ફારસી પ્રત્યય કેમ કેમ લાગી શકે? તેની વ્યુત્પત્તિ गुर्जर+राष्ट्र = ગુર્જરાષ્ટ્ર કે ગુજરાત થાય, પણ તે કરતાં ય गुर्जर+ रक्त જે ગોધનથી રક્ત છે, જે ગોધનથી પ્લાવિત છે તેવો પ્રદેશ, અહીં ગૌર્જરની પોષણભૂમિ, ગોધનથી ભરીભાદરી વસાહત છે તેની "ગુર્જરાત" થાય. (જેમ કાર્યરત, ધર્મરત તેમ ગુર્જરાત.) વળી ગુજરાત-गड्डलि गड्डलि તરીકે પણ પ્રયોજાય છે. અહીં गड्डलि શબ્દ गालि પરથી આવ્યો છે, તે પરથી લાગે છે કે गौर्जर તે ગાય વડે પોષિત ભૂમિ. આવી

---

૧૧. ઈ.સ. ૧૨૭૮માં પ્રભાચંદ્રસૂરિએ લખેલા 'પ્રભાવક ચરિત'માં તે શ્રીમાલનું તે ભીનમાલ થયું ત્યારનું વર્ણન કરે છે. "હવેલીના શિરોગૃહ (ઉપરનાં શૃંગો ઉપર) ઉપર સિંદૂર છંટાતું ને ત્યારે એ આકાશમાં રાતાં "ઈન્દ્રગોપ" જેવાં લાગતાં. (સરખાવો દક્ષિણના ગોપુરમ્‌ના દરવાજા.)

હરિપ્રસાદ શાસ્ત્રી કૃત મૈત્રકકાલ, અનુમૈત્રક-કાલ, પ્રકરણ ૫મું, પૃષ્ઠ ૮૬.

गहलि-ગાય વડે પ્રયોજાતી ભૂમિ તે નારી જાતિ રૂપે જ આવે, કારણ કે ગાય નારી જાતિ છે, અને તેના પરથી આ ગુજરાતને "गहलि गुर्जरात" એવું નામ પ્રયોજાયું છે.

'માગ માગ ઘેલુડી ગુજરાત, બાણું લાખ માલવો રે લોલ." અથવા ગુજરાતનો છેલ્લો રાજા "કરણ ગઈલેઉ"-કરણ ગુજરાતી તરીકે ગઈલઉ વપરાયું હશે. માલવ શબ્દ પણ માલઢોર પરથી મંડિત થયો હોય તેવું અનુમાન થઈ શકે; માલઢોર ગૌર્જર પ્રજાના લોહીમાંસમાં વણાઈ ગયો હોય તેવું જોઈ શકાય છે. घउलि नांद्यावर्त, गोमूत्रक, એ ભૂમિશણગાર અને પૂજા-વ્રત માટેનાં ચિત્રપ્રતીકો છે. આ રંગોળી-મંડન માત્ર ચોખાથી જ થાય છે. માલવીય ઘઉં કે ગેહુથી તે મંડળ પુરાતાં નથી, કારણ કે ઘઉંદાણાની રચના ગાયની યોનિ જેવી ક્ષતવાળી છે. એટલે વેવિશાળ કે શુભ પ્રસંગે ક્ષતવાળા ઘઉંદાણા નહિ, પણ અક્ષત-ચોખા જ વપરાય છે. ગુજરાતીમાં ગાય પરથી પ્રયોજાયેલ ઘણા શબ્દો છે, તે શબ્દો ગાયની ઉપયોગિતા અને તેની પ્રાચીનતા સાથે ઉપયોગિતા પુરવાર કરે છે. ગાઉ અને ખૂંટો અંતર-માપની નિશાની બતાવે છે. ગજર રાત્રિનાં ચોઘડિયાં-કાળ બતાવે છે. ગૌર્જર સ્ત્રી બળ-ચોથે गोवच्छ ની પૂજા કરે છે. વળી જાર-બાજરી બંને ગૌર્જર પ્રજાએ પ્રયોજેલાં ધાન્ય છે. જુવારનો અર્થ પ્રણામ થાય, અને બાજરી પાચન સારું કરે તેવો અર્થ થાય. માલધારીનો જાર-બાજરી ખોરાક છે. જાર તો માતાજી કહેવાય છે. ગુર્જરના દાગીનામાં ગુજરી, ગાય પગના બાજરિયા, વગેરે ગૌર્જર પ્રજાના શણગારો છે. માલવાની મહેંદી ગુજરાતમાં ગૌર્જર લાવ્યા છે. મેંદી-મૂળનામ મેદ જેવું લાલ હોવાથી મેંદી શણગાર લોકજીવનમાં વર્જ્ય છે.

ગુજરાતમાં સ્થિત થયેલા ગુર્જરની ભાષા વિકાસશીલ અને સરળતા તરફ ખસતી અપભ્રંશ હતી. દસમી-અગિયારમી સદીના પ્રેમશૌર્ય, પશુપ્રેમના દુહા પ્રજાના ગૌર્જરસાહિત્યનો ખ્યાલ આપે છે. ગુર્જર માલઢોર-વાળા અને ચરાહમાં રાચનારા હતા તેથી તેઓ પ્રકૃતિ-પરાયણ હતા. દુહો તેમનો માનીતો સાહિત્યપ્રકાર હતો. દુહો બે પંક્તિનો હતો તે હૈયે-હોઠે રહી શકતો. આમ દુહો નાણારૂપ હતો, તેનાથી જે કંઈ કહેવું હોય તે ચોટદાર રીતે કહેવાતું. દુહા પછી ચાર પંક્તિની ચોપાઈ, તે પછી છપ્પઈ અને કુંડળિયા, પદ, સળંગ બંધ-આમ ગુજરાતી ભાષાની સાથે સાહિત્યનાં સ્વ-રૂપો અને પ્રકાર વિકસતાં રહ્યાં.

દેશજ સાહિત્યમાં દુહો દશમ વેદ કહેવાય છે. વેદમાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ચાર ઉપવેદ, ભારતવેદ અને દુહો દશમ વેદ ગણતાં આનંદ થાય, તેનું કારણ તેમાં રજૂ થયેલી ચોટ યોગ્ય સ્થાને-સ્વરૂપે લાગે છે, પણ પરંપરિત દષ્ટિએ જોતાં તેનું સ્થાન તે "દશમ" નહિ પણ "देशज वेद" રૂપે છે. આમ દુહો એ દેશ્ય ભાષા-બોલીનો વેદ છે, જેમાં બધા જ પ્રકારનું સાહિત્ય પ્રયોજાય છે. દેશજ લોકોની સંસ્કૃતિ, સાહિત્ય અને જીવન-સમાજ-કવનનું સાચું અને સંવેદનાભર્યું નિરૂપણ આ દેશજ વેદમાંથી ઉપલબ્ધ થાય છે.

તળ ગુજરાતમાં 'દેશજ વેદ' દુહા ૧૦મા સૈકાના ગૌર્જર અપભ્રંશના અને તે પછી પરંપરિત લોકસાહિત્યમાં પ્રયોજાતા રહ્યા છે. તેનો રચયિતા સમગ્ર લોકસમાજ છે, છતાં વિશેષતઃ તેનું રચન-ગ્રથન વિશેષ માલધારીઓએ કર્યું છે. ગૌર્જર પ્રજાથી ગવાતા આ દુહા ગુજરાતના માલધારીઓ જેઓ પોતાના માલને તળાવ, ચરાણ અને બીડના લીલા ઘાસમાં ચરાવે છે, તેઓ દુહાનું વહન કર્યે જાય છે. જે માલધારી છે તેનાં નામ જાત પાટ ચરાણ અને ચારણ માલધારી આભ-જમીન પર જીવનાર આભીર માલધારી, રાહે સતત ચલતાં ભલા તે રબારી માલધારી અને 'ભૂ'માં આદિ તે ભરવાડ માલધારી વગેરે ધંધે તો ગૌર્જર છે, જેઓ દુહાના વાહક છે. આમ દુહા ગાય, ગૌર્જર અને ગુજરાતનો સંબંધ સૈકાઓથી અવિનાભાવી રીતે જોડાએલો છે.

# દુહા: માનડાના, ખીમરાના, ભભૂતિયાના, આણુંદ-કરમાણંદના અને પ્રાસ્તાવિક

સં. મૂળુભાઇ પાલીયા

## દુહા માનડાના

વૃક્ષ એરંડ દીસે વરમ, પાન જબ્બર પોલાડ;
પણ ઝાલે સિંહલનાં ઝાડ, મેંગળ-ટલ્લા માનડા. ૧

પાડા નો લાદા પરથ, નાકર નથ નાડી;
ઓપે અંબાડી, મેંગળ માથે માનડા. ૨

છજા હુંદા છોડ, પલમાં જાવે પડી;
કિલ્લે બંદી કોટ, ઝીલે મેની ઝપટું માનડા. ૩

સોળવલું સામતના, સો સો વાર તવાય;
જાડા તેજ ન જાય, મગરૂબી ન મૂકે માનડા. ૪

નદિયું હાલી કરી, સમદરમાં સમાય;
સાગર ક્યાં સમાય, મોટપ મૂકી માનડા? ૫

સાંઠા જે શેરડ તણા, ભર બાથે ભરડાય;
તે રસ કડે તવાય, મીઠપ ન મેલે માનડા. ૬

માનવડો મેનત કરે, પોરે ક્યારો પાય;
નવખંડ નીલો થાય, મેની ધારે માનડા. ૭

કેવાય પંખી કૂકડો, તે પણ જાણે ટેમ;
પણ કળે નહિ કટેમ, મૂરખ નર કોઇ માનડા. ૮

ઉપયોગમાં આવે નહિ, અગવડતા અપાર;
ભેળો મૂરખનો ભાર, મુસાફરીમાં માનડા. ૯

ખેડુ પગ ખૂંદે કરી, જે વાવે જાડા;
સાંઠા શેરડ તણા, મીઠપ મૂકે ન માનડા. ૧૦

કર આંબો વેડે કરે, ઘણુ શાખે ઘોળાય;
જાડા લિજ્જત ન જાય, મીઠપવાળી માનડા. ૧૧

પીઠા રણ જાશે પડી, છાજાં ને વંડી સોંત;
ચૂનો ઝાલે ચોટ, મેની ઝપટું માનડા. ૧૨

કોઇ ઇલમેથી આવે નહિ, કરડે કાંકીડા;
જશ મ વરે જાડા, મણધર રીઝે માનડા. ૧૩

નર ડેંડાં પકડું નહિ, કવ વાદી કુળ ભાણ;
રીઝવીએ જદુરાણ, મહીપત ન બીજા માનડા. ૧૪

લાખું લંગોટી તણાં, ફાળિયાંના ફેરા;
દળ વાદળ ડેરા, મેં ભાળ્યાં નહિ માનડા. ૧૫

ટોપી લંગોટ ભેળી કરે, ખીલવે હારોહાર;
તોય બને નહીં સરદાર, મોટા તંબુ માનડા. ૧૬

ભારયા કપાય ભભૂતના, લંગરી લાડુ થાય,
તો તો ખાંડુ ખાણમાંય, કોણ મોંઘિયું વોરે માનડા. ૧૭

રાંકાઉ જે રીઝયા તણા, હોય ન કદી હેવા,
કરીએ સમરથની સેવા, (તો) મોજું દીએ માનડા. ૧૮

જો ઝાઝું ધન સંચરે, જો ઝાઝું જીવાત;
તો તો નંદ તણા ન થાત, મસાણે ડેરા માનડા. ૧૯

જળ માછલિયું જાળવે, એમાં અવગણ કરે અપાર,
તોય વડાને ન હોય વકાર, મહા સમદરને માનડા. ૨૦

નવસેં નવાણું તણાં, જળ ઊછળતાં જાય,
(ઇ)સમદર જઇ સમાય, મોટા પેટમાં માનડા. ૨૨

પંખી પ્રાગવડ તણાં, સુને નવ સુહાય,
આવે ઉમા માં ય, મળવા તમને માનડા. ૨૨

નાગ મવર ને નેહડો, એમ દાતા કવિજન દેખ,
લખિયા વિધિએ લેખ, મંડાણ ઘી આથી માનડા. ૨૩

જળમાં તરતા જહાજ, માખણ મહિ ના ઉપરે;
(ઇ) મંથ્યા પછી મહારાજ, (થાય) મોટી કિંમતનું માનડા. ૨૪

સુકવિયા મુખ કીરત સુણી, (જેને) મનમાં ન આવે માંજ:
એને ગણુવા રણના રોઝ, મહિપત દુજા માનડા. ૨૭

## દુહા ખીમરાના

અરિ ક્રોધીલો આવતાં, પોંખાય ઘાવ પેલે;
મદદ ન મેલે, ખોળા પાથરે ખીમરા. ૧

અરથી સૂરો આફળે, રસને સિંધુ રાગ;
પાછા ન ભરે પાગ, ખળખડ થાતાં ખીમરા. ૨

સતીશૂરાંનો સાપરસ, ટેકીલો દાતાર;
એટલાંને આધાર, ખાંડા ધારનો ખીમરા. ૩

બહુરંગાં ને બાવરાં, ભગતાં ન ભિખારી;
એટલાંની યારી, ખુવારી મેળવે ખીમરા. ૪

ઊંચા કુળનો આદમી, કરે ન નીચાં કામ;
ગઢપત ઝોંટે ગામ, (પણ)ખાતર ન દિયે ખીમરા. ૫

ઊંચી ચણાવે મેડિયું, ન દે અન્નનાં દાન;
એતાં માઠાનાં મકાન, ખોજખાનાં ખીમરા. ૬

ઊંચો દરજ્જો આપતાં, નો થાય સારાં નીચ;
આક ચડાવો ઇશ, ખુશબો ના'વે ખીમરા. ૭

મોતીડાં મળે નહિ, હંસલો થાય હેરાન;
વિપતમાં કુળવાન, ખાય નહિ અખજ ખીમરા. ૮

કરે કુંભાથળ કેહરી. ઘણુ બળ પંજા ઘાવ;
પણ ડેડકાં ઉપર દાવ, ખેલે ન સાવઝ ખીમરા. ૯

મેરૂનો રવાયો કર્યો. એ તો બધું અડુડ;
પણ કવિ બોલે જો કુડ,
એમાં ખૂંટી ન હોય ખીમરા. ૧૦

સારાંને દાદા સતણુ, સૌ ઓઢે સોળો;
પ્રભુચ ગે પોળો, ખીરસાગરમાં ખીમરા. ૧૧

વિકટ જગત વહેવારની, રમત્ય રાખા રાણ;
ભજવે ખેલ કળભાણ, ખેળો હોય ને ખીમરા. ૧૨

માન દેતાં મેલે નહિ, કુળસ્વભાવ કુસંગ;
ગર્ધવ નવરાવો ગંગ, તોય ખાખ ચડાવે ખીમરા.૧૩

સારું પરાયું સાંભળે, કોચવાય ઇ કજાત;
સરાય એજ સજાતા ખેમકુશળથી ખીમરા. ૧૪

સંચીઅલ ધન સુમાતણું, જોરજુલમથી જાય;
દોકડોય ન દેવાય, ખેરિયત ખાને ખીમરા. ૧૫

સવારથ વિણ સૂઝે નહિ, જગ બાધો જોનો;
જ્ઞાની તોય ગોને, ખોતરી ખાવાનું ખીમરા. ૧૬

દુ:ખ છે આબરૂદારને, જેને સારપથી સંઘોડ;
ફક્કડ ફરે વિફોડ, એને ખંભે પછેડી ખીમરા. ૧૭

મુસીબતથી મેલે નહિ, અપના કુળનો આગ;
કોયલ ઉછેરે કાગ, નોય ખાલ ન બદલે ખીમરા. ૧૮

માયાવાળાં ન માનવે, જગત સારુ જોય;
કરે ન સિફારસ કોય, ખાલી માણસની ખીમરા.૧૯

મિલકત ઝાઝી મેળવી, કર્યું ન મોટું મન;
એનું ધૂડધાણી થાય ધન, ખબરે ન પૂછે ખીમરા. ૨૦

## દુહા ભભૂતિયાના

આતમ થઇ ઉઠાંતરી, ઘર નહિ થાણાં;
ભાંગી પ્રોળ ભભૂતિયા, પાટણ પલટાણાં. ૧

દિલ્હી ભલી કે આગરો, આતમશાહ પતશાહ;
ભભૂતા કિયે ભેળશે, જોરાવર જમરાહ. ૨

ભભૂતો કહે દતામતા, ન ખર્ચે ન ખાય;
માખી મધ ભેળું કરે, પછી હાથ ઘસંતી જાય. ૩

મૂડી થોડી મમતા ઘણી, આય બણી અદ્ભુત;
તૃષા ન બૂઝી તન તણી, ભણી ન જાય ભભૂત. ૪

ભરતાં ફૂટગો ભાલિયો, રહી સરોવર રોક;
સાસુ થઇ છે શોકય, અવ ઓલ્યાની ભભૂતિયા. ૫

દનડા દડી દોટ જાય, વેળા વરતતાં;
કાયા પડી કપોળ, ભજ્યા વિણ ભભૂતિયા. ૬

ખેળા કૈંક ખપી ગયા, વિધવિધ પહેરીન વેશ;
ભજવ્યા વિણ ભભૂતિયા, નાવે મોજ નરેશ. ૭

## દુહા આણુંદ-કરમાણુંદના

આણુંદ કહે કરમાણુંદા સેદુ કયું ભૂલંત ?
દી' ઊઠે, દિશા ફરે, અવળા ઓપ કરત. ૧

આણુંદ કહે કરમાણુંદા, ગુણુ કર્યો કાં જાય ?
સાવઝ પડગો અજાડીએ, કાઢે એને ખાય. ૨

અતિ ડાહ્યો અળખામણો, અતિ ઘેલ ઉચાટ;
આણંદ કહે કરમાણંદા, ભલો ગડગડ ઘાટ. ૩

આણંદ કહે કરમાણંદા, રેગાં કેમ રીઝંત?
પડેલે આવે પાટુએ, પછી ગડદે પેટ ભરંત ૪

આણંદ કહે કરમાણંદા, વાંકા કેમ વળ્યાં?
ઉનાળે હળ હાંકલ્યાં ને ભાદરવામાં ભર્યાં. ૫

આણંદ કહે કરમાણંદા મૂંગે મોઢે રહેવું;
કાં નો કહેવું માગ્યેમાગ્યું, કાં નામ લઇને કહેવું. ૬

આણંદ કહે કરમાણંદા, કજિયામાં નવ જાવું;
ખીચડી ખાવી ગાંઠની ને જ્યાં ત્યાં રઝળાવું. ૭

આણંદ કહે કરમાણંદા, ગામડે જઇને રહેવું;
બાપો બાપો સૌ કરે, દઇને બમણું લેવું. ૮

આણંદ કહે કરમાણંદા, બાઇયુંથી છેટા રહીએ;
કાં તો કહેશે વંઠી ગ્યો, કાં નમાલા ઠરીએ. ૯

આણંદ કહે કરમાણંદા જોઇને પગલું ભરવું,
નહિ તો મૂડી ખોઇ ગાંઠની, મોત વિના મરવું. ૧૦

આણંદ કહે કરમાણંદા, મોટામાં જાવું થોડું;
કામ કરાવે ઠૂસ કઢાવે, કાં તો કહેશે ઓડું. ૧૧

આણંદ કહે કરમાણંદા, માણસે માણસે ફેર;
એક ગામ ઉજડ કરે ને એક વસાવે શેર. ૧૨

આણંદ કહે કરમાણંદા માણસે માણસે ફેર;
એક બોલે તે મીઠું લાગે, એક કડવું ઝેર. ૧૩

આણંદ કહે પરમાણંદા, માણસે માણસે ફેર;
એક લાખેય ન મળે, એક ટકાના તેર. ૧૪

આણંદ કહે કરમાણંદા માણસે માણસે ફેર;
એક લીલા લેર કરાવે, એક મરાવે ઠેર. ૧૫

આણંદ કહે કરમાણંદા, શેર ને માથે સવાશેર,
રાવણ લાવ્યો સીતાને તો રામે માર્યો ઠેર. ૧૬

આણંદ કહે કરમાણંદા, માણસે માણસે ફેર;
એક બેસે ગાદીએ ને એક વગાડે ભેર. ૧૭

આણંદ કહે કરમાણંદા, માણસે માણસે ફેર;
એક લઇને પાછા આપે, એક કરાવે ઝેર. ૧૮

આણંદ કહે કરમાણંદા, માણસે માણસે ફેર;
એક કરે ઉપરાણું ને એક વધારે વેર. ૧૯

આણંદ કહે કરમાણંદા, માણસે માણસે ફેર;
એક આપે કન્યાદાન, એક વાળ ઝમેર. ૨૦

આણંદ કહે કરમાણંદા, માણસે માણસે ફેર;
એક આપે સદાવ્રત, એક માગે ઘેર ઘેર. ૨૧

આણંદ કહે કરમાણંદા, ચીજે ચીજે ફેર;
એક લાખે શેર મળે ને એક ટકાની ત્રણ શેર. ૨૨

આણંદ કહે કરમાણંદા, માણસે માણસે મળ્યો,
એક વગાડે શંખલો, એક વગાઢે ગત્યો. ૨૩

આણંદ કહે પરમાણંદા. માણસે માણસે ટાળા;
એક એક સારૂ મરી પડે, એક ભરાવે ઉચાળા. ૨૪

આણંદ કહે કરમાણંદા. ઝાટકી ન દીજે ગાળ;
થોડે થોડે છાંડીએ, જમ પાણી છાંડે પાળ. ૨૫

આણંદ કહે કરમાણંદા, ધનથી બડો હે સંપ;
સંપસંપ કીડ્યો પત્થર વિશે, તરુવર ઘાલી લંપ. ૨૬

આણંદ કહે કરમાણંદા, એવડો ડોળ કીં રાખે!
અંતરમાં નહિ ઉમળકો, મોઢે મીઠાં ભાખે. ૨૭

આણંદ કહે કરમાણંદા, કોની જાને જાગે?
કરમમાં હોય લૂખું તો ચોપડ કયાંથી ખાગે? ૨૮

## દુહા પ્રાસ્તાવિક

ધરતી લીલી જોઇ, અંગમાં ઇર્ષ્યા ઊમટી;
કજાત જવાહો કોઇ, એની કાયા સળગે કાનીઆ.૧

દૂધ બગડયું ને દહીં થયું, માખણ ઘૃત મલાઇ,
કિંમત વધતી જાય, કસોટીથી કાનીઆ. ૨

મન મજુસ ગુણ રતનપર, ચૂપક દીજે તાળ;
ગ્રાહક મળે તો ખોલીએ, કુંચી વચન રસાળ. ૩

હાકલ સામો હાલવો, લૂંટવો અરીસું માલ;
જશ મેળવવો જગતમાં, સેલો નથી સાવ. ૪

સાયાં મેરે તુમ હો, તુમ લગ મેરી દોર;
જૈસે કૌવા જહાજકા, સૂજે ઓર ન ઠોર. ૫

દુવો સાચો દીકરો, જેતું કોલ કરારી કામ;
છંદાં કવિતાં ચીથરાં, ન રે . એકેય નામ. ૬

વરસ કાઠો, દન પાતળો, તસગર વિદ્યા તાય;
જાકબ સગો, જુગઠ વિદ્યા, પાંચે હળવા પાય. ૭

કઉં કધર કર્યે, કધર મન કેળે નહિ,
એથી ઉધરાં અમે, સોયના સોરખ્યાં સુરના. ૮
માતો સાંઢ મછરાળ, ફોળે ઉકરડા ફડે,
પણ વંકો ગઢ વેરાડ, કુંજર ગોડે કાનડા. ૯
બોલે ઇ બીજો નહિ, ભીમો કે ભગવાન;
અંતર વચ્ચે એટલું, આંખ ન લાળે કાન. ૧૦
સાયાં ઇતનો દીજિયે, જામે કુટુંબ સમાય;
મેં ભી ભૂખા ના રહું, અતિથિ ભૂખા ન જાય. ૧૧
છીપાં કહે સમુદ્રકો, કહ તુમસે લેત;
આશા હે અસ્માનકી, શોભા તુમકો દેત. ૧૨
જળ ખારો જોઇ, મરજીવા ફેરવ મ મોં;
તળિયાં તપાસી જો, તને કુબેર કંગાલ લાગશે. ૧૩
સામેરી આ સંસારમાં, કેનોક વણજ કિયો?
ઝડપ નાખી હંસને, તાં કગવો હાથ થિયો. ૧૪
સામેરી સમય વીત ગ્યો, જાણ્યા નહિ જગદીશ;
નાળ જમની કાટીઓ, કયું કાટયો નહિ શીશ? ૧૫
પીતળિયાંમેં પીરહે,
હોય મર સો(ચો)ખા ને સા(છા)હ;
અંગતુંની કરીએં આશ, પોતાનાં જે પાલરવ. ૧૬
ખૂણે બેસી ખવરાવીએં, કાંડાં મરડી ન કોય;
જાને દિયે જોય, અનવડય લિયે આબરૂ. ૧૭
ગાભે પોરે બાજરો, છેલ્લી પડાએં જાયું;
મોહર ફૂટતાં માહુડો, અને કોમળ વચની નાર્ય. ૧૮
પરાધીનતા દુઃખ મહા, સુખ જગમેં સ્વાધીન
સુખે રહે શુક વન વિષે, કનકપીંજરે દીન. ૧૯
પીયા પા-પકરે, પા-પકરે પહિચાન;
પા-પકરે બડ હોત હે, ધ્રુવ પ્રહલાદ સમાન. ૨૦
માથું કૂટયે માનવી, બે પાંચ વિદ્યા પાય;
રામ રીઝે તો રાઘડા, નવખંડ નીલા થાય. ૨૧
શ્વાન સરપ મુષક ઉધઇ, માકડ મચ્છર માત્ર,
કારણ વિણ કરડયા કરે, દુર્જન પિશુન કુપાત્ર. ૨૨
ગાડાં મોઢે ગણ કરો, ભવોય ભેળા વસો!
આજો નાનો ને ઓરતો, કમાણહને કસો. ૨૩
કામી કળ ન ઓળખે, લોભી ન ગણે લાજ,
મરણ વેળા ન પારખે, ભૂખ્યા ભરખે અખાજ. ૨૪
સૂમ ચાકરી, આક ફળ, અજિયા કંઠે થાન;
સ્વાદ વિનાનાં સમજવાં, વેંડળાં જોબન જાણ. ૨૫
અકલ આપે ઉપજે, દીધે કીતનીક હોય;
જનમ બધો જળમાં ગયો, કુરચલ તર્યો ન તોય. ૨૬
ખાધી નહિ, ખર્ચી નહિ, મેળી તલ મઠા;
સર્ગાપરની શેરીએ, કોઇ ગંઠડીવાળા દીઠા? ૨૭
આ ભવ આયા, ઓ ભાવ આવશે નહિ;
ભવ એને ભૂલ્યા, ફલના ફેરો થિયો. ૨૮
ન ખાધી ન ખવરાવી, ન વાપરી વગે;
માછલીએ ધરો ભેળંગો, પછે બાંખડ થઈ બગે. ૨૯
હે મન તજ તું શ્યામતા, કેશ દિયે ઉપદેશ;
હમ બદલે તુમ વો રહે, તામેં બડો કલેશ. ૩૦
મન માતંગ માને નહિ, જબ લગ ખતા ન ખાય;
રાંડી રાંડકો પૂત ભો, ઘણુ લકડેકું ખાય. ૩૧
ગજ ગમની જોબન ગયે, પુરુષ કરત રસ-પ્યાર;
ચુંબન લેત સંસાર સબ, વિશ્વ કરો વિચાર. ૩૨
સંગતિ સુમતિ ન પાવહીં, પરે કુમતિ કે ધંધ;
રાખો મેલી કપુર મેં, હીંગ ન હોય સુગંધ. ૩૩
ભાવનકી લાત ભલી, અન-ભાવનકો નેહ;
કૌને કામ કમાલીઆ, ફાગુન વરસ્યો નેહ. ૩૪
સાંયા મેરે ચાહીએ, રાજી સીતારામ;
બીજા રીઝે કે ખીજે, મેરા ન બીગડે કામ. ૩૫
ભગવંતસે ભગત બડે, કહ ગયે સંત સુજાન;
પુલ બાંધ રઘુવીર ચલે, કૂદ ગયે હનુમાન. ૩૬
ઊંચે બૈઠે ના લહે, ગુન બીન બઢપન કોય;
બૈઠો દેવળ શિખરપે, વાયસ ગરૂડ ન હોય. ૩૭
ધરમ રુ હોય ધરમજે, ધર્મે હાનિ ન હોય;
ધરમે જીત્યા પાંડવો, હાર્યા કૌરવ સોય. ૩૮
સાંયા ટેડી અંખિયાં, લેરી ખલક તમામ;
ટપુક ઝોલા મહેરકા, લાખું ભરે સલામ. ૩૯
અવધ નીર તન અંજલિ, ટપકત શ્વાસ ઉસાસ;
હરિ ભજ્યા વણ જાત હે, અવસર ઈસરદાસ. ૪૦

# ચડી ચકાસર પાર, "હિલે હોથી ન્યારિયાં"
# દુહો અને કચ્છનું લોકસાહિત્ય

રામસિંહજી કાનજીભાઇ રાઠોડ

## કચ્છી 'ડુઓ'

૦

ગાલિયેંજા ડુંઆ સાખી, હઇંયેં સાંખી ધકક;
વઇંયેંજા વથાણુ સાંખી, ઉતર સાંખી અકક.

વાર્તાના ઘટનાતત્ત્વની સાક્ષી દુહાથી પુરાવાય છે, ઘાયલ થયાની સાક્ષી લાગેલો જખમ દેખાડે છે, ચરવા ગએલા ધણની સાક્ષી એનું વથાણુ બતાવે છે, જ્યારે ટાઢો ઉત્તરવા લાગવા માંડે છે એની સાખ આકડાની સોક પૂરે છે. આ 'ડુઓ' લોકકથામાં 'દુહા'નું માહાત્મ્ય દેખાડે છે. લોકસાહિત્યમાં દુહો દેવો એટલે કચ્છીમાં "ડુઓ ડિણો" એમ કહેવાય છે. સમગ્ર કચ્છી વાઙ્મયમાં દેવાતા આવા દુહાના ગર્ભ-ગઠન થકી કચ્છનું લોકસાહિત્ય સચવાયું છે. લોકકથા કરતાં પ્રથમ 'ડુઓ' દેવાય અને એના મંડાણ ઉપર ઘટના–ગાથાનું ચણતર થય. કચ્છીમાં દંતકથા અને તવારીખી લોકવાતો દુહા થકી વિકસાવાય છે.

## દુહા વાઙ્મયનું લોકસર્જન

૦ લાંબીપહોળી લપ વિનાના ચુટાયણુક દુહાની ચોટદાર વાણી કચ્છી લોકસાહિત્યની ખાસિયત બતાવે છે, અને ખરી ખૂબીનો ખયાલ પણ કરાવે છે. જન-સંસ્કૃતિના સમસ્ત લોકભાવની માર્મિક અને મનોરમ એવી અનાયાસ અભિવ્યક્તિ આવા થકી કરાવાય છે. દુહો એ અંતરની ઊર્મિનું લયબદ્ધ ઉચ્ચારણ છે. રોજિંદી બોલચાલની ભાષાના સીધાસાદા અને ઓછા શબ્દોમાં આ રીતે દુહા થકી લોકવાતોનું સાહિત્યિક સંસ્કરણ કરાવાયું છે. લોકરુચિને ગમે અને ઘડ બેસે એવી લોકભોગ્ય અને લોકરચિત વાતો પ્રાચીન પરંપરાથી દુહાની બે પંક્તિના કાંઠા વચાળે વહેતી આવી છે. કચ્છની રસમય અને રહસ્યમય એવી ઘણીક કથા, કહાણી અને કહેવતો, શાસ્ત્રોક્ત સીમાબંધન વિના, સહની સહજોક્તિ જેમ સર્જાતી, દુહારચના દ્વારા કહેવાઈ છે. એમાં સાહિત્યના કેટલાક વિશિષ્ટ પ્રકાર અને રંગરસ સમાવિષ્ટ કરાય છે. એટલે દુહાવાઙ્મય દ્વારા થએલું આ લોકસર્જન સાચું લોકસાહિત્ય થઈ નીવડે છે,

## દેશજ દુહો અને લોકસાહિત્યની ભરમાર

૦ કોઈ રોમાંચક કે રહસ્યમય ઘટનાથી, સાહસશૌર્યની વીરતાભરી કુરબાનીની કોઇ કથાથી, જનજીવનમાં ગવાયલી કોઈ પ્રેમપ્રધાન ગાથાથી જ્યારે લોકમાનસ પ્રભાવિત બની હલી ઊઠે છે ત્યારે , જે ભણતીઆળ નથી એવો લોકકવિ મુક્ત મને અને દરિયાવ દિલે દુહોદાસ્તાનમાં એને રોચક રીતે કલારૂપ આપી ચિરજીવ બને એમ બેસાડી દે છે; અને પછી બધા સાથે મળી જનસમૂહમા એનો એકત્રિત આનંદ માણે છે. ભાટ, ચારણ, બારોટ, ઢાઢી, મીર અને લંઘાઓએ પોતાપોતાની આગવા ઢંગની વાર્તાકારની શૈલીમાં, તો રાવળ અને ભવાયાઓએ એના નાટ્ય-સ્વરૂપમા આ લોકસાહિત્યનું સંમાર્જન કર્યું હતું, એને સમાલ્યું હતું. કોમલ કંઠે અને સુરીલા સાદે એઓ, હળવી શૈલીનુ જ્ઞાનપ્રદાન અને અશ્લીલતા અને અશુભ-ના અભાવભરી સમજની સમજ દેવાનું આ ઉમદા સાધન પૂરું પાડતા આવ્યા છે. મનોરંજન પૂરું પાડતી લોકવાર્તાઓ કરી એઓ કમાઈ કરતા એ હકીકત છે; પરંતુ જનસમાજને મંગલ કામનાભરી પ્રેરણાશક્તિ પાતા એ પણ પ્રમાણિત વાત છે. પરંતુ આવા લોક-કથાકારોનાં પૂરાં નામ સુદ્ધાં આપણે સંભારી સાચવી શકયા નથી. એક વખત હતો જ્યારે કચ્છમા ગામેગામ, ટાણે–પ્રસંગે એવો ચાલ હતો કે ઢાઢી ગાય, વગાડે અને વાર્તા કરે, સમાયી ભાટ સમાવંશના વીરપુરુષોના દુહા બોલે અને એની વાર્તા કહે, વંશાવળીની બિરદા-

વલી બોલે અને વિનાવાજનમાં વાર્તાકાર બની મનો-રંજન પણ કરાવે. પણ હવે જમાનો બદલાયો છે; અને એ પેઢીમાં ઘટાડો ગળી ગયો છે. કોઈ આવડત-વાળા બારોટ, ભાટ કે ઢાઢી હાથ આવવાનું વિરલ બન્યું છે. તેમ વળી આવી દેશજ દોહાબદ્ધ મૂળ લોક-રચનાઓ એના અસલ રૂપમાં પૂરી નોંધાઈ પણ નથી. મુદ્રણકળા આવી એટલે આવા કચ્છી લોકસાહિત્યનું રૂપાંતરિત સ્વરૂપ કચ્છની પ્રાચીન લોકકથાઓ રૂપે ગ્રંથસ્થ થયું છે ખરું; જે પાઠફેર થઈ એક કે બીજારૂપે ભેળસેળવાળું બની આજે પણ કેટલાંક સામ-યિકોમાં અપાતું રહે છે. આ વાત તો એટલી વધી છે કે અદ્યતન કટારલેખકો જુનવાણી લોકસાહિત્યને નવીનતાના નામે ફેશન તરીકે અપનાવી લે છે. પ્રાચીન લોકસાહિત્યનાં અંગોની પ્રેરણા અને પ્રણાલી પાધરી કરવાના બહાને કોઈક તો પોતાની સ્વરચિત કૃતિઓ લોકસાહિત્યમાં ખપાવે છે; કે ચવાઈ ચવાઈને ઊતરેલી કક્ષાની બનેલી લોકકૃતિઓને પોતાને નામે ચડાવી પણ દે છે. આવા લોકો તો લોકસાહિત્યની ડોકી મરડી એના પતનનું પાપ વહોરે છે, જ્યારે સાચા લોકસાહિત્યકારને પ્રસિદ્ધિની પરવા નથી રહી. એ તો એની ધૂનમાં, એના લોકસમાજમાં સંતાઈને એકરસ થઈ રહ્યો છે. સાચા લોકસાહિત્યરૂપે દેશજ રચનાઓ તો લોકહૃદયમાં ઘર કરી રહી છે; એ લોકભોગ્ય બની લોકજીભે રમતી રહી છે.

## દુહાબદ્ધ કચ્છી લોકસાહિત્યની તવારીખ

૦ પરંપરાગત એવા દેશજ લોકસાહિત્યની માતબર મૂડી કચ્છમાં ભરપૂર ભરી છે. એની એક મહત્ત્વની નોંધ, મીસીસ પોસ્ટાન્સે લખેલા અને ૧૮૩૯માં પ્રગટ થએલા અંગ્રેજી ગ્રંથ 'Cutch or random skethes'માં પા. ૧૮૮ થી પા. ૨૦૨ સુધીમાં આપેલી છે. આમાં એમણે કચ્છના દુહાસાહિત્ય અને લોકકથાઓનું વિશદતાથી વિવરણ કર્યું છે. શ્રીમતી પોસ્ટાન્સ પોતાના કચ્છ–નિવાસ દરમ્યાન ઘણા કચ્છી લોકવાર્તાકારો, ભાટ અને ઢાઢીનો સંપર્ક કરે છે, તેમની સાથે ડાયરા કરે છે અને તેમાં વીરરસની વાતો સાંભળે છે. ભાષાભેદે તેમને ના સમજાય છતાંય આ ચંચળ અને ચુટા વાચાળ વાર્તાકારોનું કથન તેમને બહુ અસરકારક લાગ્યું હતું. દુહાઓ ભરેલી કચ્છી બોલીની વાર્તાઓની ગુજરાતીમાં લખેલી એક હસ્તલિખિત પ્રત જાડેજાઓના એક ભાટે તેમની કને રજૂ કરી હતી. તેઓ નોંધે છે કે આવી ત્રણસોથી ચારસો લોકવાર્તાઓ ચોવીસ પ્રકારે છંદ, દુહા અને રાગમાં કચ્છમાં પ્રચલિતપણે બોલાય છે. તેમાંથી સૂર્યફૂલ સમા લાખો ફુલાણી અને સતી સોનલ તથા સસીપુન્નુની પ્રેમકથાઓ ઐતિહાસિક લોકવાર્તાના રૂપમાં એમને બહુ જચી ગઈ હતી. આ વાર્તાઓનું ટૂંકું ટાંચણ પણ એમના આ તવારીખી ગ્રંથમાં એ ઉતારે છે. ઉપરાંત એ ટાંચ મારે છે કે આ બદલાયેલા જમાનામાં વીરરસની વાતો કરતાં ડાયરામાં તો પ્રેમકથાઓ બહુ જનપ્રિય બની બેસે છે. કચ્છ સિવાયના બીજા ભાગના કવિઓની કચ્છી સિવાયની ઈતર ભાષાની કૃતિઓ કચ્છમાં પ્રવેશ પામી ચૂકી છે; જેથી કચ્છની સ્વદેશી અને સીધીસાદી વાતો ઉપર એની વિપરીત અસર થવાની દહેશત એ બતાવે છે; અને લખે છે કે સ્થાનિકની સાચી લોક-કળાની કૃતિઓની એથી ઓછપ વર્તાશે.

## 'કચ્છ દેશનો ઇતિહાસ'

૦ કચ્છના ઈતિહાસની વાતો કચ્છની લોકકથાઓ બની ગઈ છે.

લાખે નેં લખધીર બોએ જન્મ્યા જાડા,
વેરેં ઘરેં લાખો વડો, જેંથું જાડેજા.

આવા દુહા ભરેલી કચ્છની લોકકથાઓમાં કચ્છનો ઇતિહાસ ધબકે છે. ૧૮૭૬માં પ્રસિદ્ધ થએલો આત્મારામ કેશવજી દ્વિવેદીનો 'કચ્છ દેશનો ઇતિહાસ' કચ્છની આવી દુહામંડિત તવારીખ છે.

## જીવરામ અજરામર

૦ વીસમી સદીના આરંભે કવિ જીવરામ અજરામર કચ્છમાં લોકસાહિત્યના અગ્રગામી પ્રયત્નકાર રહ્યા છે. ભુજમાંથી એ "સરસ્વતી શૃંગાર" સામયિક પ્રગટ

કરે છે. જુલાઈ ૧૯૦૦ ના પ્રગટ થએલા એના પ્રથમ અંકમાં કવિ નિવેદન કરે છે કે "...વળી કચ્છી ભાષાનું કેટલુંક ઉત્તમ સાહિત્ય જે અત્યાર લગી ગુજરાતી વાચકવૃંદ માટે કેવળ અપ્રસિદ્ધ છે તે પણ ગુજરાતી અર્થ સહિત દાખલ કરવાને યત્ન કરીશું." અને એમ 'સરસ્વતી શૃંગાર'માં કચ્છની ઐતિહાસિક લોકકથાઓ આપવાનો એમનો પ્રયત્ન યશસ્વી રહ્યો છે. કવિ જીવરામ અજરામર સંશોધિત "કચ્છની જૂની વાર્તાઓ (ઐતિહાસિક લોકકથાઓ)" એમના પુત્ર રાજારામ જીવરામે ૧૯૨૯ માં પ્રસિદ્ધ કરી છે. આમાંની કેટલીક વાતો જીવરામ કવિએ પોતાના 'સરસ્વતી શૃંગાર'માં, હાજી મહમ્મદના 'વીસમી સદી'માં અને 'ગુજરાતી'ના જૂના દીપોત્સવી અંકોમાં વિશદતાથી આપેલી છે.

ઉજાર્યો આસ કરે, (સે) સાણે મથે સિજ્જ
પખે મિંજ પધમણી (જિંય) ડે વરાકા વિજ્જ

સ્વદેશના સાણા ડુંગર ઉપરથી સૂરજે આશાભર્યું અજવાળું પાથર્યું છે. એવે વીજળી જેવી પદમણી પખા(ઘર)માંથી ચમકે છે, તે 'જેડી સુરત સિજ્જ તેડી મૂરત મારુંઈ'–મારુઈની મૂરત પણ સૂર્યની સૂરત જેવી દીપે છે. એ "મારુઇ ઉમર"ની લોકવાર્તા ૧૯૧૦ ના 'ગુજરાતી'ના દીપોત્સવી અંકમાં કવિ જીવરામ શોખથી આપે છે. એ રીતે "કારાયલ સમો અને કપુરી સંધાર"ની પ્રેમરસભરપૂર વાર્તા ૧૯૧૨ માં અને "જામ પુંઅરો અને જખદેવતા" ૧૯૧૩ ના ગુજરાતીના દીપોત્સવી અંકમાં એ આપે છે. એમાં જખદેવતાની વાતમાં ફકફડ એટલે ભૂરિયા ઝંઢિયા વાળવાળા જખોનો ઈતિહાસ 'જખોના દુહા'માં કહે છે.

## કચ્છી દુહાની ભાષા

૦ કચ્છી દુહાઓમાં કચ્છી ભાષાનું પ્રાધાન્ય રહે, પરંતુ વાત જ્યારે પ્રાદેશિક સીમાડા ઓળંગી પડોશી પ્રદેશ સાથે સંકળાય છે ત્યારે તેવી કચ્છી લોકકથાઓમાં સિંધી, મારવાડી, ગુજરાતી અને કાઠિયાવાડી બોલીની છાંટ એના દુહાઓમાં ઊતરેલી દેખાય છે. કચ્છમાં કચ્છીમાં કહેવાતી મારુ કચ્છી શૈલીની "મારુ અને ઢોલો"ની દુહાભરી પ્રેમકથા કવિ જીવરામ ૧૯૧૫ના ગુજરાતીના દીપોત્સવી અંકમાં આપે છે. એમાં સર્વાંગ સુંદરી મારુના રૂપનું વર્ણન એક જ દુહા દ્વારા પ્રાણીઓની નામાવલીથી વિશિષ્ટ રીતે અપાય છે :

સસી, સાવજ, પારાંવત, પન્નગ, કીર, કપોત,
કુરંગ,
મધુકર, મીન, મિયૂરગત એતા મારુ અંગ.

તેવી જ રીતે એના જન્મજાત સ્વભાવનું વર્ણન કરતાં દુહો કહેવાય છે :

અસીં જંગલજા મોરલા કાંકણ ચૂણ ચરાં,
ઋત અચે ન બોલસાં હૈડે ફાટ મરાં.

અને પ્રકૃતિજન્ય વિરહવ્યથાનો ચિતાર આપતાં કચ્છીમાં દુહાના રહસ્યથી સમજાવે છે :

ઉંનો ગજે, ખીવણ ખિવે, વસે મેવલો દેસ
ગોરાં ભિજ્જે ગોખમેં ઇનજો પિરિં પરદેસ

દૂરસુદૂરથી ગર્જના સંભળાય છે, વીજળી ચમકે છે, વતનમાં વરસાદ વરસે છે ત્યારે જેનો પ્રીતમ પરદેશ છે એ ગોરાંદે વિરહવ્યથાના ઉકળાટથી ગોખમાં ઊભેય ભીંજાય છે :

અને જીવરામ અજરામરે 'સૂણી અને મેહાર'ની એક કચ્છી જનકથામાં બેત દુહો દીધો છે.

હિંકડયું ન ગિડે ઉનારે, આંઉ સરે શિયારે,
તન વિજાંતી તાર મેં, અરવાજે આરે,
પણ, મોબત તી મારે, (નકાં) કેર ગિડે હિન
કુનમેં.

મહોબ્બતની મારઈ અરમાનભર્યા દિલથી (પ્રીતમને પામવા) હું તરવા પડી છું. નહિ તો બીજાં બૈરાં જ્યાં ઉનાળામાં ઊતરતાં અચકાય ત્યાં ભરશિયાળે આ ઊંડાં પાણીમાં કોણ ઊતરે ? અહીં આવા બેતમાં સૌન્ધવી અસરની સુવાસ છે.

ઢોલીથરગનો . ઢોલી જેવી જૂની લોકવાર્તાથી શરૂ કરી હજુ ગઈકાલની વાત જેવી 'વીજળી'ની જળ-સમાધિની ઘટનાની લોકકહાણીઓમાં, દુહાના બીજ ઉપર અંકુરિત કરેલી વાતોને ભજનો, ગીતો, રાગ. રાસડા, કાફીઓ, સલોકા, કહેવતો અને ગુજરાત જેવાં કચ્છી લોકસાહિત્યનાં અનેકવિધ અંગોરૂપે આવરી લેવાયાં છે.

## "હિલે હોથી ન્યારિયાં"થી વ્યક્ત કરાતો ઓઢાનો સજાતીય પ્રેમકિસ્સો

૦ ઓઢા હોથલની કચ્છી પ્રેમકથાની લાક્ષણિક લોકગાથા પરંપરથી હૃદયંગમ અને જનપ્રિય રહી છે. "ચડી ચકાસર પાર, હલો હોથલકે ન્યારિયેં" દુહો બહુ જ જાણીતો અને લોકપ્રચલિત છે. એમાંથી એવો ભાર ઉપસ્થિત થાય છે કે જાણે ઓઢો બધાને હાકલ કરે છે કે "હાલો, આવો, ચકાસરની પાળ ઉપર આવો; આ સાંવરા સરોવરમાં હોથલ નાહવા પડી છે એને નિહાળીએ !" ઓઢો શું એવો ગાગલો અને ગમાર હતો ! શું એ ફીકલો હતો કે આવો તાસીરો કરે ! એને શું લકુંબો લેવો હતો કે પોતાની પ્રિયતમા પદ-મણી હોથલને જોવા આવવાનું અન્યને આવાહન આપે ! પરંતુ આ દુહાના આ શબ્દો અત્યાર લગીના આ રીતે જ બધા સાહિત્યકારો થકી નોંધાયલા છે અને સાહિત્યમાં એ સ્વીકારાયા છે. પરંતુ લોકસાહિત્યના સાગરમાં જરા ઊંડા ઊતરીએ, સાચા લોકકથાકારની લહેમાં આવીએ તો ત્યારે લોકભાવનું સત્ત્વ પામીએ ખરા ! મણિયારે જતાં, કોટેસરથી નીકળી કનોજ થઈ રામશહેનાઈ આવ્યા. ત્યાં મીરાશી હીરૂનો ભેટો થયો. એની કને જેલી હોથલની વાતમાં આ દુહાનો સાચો શબ્દબોધ સાંભળવા મળ્યો. પાઠફેર પામેલા આ દુહાના ખરા [illegible]ફેટ થયો; ત્યારે એની પહેલવહેલી પરખ પડી તે છે :

ચડી ચકાસર પાર હિલે હોથી ન્યારિયાં;
(તિત) વિછાય વિઠિ વાર, પાણી મથે પધમણી.

ઓઢો તો હોથીની શોધમાં છે ! એ ભુરાંટો મને ભમે છે. ત્યારે ચકાસરની પાળ ઉપર ચડી ઉકાંઢભર્યા દિલથી એની આંખો હોથીની તલાશમાં છે; ત્યાં તો નજરે ચડે છે જલલહરમાં પોતાના કેશનું સૌંદર્ય પાથરી પડેલી સ્નાન કરતી સુંદરી ! ઓઢો ચક્કર ખાઈ જાય છે.

પ્રણી મથે પન, તરે ને તીકું ડે;
તીંય અસાંજો મન, લુડે લોરી વિચમેં.

જલતરંગમાં પાંદડી ઘડીકમાં તરતી ઉપર આવે અને ઘડીકમાં ડૂબકી ખાય એમ ઓઢો ઓચરે છે કે એનું મન પણ વિચારવમળમાં હેલારે ચડે છે. ઓઢો તો એના મનના માનેલા મોર 'જેવા મિત્ર હોથીને તલખે છે. પાળ ઉપર એ હોથીનાં કપડાં અને ઘોડો જુએ છે.

પુરુષ હોથીના બદલે ઓઢો જ્યારે સ્ત્રી સુંદરીને દેખે છે ત્યારે અચાનક લાગતા ચમત્કારનો આ ચમ-કારો એના દિલમાં વિઘાતકભાવ ઉત્પન્ન કરે છે. એને ક્યાં ખબર હતી કે હોથી એ તો પુરુષવેશે હોથલ હતી ! ઓઢાનું ચિત્ત હોથીની ચિંતામાં ચિમાય છે. એ તો હોથીને ઝંખે છે. એને મુડસની મુલાયમ મહો-બત માણવી હતી. મુડસમુડસના પ્રેમભાવની મુડસાઈની-મજા એના અંતરને મરકાવતી હતી. એને સજાતીય સ્નેહ સ્વીકાર્ય હતો. એને પોતાનું કરવું હતું, કાંઈક, એને જોઈતું હતું કાંઈક અને દેખાય છે, વેદનાભર્યું માધુર્ય !

## "આંકે ત હેડો જ ખપે !"

૦ હોથીના અશ્વને પંપાળી બચીઓ દેતો ઓઢો ડોથી (હવે હોથલ) માટે પ્રેમનાં સૂચિત નખરાં કરી, ચહેરા પર સમભાવે ભાવપ્રભાવ પાથરી કરી, પ્યાર પ્રગટ કરે છે. પાણીમાંથી બહાર આવતી, ખીલેલા કમળ જેવાં સુવાસિત અંગાંગવાળી, ચંદ્રમુખી પદમણી હોથલની હરિણી જેવી થરકતી અણિયાળી આંખોમાં ઓઢાની નજર ટકરાય છે. હંસ જેવી અદા અને અવાજમાં "આંકે ત હેડો જ ખપે !" કહેતી હોથલ ઓઢાને દેવસત્ત્વ દેખાડે છે. નાહીને નીકળેલી સદ્યસ્નાતા સૌંદર્યદેવી સરિખી હોથલના

જેવી ચમકથી ઓઢા અંજાય છે. સોનેરી ફૂલડાંધારી બાવળની ઓથે ભરાઈલી નમણી હોથલે, પોતાના વીખરાયલા વાળમાં છુપાયલા મીનાક્ષમાંથી, પોતાનો વંશવેલો વધારવા સર્જાયલા ઓઢામાં, નેણલાં હણીને મનડાં હરતું પોતાનું જ સુખ જોયું !

૦ પછીથી આ પ્રેમકથા જે આગળ વધે છે તેમાં કોઠીમાંથી નીકળેલી હોથલને સામાજિક નૈતિક પાસે ઓઢો સ્વીકારી લે છે; પણ એનું આંતરમન તો સતત કોઠીના પ્રેમભાવભર્યું રહે છે. એ તો ઝંખે છે સમલિંગી સ્નેહને. અંતે જતાં એ ઢાને જોઈતા સજાતીય પુરુષપ્રેમની ભૂખ અતૃપ્ત રહે છે. છતાંય ઓઢા હોથલના પરસ્પર પ્રેમમાં નવીનોક ને નરવી સજ્જડતા જન્મે છે. હોથલ ઓઢાના પુરુષાતનને ચાહતી હતી. હોથલ સમજે છે કે એમ કરી એ પોતાના જણ્યાના પિતાની પ્રેમભક્તિ કરે છે. આવા પ્રેમની દિવ્ય તૃષ્ણામાં આત્મીય ઓઢાને હોથલ પોતાના શ્વાસસમ રાખે છે. લોકવાર્તા છેવટે તો હોથલને પરી થઈ ઊડી જવાનો ઉપાલંભ આપે છે. ઓઢાનો દિમાગ હોથી માટે ઝૂરતો રાખી વિરહવ્યથાની આ કાવ્યવાર્તાને લોકકવિ દુનિયામાં સ્વપ્ને પણ માંડ દેખાય એવી દિલચસ્પ બનાવી દે છે. આકાશની છાયામાં ધરતી પર રહે આ લોકમાંય પરલોકથી પર એવા ભાવવિભાવ લોકકળા અને લોકસાહિત્યની દુનિયામાં પ્રગટ થઈ જાય છે!

૦ દુહાના એક જ શબ્દમાં 'હલો' અને 'હિલો'-ના જાણે ફક્ત કાનો-માત્રાના કાનસૂરી જેટલા પાઠફેરથી "ઓઢોહોથી"ની સજાતીય કામુકતાની મનોવિશ્લેષણભરી આવી વિરલ અને અજબની પ્રેમકથા જાણે અત્યાર લગી આપણા લોકસાહિત્યમાંથી ગાયબ કરી દેવાઈ હતી!

## કચ્છી દુહાની દુનિયામાં થતા અનર્થ

૦ નોંધ લેતાં સમજફેર થતાં, કચ્છી ભાષાના અજ્ઞાનને લીધે કે ભાષાભેદના કારણે અનર્થ થતાં કે છપાઈના કંપોઝમાં શબ્દોના અક્ષર આઘાપાછા મુકાઇ જતાં કચ્છી દુહાઓની સમજમાં ઉપર્યુક્ત જેમ ગોટાળો કે ક્યાં કાંઇ અર્થફેર થઈ જવા પામે છે અત્રે પ્રસ્તુત દુહાઓમાં જ્યાં લાગ્યું ત્યાં એની એવી સુધારણા કરી એનું શુદ્ધ અર્થઘટન આપવા યત્ન તો કર્યો છે. ઉપરાંત આ લેખમાં કેટલાક નવા દુહા પણ ઉમેરવામાં આવે છે જે અત્યારલગી કચ્છી લોકસાહિત્યમાં વણનોંધાયલા રહ્યા હતા.

## કચ્છી દુહામાં લાખેણી લહે

૦ લોકસમાજના સૌંદર્યસત્ત્વ સરિખી લોકસાહિત્યની દુહારચનાનું રટણ જીવનનો ભાર હળવો કરે છે. આવા દુહાભરી લાખાની એક લાંબી લોકકથાનો ટુચકો સાંભરી આવે છે. કચ્છની કનોજ કંઠારે પ્રકૃતિપ્રેમી લાખો પરિભ્રમણ કરતો આવે છે એવે જીવને હેઠો કરવા ત્યાંના માલધારીના પખામાં એક રાત્રે 'ભાવ'માં એ ભળે છે. ઉકાંસ કરાવી કરાવી માંડ માંડ વરસાદ પડે ત્યારે ધરણીમાંથી જેવી સુવાસ ઊપડે છે, નવોઢા ઢેઢડીના રૂપસૌંદર્યમાંથી ધરતીની આ સુવાસ જેવી સુગંધી એ વારે લાખાને ત્યાં સાંપડે છે. બધાની આંખ ખેંચાય એમ ઢેઢડીના પછેડાનો છેડો ખસે છે. લીસા રણમાં જેવો ઘાટીલો ખાડો દેખાય એવી દૂંટીવાળું, જાણે ધાવણું બાળ પડયું હોય એવું એનું પેટ લાખાને આકર્ષે છે. છાતી ઉપર હિલોળા લેતી એની સાતસેરી કંઠીથી ડોક ડૂલે છે. પાંથી પાળેલા ને વીંડલા વાળેલા, મધપૂડા જેવા ચમકદાર ને કાળા સુંવાળા વાળ વચમાં ખીલેલા એના રૂપાળા મુખડામાં, એની નાકની નથ, રાતાં બે ફૂલ જેવા એના હોઠને ગલગલિયાં કરી ઢેઢડીને મુરકાવે છે. લાખાને એ નથની અદેખાઇ આવે છે. ત્યારે ધરતી પર પછડાતા ઢેઢડીના પગના ઝાંઝરનો ઠમકાર લાખાને એકાએક સચેત કરે છે. લાખાનું હરિયાળું વ્યક્તિત્વ જાગે છે. એની ચમકભરી આંખ આડેથી દુનિયાદારી હેતભાવનું આવરણ હટે છે. ઢેઢડીના દૂધાળા દેહમાં કુદરતનું અમૃત પીધેલું રૂપ અને દીપ્તિ લાખાને દેખાય છે. મદનવિકાર વિનાનો લાખાનો પુણ્યકારી પ્રેમભાવે પ્રગટે છે. સૌંદર્યપ્રેમની સૌંદર્યપૂજા થકી લાખો ઢેઢડીને 'ભેર' કહી બોલાવે છે. વિસરામ રાવળ પાસે વરસો પહેલાં ભુજડમાં,

લાખાના શૃંગારરસ વિશે લાખા ફૂલાણીની કાંઈક આવી લચકતી લોકકથા સાંભળ્યાનું સમધણે ચડે છે. ત્યારે વાર્તાને અંતે તો દિલે દ્રવી બેઠેલા શૃંગારપ્રેમી લાખાને એ બોલાવે છે :

લાખો ચે મું બારીજા લસ્ગ્રી છીપરીયાં,
(જિતો) હથ્થ હિલોરે, પગ ઘસે, ગહેકે ગોરલીયાં.

અંતસમયે શૃંગારરસિયો લાખો લવે છે કે "મારા મૃત્યુ બાદ મારા શબને, પાણી–આરે પડેલી કોઈ એવી લીસી છીપર માથે બાળજો કે પછી જેના ઉપર હરખાઈને બેસી, હોંશે હોંશે હેતથી હાથ હિલોળી અને પ્રેમથી પગ ઘસી સુહાસિની સુંદરીઓ સ્નાન કરે."

## માંમૈના મસ્તકની દુહાવાણીની વાનગી

○ માંમૈના દુહાની વાણી કચ્છના પ્રાચીનતમ લોકસાહિત્ય વિશે વિશિષ્ટ વાનગી ગણાવાય છે. ખરેખાત તો આ દુહાની ઉત્પત્તિની ભયાનક ઘટનાની રોમહર્ષણ વાત કચ્છી લોકસાહિત્યનું અગત્યનું અંગ બની રહ્યું છે. એની અચરજભરી લોકકહાણી જીવ ઊંચો કરી દે તેવી છે. મહેશ્વર માંમૈ નંદા જામને સિદ્ધિ સંપડાવવા ગામને ગોંદરે ચાંચણ કરવા લઈ જાય છે. ત્યારે માંમૈની તાવણી કરવા નંદો તો એની કને કાંઈ કીમિયો જોવા માગે છે; બાદશાહી ઓરતોનું ગુસલખાનું દેખવા એ હઠાગ્રહ સેવે છે. નતીજે હવસખોર નંદા મહારાજને આવી વિલાસલહેરના ભાવાભાસની અનુભૂતિમાં સ્વપ્નદોષ થાય છે. માંમૈ તંદ્રિત નંદાને "ધરજી સાઈ વટ પુજ" (તારી ધરવાળીનું પડખું સેવ) એમ ઈશારતથી ચોખ્ખુંચટ સંભળાવે છે. સમાધિભંગ નંદો જાણે પરમ સુખના સ્વપ્નમાંથી સ્મૃતિની સાચી સૃષ્ટિમાં સરી પડે છે. મહાજ્ઞાન મેળવી મહાસુખ માણવાની સિદ્ધિ પ્રાપ્ત કરવા વીર્યબળની મહાશકિત જાઈએ. ત્યારે વીર્યનાશના વિનિપાતથી નિંદાની ભોંઠપનો પાર નથી. નંદાનો અહંકાર હુંકાર કરે છે, એ રોષે ભરાઈ માંમૈને ગાળ આપે છે. માંમૈ કાન આડા હાથ ધરે છે. રસાંતરથી, ક્રોધાવેશમાં નંદો તલવાર ખેંચી માંમૈનો શિરછેદ કરે છે. ને તત્ક્ષણ સ્તબ્ધતા અનુભવે છે.

"જિત પાપ ન પુન, માંમૈ સુંનમેં સુંન સુભાયો" જ્યાં પાપ નથી, જ્યાં પુણ્ય પણ નથી, માંમૈથી સર્વત્ર એવું સૂનકારનું અવકાશ અનુભવાય છે. માંમૈના બે હાથ વચ્ચે અધ્ધર ઝિલાઈ ગએલું એનું મસ્તક કચ્છની અને માણસાઈની આગમવાણી ઓચરે છે. સચ્ચાઈના ઈમાનભર્યા દૈવવાણી શા માનવતાના આ દુહાઓમાં જમાનાની તાસીર અને કળિયુગનાં નિશાણ નિર્દેશવામાં આવ્યાં છે.

ચંધરીએ જાં ઘર નીકરંધે હુબ્બ થીંધી અંગાર,
ગૈંજાર પાંડો ન ચંણુધે, નેડે છુટંધી કચ્છને શાર.
ચંદુઆ જેવી ધરમની જગાએથી જે વારે આસ્થાની ધડકનો ધબડકો થશે તે વારે દેશનો પ્રેમભાવ જળીને ખાખ થશે; તથા ગૈંજાર જેવા દેવસ્થાને ધર્મભાગ ધરાવવાનું બંધ થઈ ધર્મલોપ થશે, તે કાળે કચ્છ ઉપર ધમરોળતી ફિસાદભરી પનોતી બેસશે.

ભુખ માડુ એ ભડ થીંધા, સિયાડેં ધ્રિજંધા સીં;
પે ધ્રિજંધા પુતરડેં, એડા અચીંધા ડીં.

કંગાળ માણસો સત્તાધીશ બનશે, સિંહ જેવા તે શિયાળવાંથી ડરવા લાગશે, પિતા પુત્રના કામાથી પછાત પડી ડરામણી અનુભવશે એવા દિવસો આવશે. આ અને આવા કૈંક દુહા માંમૈ બોલે છે જે લોકવાણીમાં ઝિલાયા છે.

## લોકસાહત્યના વલોણામાંથી નીતરેલ દુહાનું નવનીત

○ કચ્છી ભાષાની પ્રાકૃત શી પ્રકૃતિમાંથી પ્રગટેલા પશમીલા દુહા પુષ્પ શા પરિમળ પ્રસરાવે છે. કચ્છી લોકસાહિત્યના વલોણામાંથી નીતરેલ માખણ જેવા મુલાયમ, મધુર અને માતબર દુહાની મુલવણીથી ન્યાલ થવા, એ નવનીતની આલોચના કરવા અને જેની જનેતા લોકહૃદય છે અને અરમાનથી જે લોકમાનસમાં જડાઈ ગયા છે એવા કેટલાક પ્રશસ્ત અને ચુંટ આ "કચ્છી દુઆ"ના પાઠ ભણીએ તો,

### મેંકણના સોહામણા દુહાની સીરી સુરાણ

સાયર લેરું થોડિયું, મું જે ઘટમેં ઘણેરિયું,
હિકડયું પુગ્યું ના તડ મથે, તિત બઇઉં ઉપડઇયું.

મેંકણુ કવે છે કે 'મારા મનમાં વિચારની લહેરો આવે છે તેથી તો જાણે સાગરમાં મોજાં ઓછાં ઊપડે છે. હજુ મનમાંથી નીકળી એક વિચારતરંગ જાણે કાંઠે પહોંચું પહોંચું થાય તે પહેલાં તો બીજી ઊર્મિલહર અંતરમાંથી ઉદ્ભવી ઊપડી ચૂકે છે.' સાદા શબ્દોની સાદી સજાવટથી લોકસાહિત્યના આભરણુ જેવા નીવડેલા મેંકણુના આ દુહામાં કવિતાતત્ત્વની શી ઓછપ છે? મનના મોતી સરિખા મેંકણુના બીજા દુહાના ભાવ પ્રમાણીએ:

મું ભાયો તડ હિકડો, પણ તડ લખ હજાર;
જુકો જેઆં લગેંઓ, સેં તરી થેઓ પાર.

મને એમ ભાસ થયો છે કે સંસાર સાર કરવાનો ધર્મનો કાંઠો તો એક જ હોય; પણ એમ નથી. ધર્મના તડ તો અનેક છે એટલે જેના આશરે જે જ્યાંથી સચ્ચાઈથી ઊકરે તે ત્યાંથી સંસાર તરી પાર થાય છે.

પિપરમેં પાણ, નાંય બાવરમેં બ્યો,
નિમમેં ઉ નારાણ, ત કંઢેમેં કયો?

પીપળામાં જે આત્મતત્ત્વ છે એનાથી બીજું બાવળમાં નથી; લીમડામાં પણ એ જ ઈશ્વરી સત્ત્વ છે; તો ખીજડામાં તેનાથી બીજું કાંઈ સંભવી શકે ખરું?

કેંકે વલ્યું કોરીયું, કેંકે વલા વેઢ,
વલેં કના વલા મુંકે ઢઢી બ્યા ઢેઢ.

કોઈકને કોરીઓ–ધન વહાલું છે, તો કોઈને વેઢ–ધરેણાંની તૃષ્ણા હોય છે; પણ મને તો મારા અંતરંગ ઢાઢી અને ઢેઢ વહાલામાં વહાલા દિલોજાન લાગે છે.

હુ ભુંગા, હુ ભેણિયું, હુ ભીને રંગ રેઆ;
મેકણુ ચેનો માડુઆ, રંગધણી વેઆ.

ભુંગાનિવાસી હેઠલા થરના લોકથી કરી ગઢધણી સુધીના સમસ્ત લોકસમાજમાં રેલાતો કીર્તિરંગ રહ્યો છે; એટલે મેંકણુ કહે છે કે આ ક્ષણભંગુર સંસારમાં રંગ રાખી પછી યશનામી લોકો તો વહી ગયા છે.

આ દુહો જોઈ આપણુને સ્મરણે ચડે છે–

નામ રહંતા ઠક્કરાં નાણાં નવ રહંત,
કીર્તિ તણા જે કોટડાં તે પાડયા નવ પડંત.

આ દુહા કરતાં મેંકણુનો ઉપર્યુક્ત દુહો કાંઈ વિશિષ્ટ રસરંગ દેખાડી આગવી ઉદાત્તતા બતાવે છે.

## દુહાની સુર-સરવાણીનો રિસાલો

○ હરિહરદાસ બાવાની જમાતમાં શાહ લતીફ કચ્છ કોટેસરની યાત્રાએ આવે છે. કોડીનારના પાણીનાં મોજાં જોઈ શાહ બોલી પડે છે :

'લહરિયું લખ લિબાસ, પાણી પસન હિકડો જલલહરો તો લાખો સ્વરૂપે દેખાય છે, જ્યારે પાણીનો રંગ તો એક જ છે. ધર્મથી પર એવી એકરંગી કુદરતના આશક અને લોકપ્રકૃતિના પ્રેમી શાહ ભીટાઈ લોકવાતોથી વાકેફ બને છે. પછી દુહાખેતમાં લોકકથાઓ-રૂપે પોતાનો અધ્યાત્મભાવ વ્યક્ત કરે છે. સૂફી સંતની આ સુર–સરવાણી 'રિસાલો' બની લોકહૃદયમાં વસી જાય છે. દુહાખેતની સમૃદ્ધિના મહાસાગર સરિખા 'શાહજો રિસાલો'માંથી એની પ્રેમપ્રસાદીનું આચમન માથે ચડાવીએ :

મહોબત જિનજે મનમેં તિન તિશનગી તાર,
પી પ્યાલો ઉંઞો, ઉંઞસેં ઉંઞ ઉથિયાર.
પુનૂંહ પાણ પિયાર, ત ઉંઞસેં ઉંઞ ઉજાઈએં;
(પોય) નમાય નેણુ નેહાર તોમેં ઘેરું ધોસ્તજો.

જેના મનમાં મહોબત છે એ પ્રેમતૃષાતુર રહે છે; એટલે એ પ્રેમતૃષાનો પ્યાલો પી એ તરસથી પ્રભુપ્રેમની પ્યાસ જાગૃત કર. આત્મા પોતે પ્રેમસ્વરૂપ છે એ પ્રેમ પ્યાસથી એની પ્રેમતૃષા છિપાવ. પછી વિનમ્રભાવે આંખ ઉઘાડ, જો તો ખરો, તારા આત્મામાં ઈશ્વરનું ઘર છે.

## દુહામાં વતનની વહાલપ

○ હવે દુહામાં કચ્છ વતનની વહાલપનાં થોડાં

વખાણુ જોઈએ :

બાળીડા ભૈઆર, કડેં વેંને કચ્છ ડે ?
જિન્જા ડિજ જુઆર, પાડો પૂછી પિયરિનજો,

હે વહાલેસરી હોલા, હવે ફરી કચ્છ દેશ કયારે જઈશ ? ત્યાં મારાં પિયરિયાંના પાડાની પૂછા કરી મારા ઝાઝા ઝાઝા જુઆર દેજે.

ભલગુરાં, કાંઠે ભલા, પેનીઢક પેરવેસ,
માડુ લાખેણાં ડિસાં, ડોલરિયે કચ્છ દેસ.

ભલી લાગણીભર્યા અને શ્રેષ્ઠ દેહસૌષ્ઠવવાળા એવા લજ્જાશીલ લાખેણા લોકો ડોલરિયા કચ્છ દેશમાં જોવા મળે છે.

ભલ ઘોડાં, ગુણિયલ ત્રિયાં, વઠે કચ્છ વણાં,
ઇનિં ત્રીં થોકાં, અઘ્રાયો વેને હિંયાં.

ભલા ઘોડા, ગુણિયલ સ્ત્રીઓ અને મેહ વરસ્યે કચ્છની ધરણીનું રૂપ, આ ત્રણેય કચ્છી ચીજો માણતા હે હૈયા ! તને અતૃપ્તિ જ રહેવાની.

તળ ઊંડાં, જળ છીછરાં, પણ કામન લંબે કેશ,
નર પટાધર નીપજે, કોડીલો કચ્છ દેશ.
વંકા કુંવર, વિકટ, ભડ, વંકા વરીય વચ્છ,
વંકા કુંવર ત થિયે જ પાણી પીયે કચ્છ.

બહાદુર, ખડતાલ અને વંકડા કુંવર અને એવો જ વંકડો વત્સ વિસ્તાર જો કચ્છનું પાણી પીએ તો પેદા થાય.

બેરી, બેરી ને બાવરી, જિત જિજા કંઢા ને કખ,
હોથલ હિલે કચ્છમેં, નિત માડુ સવા લખ.

જ્યાં ઘણા ખીજડા, બેર અને બોર, બાવળની ઝાડી છે અને ભરપેટ ઘસ છે ત્યાં કચ્છમાં, હે હોથલ, લાખેણા માણસો સદા ઉમળકાભેર વસે છે.

કચ્છડો ખેલે ખલકમેં જીં માસાગર મચ્છ,
જિત્ત હિકડો કચ્છી વસે, ઉત્ત ડિયાંણી કચ્છ.

જેમ મહાસાગરમાં મચ્છ મહાલે છે તેમ કચ્છો વિશ્વભરમાં ખેલતા ફરે છે; જ્યાં એક કચ્છી વસવાટ કરી બેસે છે, ત્યાં સર્વદા 'કચ્છ' બની રહે છે.

ડેવેં મેં માદેવ જીંય, જીં વાયુમેં પ્રાણુ,
ઘોડેં મેં કચ્છી ભલા, રસમેં વીર પ્રમાણુ.

દેવોમાં જેમ મહાદેવ મહાન છે તેમ વાયુમાં પ્રાણવાયુ પ્રધાનપદે છે; એમ અશ્વની જાતોમાં કચ્છી ઘોડા ભલા ગણાવાય છે; એ રીતે નવાસમાં વીરરસ મોટો છે.

ખુર, સિંગ, પુછ રૂપારીઉં, સેણે જેંજી સિકક
ખનન વજે ખરકા ખુંયરે બન્નીય બોક

બન્નીના બોકમાં ખુંયરાના વથાણમાં ટોકરાના રણકાર થાય છે ત્યારે જોવા મળતી પગ પૂંછ અને શીંગડે રૂપાળી બન્નીયાર ગાયો માટે સ્નેહભર્યો શોખ થાય છે.

## દુહાનું દેશાભિમાન અને દેશભક્તિ

o દેશાભિમાનના કચ્છી દુહાની પણ ઊણપ નથી.

ધરતી ધાંઇ કરે ઉગેં તારા અભ,
તેસીં કાની કચ્છજી પાંઉં ભરે ન પગ.

ધરતીમાં ધાન પાકે છે અને આકાશમાં તારા ચમકે છે ત્યાં લગી કચ્છીનાં હથિયાર, કચ્છની શૂરવીરતા પાછો પગ ભરવાની નથી.

કાછો, મીઠી માડી આસાંજી,
જેંમેં અમીઉ ભરઇયું કોડ;
હંજે મેં હુલ્યાંસી જેંજે, જેંજી નતાં જોડ.

કચ્છ મીઠી માભોમ જે અમાપ અમીરસભરી છે અને જેના ખોળામાં જીવનોલ્લાસ માણ્યો છે, જગતમાં જેની જોડ નથી એવી એ અનન્ય છે.

અસાંજો જીણુ પણુ તોલા, અસાંજો મેણુ પણુ તોલા,
વતનજી પાક મિટ્ટીમેં ખપીને ખાક થીંધાસીં.

અમારું જીવતર પણ તારે સારુ છે અને અમારું મૃત્યુ પણ તારાં માટે હોય; હે વહાલા વતન, તારી પવિત્ર ધરતીમાં રાષ્ટ્રભક્તિથી કુરબાન થઈ ખપી જશું.

## દુહાની અસલિયતમાં ઇતિહાસ

૦ ઐતિહાસિક પ્રકારની લોકકથાઓમાં અને તેનાં ઈમાનદારીની અસલિયતથી ભરેલી દુહાઓમાં કચ્છનો ઈતિહાસ ધરબાયેલો છે તે પૈકીના કચ્છી દુહાની થોડી સુખડી જોઈએ.

હર ઘર, કુલ ને ગોઠ મેં પુજાજે જુંજાર,
કાંછેંજો ઇતિહાસ લિખ્યો આય હર પારીએ.
જેંસીં સૂરજ ચંઢ, મેરામણ મોતી પચેં,
હિયાત તોજો હંધ હિન પ્રથમીંજે પાટ તેં.

કચ્છનો ઈતિહાસ પ્રત્યેક પાળિયા ઉપર લખ્યો પડયો છે. ઘરઘર, હરેક કુળ અને ગામમાં શૂરાપૂરાના આવા પાળિયા પૂજાય છે. જ્યાં લગી સૂર્યચંદ્ર પ્રકાશે છે અને જ્યાં લગી મહેરામણમાં મોતી પાકે છે ત્યાં સુધી આ પૃથ્વીના પટ ઉપર હે વહાલા વતન, તારું સ્થાન અમર છે.

ગોડ રાણી ચંદ્રકોર અને લાખોધુરારાની લોકકથામાં આવે છે.

મીંઆણું જુડે નિકરી, અગઠ ગિડી ઇંય;
પુંજા કાછે કોટેસર માં જેર ઉત્રે જીંય.

સમાજજીવનના ઝેરથી ગોડ રાણી ચંદ્રકોરની જિંદગી કડવાશભરી બની ગઈ. એ જીવન મધુરપભર્યું થાય તો કોટેશ્વરમાં નીલકંઠની સ્થાપના કરવાની તેણે બાધા લીધી.

લાખે ધારાં લખ્ખ, જુડે ભ્યા જુવાણુ તય
મુંકે મિડે કખ્ખ, ધુરારેંસે ગડિયાંસ.

લાખા સિવાય મને લાખ્ખો જુવાનો મળે તો તેઓ તો મારે મન તણખલા સમ છે. હું તો હવે ખખડધજ ધુરારા સાથે મારો સંબંધ બાંધીશ

સિંધની સુમરીઓને સબ સલામતની હૈયાધારણ આપી કચ્છનો અખડો જન્મારાનો ઉજારો કરી, લોકજીવનમાં પીર બની પૂજાય છે અને આજેય એનો રુહ જનજીવનનો મજરો માણે છે.

અણુ ડિઠી આડો ફિરાં, સે ડિઠે ડિયાં કીંય;
વાર વિલીગેંજી ચડાં, નેઠુ મિંજા નીંય,

કયાંય પણ જુલમ થતો હોય તો તે સાંભળતાંવેંત નિરાધારની વાર કરવાનો મારો ધર્મ છે, તો આ મારે ઘેર શરણાગત આવેલી સુમરીઓને તો હું મારા દૃઢ મનથી આશરો આપીશ.

મોડની ઐતિહાસિક પ્રાર્થના જાણીતી છે.

હે આઇ આશાપુરા કર તું કચ્છજો નીયા
માકુ ધ્રાઇંએ માનીએં થીએ સુથ સુવા,

હે, મા આશાપારા, તું કચ્છનો ન્યાય કર કે જેથી કરી સુખશાંતિ થાય અને માણસો થરથાપ થાય.

સમે શત્રુ કઢેઆ સારે સંભારે,
ખટેયો રા'ખેંગાર ને ભોગવ્યો ભારે.

સમાજમે સારી સંભાળી શત્રુઓને કાઢયા અને રા'ખેંગાર ખાટયો તે રા ભારાએ ભોગવ્યું.

ભારમલ ભેટે, ભૂપત કાંઉ ભેટિયે,
કલ્પતરુ હેઠાં ધતુર કાંઉ ધંધોડિયેં.

ભારમલ રા જેવો દાનેશ્વરી ભેટયો છે પછી બીજા ભૂપતિઓ પાસે યાચવાની કયાં જરૂર રહી ? કલ્પતરુ નીચે બેસી ધતુરાને ધંધોડવાની જરૂર ખરી ?

## દુહામાં ધાર્મિક તવારીખ

૦ અને કચ્છની ધાર્મિક તવારીખ પણ દુહામાં નોંધાઈ છે.

ધીંગો ધોરમનાથ ધીણોધર ધાબે વિઠો,
સામીડેંજો સાથ કામણ કાછેમેં ડિઠો.

જોરાવર ધોરમનાથ ધીણોધરને વશ કરી બેઠો; કામણગારા કચ્છડામાં ધર્મધુરંધરોનો ભાવ જોયો.

જખ મુલખ રૂમસામજા, ધીંગા ધરમવીર,
સેવક સંધારા, કીંક ગરીબેં સાય થીંન.

પ્રબળ ધર્મવીર એવા રૂમસામના જખદેવો, જેના સંધાર લોકો સેવક છે; તે જખ કંઈક ગરીબો-

ને સધિયારો આપી સહાય કરે છે.

## લોકવાર્તાને આકાર આપતા દુહા

૦ દુહા ઉપરથી વાર્તાને આકાર અપાય છે અને લોકસાહિત્ય ઉપસાવાય છે. હોથલ–પદમણીની લોકવાર્તાના દુહાની એવી દેણગીની લઈએ :

રણ, ઘોડો ને રાત ચંધર ચોડઈં માહજો,
સેણ સજણ વે સાથ. ત કજે રુચનિઉં ગાલિયું.

પૂનમની રાતે રણવાટમાં ઘોડા ઉપર જો સજણ સ્નેહીઓ સાથે હોય તો મનગમતી વાતોનો રસ રૂડો લાગે.

છપ્પર મથે ચિતર ધણે મિંયે ન ફિટે
તીં બાલાપણજા મિતર વિસાર્યા ન વિસરે.

પથ્થરની છાટ ઉપર કોરેલાં ચિત્ર જેમ વરસાદથી ધોવાતાં નથી તેમ બાળપણના મિત્રોની યાદ ભુલાતી નથી.

## રણ બાબીડી કપુરીનો સ્નેહસંભાર

૦ કારાયણની આંખના ઊંડાણમાં ઊતરી, તેની સાથે એકમન બની, કપુરી એકતનનો રાગ એકતાનતાથી માણે છે. જીવનની કઠણાઈની જ્યારે તેમના જીવનમાં સૂનકાર વર્તાય છે, ત્યારે તેમના ચિત્તનું ચેતન તેઓ સાચવી લે છે. સ્નેહસમજની અમૃતસિદ્ધિ સરખી પિંડપ્રાપ્તિનું મહાસુખ ભોગવતા કારાયલ-કપુરીની પ્રેમકથાના થોડા દુહા દેખીએ :

ખોંય ખોંભેંજો રંગ જુદો ચઇ ડિંયેંજો ચટકો,
તેંજો કેડો સંગ, જુકો ધુને ધોરો થિંગે.

ચાર દિવસના ચટકા જેવો ખોંભાનો કાચો રંગ શું કામનો? ધોવાતાં જેનો રંગ ઊડી જાય.

અભ મનણ, ભૂ ત્રામડી, મું બાઓ મંધિયાણ,
હેક પ્રસુકેસે કરે ઢીલી સભ ખુરસાણ.

કારાયલ એવો રવૈયો છે કે આભના આધારે સંસાર વલોવી તેમાંથી કસ કાઢે છે. તેની એક હાકલથી દુનિયા ઢીલી થઇ તેની આગળ માખણ જેવી લળી પડે છે.

ચિતારે ચોંધિયાંસ ગાલડિયું સભ ગુજનજ્યું,
મોં મુકાભલ થૈયસ ત ગૈયસ મિડે વિસરી.

મનમાં હતું કે પ્રિયને મળીશ ત્યારે અંતરની બધી વાતો તેને કરીશ; પરંતુ મોં મુકાબલો થયો ત્યારે તેમને જોવામાં જ રહી ને બીજું બધું ભૂલી ગઈ.

ઉત્તર સેરું કઢઇયું, ડુંગર ડમરેઆ;
હયા ફફડે મચ્છજીં સજણ સંભરેઆ.
વડર થી વેઆ સુંજા સિજ્જાા ઢકીંયલ સિપરીં.

ઉત્તરમાંથી વાદળાંના ગોટ ચડી આવી આકાશ ઘેરાઈ જતાં ડુંગર કાળાડમ્મર દેખાવા લાગ્યા. તેવે સ્નેહીના સ્મરણમાં માછલાં જેમ મારું હૃદય તરફડે છે. સૂરજ જેવી મારી કાંતિને સાચવનાર મારા પ્રીતમ, મારા હૃદયમાં ઘોર અંધકાર કરી, વાદળ જેમ વહી ગયા.

સિજ સુંવારે રભજે તું ઉલઇ મ કર અવેર,
તેસી તાંય તગજ જેસી પિરીં પંધમેં.

હે ઈશ્વરીય સૂરજ, તું આથમીને અંધારું મ કરજે. જ્યાં લગી મારા પ્રીતમ પંથમાં પંધે પડયા આવે ત્યાં સુધી તારો પ્રકાશ ટકાવી રાખ.

કારાયલકે ન મારજ, જેંજા રતા નેણ,
તડ વિઠો ટોકા કરે, નિત સંભારે સેણ,

સ્નેહીઓને સંભારતો હોય તેમ નિત નિત ડુંગરધાર ઉપરથી ટોકા કરતા રતૂમડા નયનવાળા કારાયલને કોઈ દૂભવશો નહિ.

હાલો કરીયાં, હિલો કરીયાં, ટપોરિયાં તયરોય,
સીસ હી કારાયલજો, તેંકે માઠ ન કરાય કોય.

કારાયલના શિરને પારણિયે છુપાવી કપુરી ઓસારે છે :

હાલરડાં ગાઉં, પ્રેમથી હીંચોળું, ઘરપત દઉં તોપણ કારાયલનો રુહ (શિર) શાંત રહેતો નથી. એના મનની મુરાદ પૂરી કરી એના આત્માને કોણ શાંત કરશે?

રૂદે મિંજા રુઅ જેંની વલા વિસરે,
મર તાં લગે લુઅ, રણ બાબીડીં થઇ ભુણાં.

ભલે રણમાં હોલી જેમ ભટકી પડું ત્યારે ત્યાંની બળબળતી લૂમાં બફાઈ ભડથું થઈ મારું પણ જ્યાં લગી દિલ દમદમે છે ત્યાં લગી સ્નેહીની સંભાર મનથી અળગી થવાની નથી.

## જીવનસંસારમાં 'દુહા' દેહની દેણગી

૦ કચ્છના ગ્રામવિસ્તારમાં મહેનતકશ લોકો પ્રકૃતિપરાયણ જીવન જીવે છે. એમને જિંદગીના રંગ અને ઢંગ, ઢસરડો થઈ નથી ભાસતા. સ્વાભાવિક ભાવે, એ તો જીવન જીવવું જોવે એમ ગણતરી રાખે છે; ત્યારે એમના આ અકૃત્રિમ સ્વભાવમાંથી સહજાવસ્થામાં, વાતવાતમાં શબ્દગત સાદી અભિવ્યક્તિ ઉદ્‌ભવે છે. એમાંથી એમના જીવનવ્યવહાર અને જીવનસંસારથી સંબંધિત કોઈક વાતોને દુહાનો દેહ અને લોકસાહિત્યનો આકાર સાંપડે છે.

મિઠા મુંધજા મેવલા, મિઠા પ્રેમજા પાઠ,
અમ્રત ચેંતા આય મિઠો, મિણિયાં મિઠ્ઠી માઠ.

મોસમનો વરસાદ મીઠો લાગે છે તેમ પ્રેમના પાઠ મીઠા હોય છે; કહે છે કે અમૃત પણ મીઠું હોય છે; પરંતુ મૌન બધાથી મીઠું લાગે છે.

વેંજણુ વડી સ્વખરી વેંજણુ વડી ગાલ,
સુખ થિયે સરીર કે, વણુ ટોકરેજો માલ.

સ્નાન મોટી સમૃદ્ધિ છે ને એ મોટી વાત છે. ખર્ચ કર્યા વિના સ્વચ્છતા દઈને એ દિલને સુખ આપે છે.

પોખ ઉથી પોખ, વતર વિનંતી વલાર,
થીંધી સોકાસોક નડે હારી છંઢીને હથડા.

ખેડુ ઊઠ; અને ભેજ તળિયે ઊંડું ઊતરે તે પહેલાં વાવણી કરી દે, નહિ તો બધું સૂકું થઈ જશે ને પછી તું નિરાશામાં હાથ છાંટીશ.

સજણુ વટે ગાલડી, બીં પાસેંજો લાભ,
અધૂરા પૂરા કરીં, પૂરેં ડીં છાભાસ.

સજ્જણ કને વાત કરવાથી બે પારનો લાભ થાય છે; તેઓ અધૂરાં કામ પૂરાં કરવામાં સાથ આપે છે તેમ કામ પૂરું થાય ત્યારે ધન્યવાદ પણ આપે છે.

ગોલેં સંધી ગોઠડી, કખેં સંધી ભાય,
ઉઠીં ખીર વિલોડીયાં ત મખણ ન ટે છાય.

નીચ માણસોનો સહવાસ અને ઘાસનું તાપણું ઊંટના દૂધનું વલોણું કરવા બરાબર છે કે જેમાંથી ન તો છાશ થઈ શકે કે ન તો માખણ મેળવી શકાય.

ડિનું કિનું ન થિયે, ડિનૂં થિયે ઘણું;
સિરે સંધો કણું વલાગો તીં ભિલો થીંયે.

દીધેલું દાન નકામું નથી નીવડતું; એ વધતું થાય છે. વાવેલા દાણાને જેમ વલાવો તેમ તે સારા ઊગી સરે છે.

ચૂપ કર, ચપ મ ચોર, પૂર અખિયું, ઢક કન;
ત મૂરત અંધર મન, નેંજી મોભત માણીયેં.

મૌન રહે, તિરસ્કાર ન સેવ; આંખો બંધ કર અને કાન ઢાંકી દે એટલે કે કોઈનું ખરાબ દેખ નહિ અને ખરાબ સાંભળ નહિ તો તારા મનમાં તને ઈશ્વરી સાક્ષાત્કાર થશે, જેની મહોબતથી જીવનનો આનંદ માણ.

પાણી મિઠે પાક, મેલ ભંધેજે મનમેં,
ઉ ડીં ખણી નેઆર અવલ કિતાનું ઉપને.

તારી ઉત્પત્તિ થઈ, ક્યાંથી થઈ એ મૂળ વાતનો ખયાલ કર તો સમજાશે કે પાણી તો સર્વત્ર એનું એ એક જેવું પવિત્ર તત્ત્વ છે; મેલ તો માણસના મનમાંથી મોરે છે.

અંધેમેં કાણું રાજિયો, જણુકાય વિઠો ગુડી;
અરે બીં અખિયેં વારો, ત તેલમેં મખ બુડી.

આંધળામાં કાણો રાજા બની પોતાની અગ વધારે છે. પણ જ્યારે બે આંખોવાળો કોઈ આવી ચડે છે ત્યારે તો જાણે તે તેલમાં માખી ડૂબે તેવો થઇ જાય છે.

ખણુ ખિલ્લો; ખણુ રુકો, ખણુ આંધો, ખણુ લી,
કેય ન ડિનેં ચંઢકે પણુ સભે સરિખા ઠીં.

ઈશ્વરે ચંદ્રને પણ એકસરખું સ્વરૂપ આપ્યું નથી. તે તો એક દિવસે સવળો દેખાય છે તો બીજી વાર અવળો લાગે છે; કોઈ ક્ષણે અર્ધો તો કોઈ ક્ષણે રેખારૂપ નજરે પડે છે.

બ ડીં મારા બ ડીં ખટ્ટા બ ડીં મિઠ્ઠા, મિઠ;
સભ સરિખા ડીંહડા, રાજા રામ ન ડિઠ.

વ્હાલા, બે દિ ખારા, બે દિ ખાટા, તો બે દિ મીઠા હોય છે; રાજા રામ જેવાએ પણ બધા દિવસો એકસરખા વિતાવ્યા નથી.

કડેં કીં, કડે કીં, કડેં મુંધ ન વસે મીં;
કડેં કોરી કકરો, કડેં ટોકડો ડુંગર સીં.

કયારેક કેમ અને કયારે કેવા સંજોગો હોય છે; કયારેક મોસમમાં વરસાદ પણ આવતો નથી; કોઈ વખતે કોરી કાંકરા જેમ વાપરીએ એવા સંજોગો હોય છે તો કયારેક દોકડાનો ખર્ચ કરવો પણ પહાડ ખર્ચવા સમાન થઇ લાગે છે.

કડેં મન માકૂડી, કડેં કેસર સીં,
હૈડો ધરે ન હિકડી, ધાણુ રાત ન કાં ડીં.

રાત અને દિવસે હૈયું એકધાણુ ધરપત નથી રાખતું; કયારેક મન મંકોડા સમાન નાનું થઈ લાગે છે તો કોઈક સંજોગોમાં એ સિંહ સમાન બળવાન બની બેસે છે.

અસલ ન આયો અકલમેં, કેં નકલસેં નેહ,
નકલી નેડો નકલજો, છટકી ડીંધો છેહ.

બુદ્ધિમાં મૂળ તત્ત્વ ઊતર્યું નહિ; ને નકલથી નેહ કર્યો; નકલી તત્ત્વથી કરેલો નેહ નકલી જ નીવડે છે; એ તો ગમે ત્યારે છટકીને છેહ આપે છે.

પેટ તોકે પિટિયાં, તું છડ મુંજો પલો:
ભરે ભરે થકીસ તય ઠલો જ ઠલો;

પેટ, હું તારા માટે મથામણ કરું છું; તું મારો છેડો છોડ; તને ભરીભરીને હું થાકી તોય તું તો ઠાલો ને ઠાલો રહે છે.

સભરેંજી તાં સરા ન કરીઆં, આંઉ ગરીબેં ગડ,
ડુંગર પાણી ન ઠેરે, ઇ તાં ઠેરે વિનિ ખડ.

સબળા લોકો ઉપર ભરોસો રાખી શકું નહિ એટલે હું તો ગરીબો સાથે ભળીને રહું છું. ઊંચા પહાડ ઉપર પાણી ઠેરી શકતું નથી; એ તો ઢળીને નીચાણના ખડાઓમાં ભરાઈ રહે છે.

કંઢેરીજા રતા ફૂલ, તેં કે મથે ડાંઢી ડલ;
પન વટેને જુકો પીંધો, ચર્યો મટીને ડાઓ થીંધો.

કંઢેરી નામની વનસ્પતિ માથે તેનાં રાતાં ફૂલની સુંદર કલગી શોભે છે; એનાં પાન વાટીને ગાંડાને પાવામાં આવે તો તે ડાહ્યો બને છે.

## કવિત્વરીતિના કણભર્યા દુહા

૦ રુહના રાગને સ્પર્શતા દુહાના ભાવ લોકહૃદયને જાગૃત કરે છે. દુહાની આ વસ્તુ ભલે વિદગ્ધ જન્ય ન લેખાવાય પરંતુ પરંપરાથી ઊતરેલા અભિજાત સંસ્કારભર્યા ભાવાભાવના વિચારો અને લોકવ્યવહારની ચેતનાભરી વાતોની લોકભાષામાં સ્વાભાવિક પણ તર્કયુક્ત એવી અભિવ્યક્તિ તો એમાં ઊભરે છે જ. કયારેક જ હસ્તલિખિત ચોપડાઓમાં નોંધાયલી પરંતુ ખરુંખરું તો અલિખિત રહી કંઠોપકંઠ ઊતરી એ જનતાના ચિત્તમાં જેટલી રહે એટલી મૌખિક રૂપે સચવાઈ રહી છે. એને ગ્રામીણ કહી કાઢી નાખીએ એ આપણી સંસ્કૃતિનો હ્રાસ વહોરવા સમાન છે. કચ્છી લોકસાહિત્યમાં રંગ રેલાવતા એવા કવિત્વરીતિના કણભર્યા કેટલાક દુહાનાં દીદાર દર્શન કરીએ.

સોડો કર સાગર સમું, મંધરો મેરુ પ્રમાણ,
સુરજ જી જાંખો ડિઠો કાયર કૃષ્ણ સમાન.

સૂર્ય જેવી ઝાંખી જેની કાંતિ છે એ મોડપીર કૃષ્ણસમ કાયર છે અને મેરુ જેવા નાના મોડપીરનું મન તો જુઓ કેવું સાગર સમું સાંકડું છે!

વક્રોક્તિની કેવી મજા દુહામાં દેખાઈ છે.

હિની સચંગે હથ્થડે હાજું કીં ન કટયું,
કાં ગોરી ગલ બાવડીયું કાં વાઘું ટેકઈયું.

આ સૌંજા દઢ હાથે કંઈ કામા નથી કર્યા; કાં તો એ ગોરીને ગળે પ્રેમપાશમાં ફંગોળાયા છે

અથવા તો એમણે ઘોડેસવારીમાં લગામ ઝીંઝી છે.

હિકડે મેરામણ ભર્યો. હિકડે લખ્ખ હજાર,
હિકડે હિકડે જગ ભગો, સભ હિકડે આધાર.

એક એક જલબિંદુના સમુચ્ચયથી સાગર સભર બર્યો છે; એક એક વ્યક્તિનો સમુદાય મળી લાખો—હજારોની વસતિ દેખાવાય છે. સકળ એકને સર્વાધીન છે; ઐક્યના આધારે સકળ જગ ભર્યો છે.

હિકડે વેણું ન્યાર, સભ સુઝ આથ સુંઢણી.
સુંઢણી, દિલદારીથી દેમ, એકદિલી વિના ખુંધું.
ખાલીખમ છે.

કાં ફૂલમેં બુઅ ખોટ, કાં ભમરેમેં ભાવણી,
(નકાં) લગી હુએ જ ચોટ ત પેલી રા પ્રભાત વે.

કાં ફૂલમાં સુગંધીની ખામી છે અથવા તો ભમરામાં લાગણીની રૂચિ ન હોય; નહિ તો પ્રેમીજનોની પ્યારમસ્તીમાં દિલોજાનીથી ઘાયલ થએલાને રાતદિના રાઝની ખબર નથી રહેતી.

હાકમ હુકમધાર, સિરજો પણ ધિલજો ન ધણી.
ધિલજો માલીક ધાર, સિર જેતાં સધકેડિયાં.

સત્તાધારી હાકેમ ભલે માથું માગી શકે પરંતુ તે દિલનો ધણી નથી બની શકતો. દિલના માલિક માથેથી તો મારું શિર કુરબાન કરી દઉં.

હિકડી મિટ્ટી મટ્ટ સભ, હિકડો પાણી ખૂ;
સીંચણવારો ઉજ, ઉ, પીરાયવારો ઉ.

બધાં માટલાંની માટી એક જાતની એની એ છે; કૂવામાં પાણી છે તે એક પ્રકારે એનું એ છે, જેનો પાનાર, સીંચનારાગ પોતે જ એનો એ એક છે.

## વજવાણીનો ઢોલઢમાકનો દુહો

૦ કચ્છના વજવાણી ગામમાં કળાકાર ઢોલી અને તેની વાદ્યકળા પાછળ એકસો ને વીસ આહિરાણીઓના દેહની-થએલી દિલેર ન્યોછાવરી ઈતિહાસમાં અજોડ છે. તેના દિલ ધડકાવતા દુહામાં કુરબાની લોકકવિતા કહેરબ છે.

વજવાણી જે ઢોરે મથે સુણાં ઢોલજો સડ,
છયીયું હિત સુમી રહ્યું ઢોલી અરોઅર.

ઢોલી પછવાડે તેની - સાગેલાર સતી થએલી એકસો ને વીસ આહિરાણીઓની કળાની કદરદાનાસીનો સાદ વજવાણીના ઢોરા માથે થતા ઢોલઢમાકમાં સંભળાય છે.

## કચ્છી દુઆની લીલવણ

૦ આવા કચ્છી "દુઆ"ને પ્રાકૃતમાં "દોધઅ" કે "દૂહય" કહે છે.

भल्ला हुआ जु मारिआ बहिणि महारा कंतु ।
लज्जेज्जं तु वयंसि अहु जइ भग्गा घरु एंतु ॥

બહેન સારું થયું કે મારો કંથ યુદ્ધમાં મરાયો. જો ભાગીને એ ઘરે આવત તો હું તો મારી સખીઓ પાસે લાજી મરત. 'સિદ્ધહેમ'માં અપભ્રંશનો આવો 'દૂહય' આપેલો છે. આના સપાટમાં હવે આવા જ વિષયના કચ્છી દુહાની લીલવણ જોઈએ.

ભલો થ્યો, થૈ સૂરો મારાણું જારે મથે,
સત રઈ વ્યો લજ્જજો, સતી થીંધીસ સો વસા.

સારું થયું કે મારો કંથ ઝારાના યુદ્ધમાં શૂરો થઈ પૂરો થયો છે જે મારી આબરૂનું સત સચવાઈ ગયું; અને હવે સતી થઈ મારા પતિ સાથે સચેકું સહગમન કરીશ.

કેવી ઉદાત્ત ભાવના ! અને પરંપરિત સંસ્કારમાં ભીનગેલી દુહારચનાનો કેવો અનોખો અને ઉચ્ચતર રંગ !

## દુહાનો દમામ

૦ દુહાને એના સાચા અર્થમાં ચકાસો ને એમાં સમજની કોઈ પહેલદાર ચમક દેખાય તો એ દમામદાર સાચો દુહો છે. લોકસાહિત્યમાં તો એ ગુરુમંત્ર સમાન છે. લોકસાહિત્યની મુરઝાયેલી વાતને સંજીવની પાઈ દુહો જીવનદાન દે છે. દિલમાં જેમ દમ છે અને દીવામાં દીવેલ છે તેમ દુહો લોકસાહિત્યનું મર્મ છે.

જમાનો હતો જ્યારે જીવનનું તથ્ય દુહામાં કહેવાતું. ત્યારે ગદ્યવાણી પણ દુહારૂપે પદ્ય થઈ પરિણમતી. જીવનના સર્વ સાહિત્ય અને રાગની કવિતા દુહામાં બોલાતી. લોકસમાજના અગોચર મનોભાવ વ્યક્તિવ્યક્તિ વચ્ચે દુહાના વાણીવ્યવહારથી કહેવાતા. ખાલી "માનીજો લોલો" રોટલો રળી માણસ બેસી નથી શકતો. એને જીવનના રાગનો રંગ ચીંધી રંગે ચડાવતું અને માણસ બની જીવવાની દૃષ્ટિ આપતું લોકસાહિત્ય જોઈએ છે. દુહાના રખોપાથી એ રહ્યું છે; અને કચ્છીની જૂની વાણીમાં. કચ્છીની જનવાણીમાં આવું કાંઈક ખપજોગું સચવાયું તો છે.

## આજેય દુહા-સાહિત્યનું સર્જન

૦ અને આજેય પ્રકૃતિપરસ્તકચ્છના લોકસમાજમાં તો આવા દુહા–સાહિત્યનું સર્જન અનાયાસે થતી કચ્છી વાતચીતમાં થતું રહે છે. સાલીમઅલીને તાકીદે જરૂર હતી તે "સુરખાબનગર"ની ભાળ મેળવવા ૧૯૫૫માં જ્યારે મારે પચ્છમ જવું થયું તે વારે અમારો ફ્લેમિંગોગાર્ડ વાઢા જમાલ નથુ પચ્છમાઈ ને કુરન તરફના રણમાં તલાશ માટે મોકલ્યો અને અમે કુંઅર બેટમાં લટારે નીકળ્યા. જમાલે આવી વાવડ દીધા કે :

નંઢેં પંખેં, લંમેં ટંગેં,
હંજ, ઉડામંધા ડીઠા;"

એટલે મેં પૂછ્યું "કિતે?" (ક્યાં?) તો એણે ઉત્તર દીધો:

"રતા અછા રણ વિગાનું કુરન કંધે વિઠા."

અને એમ સુરખાબની સચોટ પરખ આપતો એક અનહદ સરસ દુહો સર્જાઈ ગયો. ('કચ્છનું સંસ્કૃતિદર્શન', પા. ૨૮૮). અને ખરે સુરખાબના આ ઉડ્ડયનનું ચિત્ર કેટલું પ્રકૃતિરમ્ય હોય છે! રણકાંઠે લંબટંગા ને નાજુક પાંખોવાળાં રતૂમડાં ને શુભ્રરંગી સુરખાબ(હંજ પંખી)ની કતાર ઊડતી આવે છે ત્યારે જાણે ભેદી રહસ્યવાળા રણનો અસબાબ કુરનકાંઠે ઊતરતો લાગે! બળતા વિરાટમાંથી ઊડી લસરકા લેતા, ગહનતાના ગુલાબી ગબારા જેવા દેખાઈ, ધોમધખ્યા તડકામાં જે દૃશ્ય આંખને ઠંડક આપે છે એ જોઈ જમાલના મોંમાંથી સહજભાવે બોલાયલા આ શબ્દો ત્યારે નોંધી લીધા તેને લોકકવિની ઉક્તિસમું દુહાનું સ્વરૂપ મળી ગયું.

## દુહાની દિલદારી

૦ રણવગડે તપેલા માણસને તાજું પાણી મળતાં જેમ આનંદ થાય તેમ કથાવાર્તામાં દુહો દેખી દિલદારી મળે છે.

મિઠા વડર વચે વિઠા નિતનિત છાંયું કન,
(ઉભે અસાઢ મીંજી જુડીઉં કેઆ જુકંન,)
અસાં ઇનિં વિચ્ચ ઇંધરલઠું થૈ ઉભરોં.

પ્રેમની ઝડીઓ વરસાવતા મારા પ્રીતમ તો અષાઢી મેઘ જેમ મારે માથે ઝૂમી રહ્યા છે; અને એ ડમ્મર મેઘમાં હું મેઘધનુષ્ય જેવી દીપી રહી છું. કચ્છીના તવોદિત કવિ પ્રતાપરાય ત્રિવેદીએ આ પ્રશસ્ય બેતથી એટલી પ્રસન્નતા અનુભવેલી કે "કચ્છનું સંસ્કૃતિદર્શન"માં (પા. ૨૯૦) આ બેત સવાલાખ રૂપિયાનો છે" એમ મુંદ્રાના એક ભગડાયરામાં એમણે શીઘ્રપણે ચિટકાવી પોતાનો હરખઉલાળો પાધરો કર્યો.

## દુહામાં લોકજીવનની છાયામયી સૃષ્ટિ

૦ દુહાના લોકસાહિત્યમાં શિષ્ટતા અને ગ્રામીણતાના ભેદભાવ રાખી શકાતા નથી. મોકળા મને દુહાની કથ્યભાષાના હાર્દને સમજીએ તો દુહો એ તો લોકસર્જિત સાહિત્યનો સત્ત્વશાળી સારગર્ભ છે. જીવન છે તો એની છાયામાં સૃષ્ટિનો પ્રાણભર્યો અનુભવ દુહામાં કહેવાય છે. મનને મજાનું કરી કુદરતદીધા શરીરે સુંદર દેખાય તેનું હૈયું પણ રૂપાળું લાગે; એમ દુહાના મૂલાધાર રૂપને સમજો તો એમાં માણસાઈનું ફૂલ છે.

## દુહામાં સબરસ અને ભારતના સાહિત્યસીમાડે કચ્છીની નવી કેડી

૦ કચ્છી લોકસાહિત્યમાં ઊભરતા દુહામાં

નવેરસ વણી લેવાયા છે. કચ્છી દુહામાં વીરરસની વાતો વધારે હોય છે અને એને લોકકવિ શૃંગારરસની દીવાથી દીપાવે છે. એમાં એ હાસ્યરસનું માધુર્ય પણ રેલાવે છે તેમ રુદ્ર અને ભયાનક રસના અદ્‌ભુત ભાવ એ પ્રગટાવ્યે જાય છે. તો કરુણ અને શાંત રસના સાત્ત્વિક ભાવ એ બતાવે છે જેમાં અધ્યાત્મભાવ અને કાવ્યતત્ત્વ ભરેલું રહે છે. આ બધું કચ્છી લોકસાહિત્યને ખરું બહેલાવે છે. ભારતના સાહિત્યસીમાડે કચ્છી વાઙ્‌મયના આવા રંગભર્યા અને રતભર્યા દુહા તો આપણા લોકસાહિત્યમાં ઉમેરાતી 'કચ્છી'ની નવી કેડીના માર્ગદર્શક મશાલ સરિખા બની રહે તેમ છે.

## કચ્છી કુન્નીમાં કવિતા

૦ ગરભ જનેતાના પેટના ગર્ભાગારમાં ખારાં જળે જિરવાઈ જળવાય છે; તેમ રણ અને મહેરામણનાં ખારાં પાણી વચાળે પાંગરતી કચ્છની પ્રકૃતિ, જાણે-અજાણે, કવિતા, કળા અને કુદરતમાં જિવારો ગાળે છે, અને એમાં પોરસાય છે. કચ્છી જબાનના થોકડીબંધ ફૂલવાર અને પહેલદાર દુહા એની પ્રતીતિ કરાવે છે. ધાનનો કણ વાવી જેમ કણસલું નિપજાવાય છે એમ એકેક "દુહો" કથારસનો પુષ્પપુંજ પરીસે છે. દુહો પોમાય છે એટલે એની વાર્તાકથાનો પાંસરો પરિસ્ફોટ આપે છે. સ્વાભાવિક કચ્છી સભાન નથી પરંતુ કચ્છીને કુદરતે દીધા કષ્ટ અને કળતર પણ કચ્છમાં કવિતા બની રેલાય છે. એની એવાં લયબદ્ધ કચ્છી બોલમાં સેરની પશમ અને પતનો પ્રભાવ, મેં કણ જેવાની વાણીમાંથી વહે છે ત્યારે કચ્છી રાંધણિયા અને કચ્છી કુન્નીમાંથી કવિતા, સીઝેલી કવિતા, પનાહભરી કવિતાની કરામત સાંપડે છે

જિત તંય ડીઠી ઉફ્રણે તિત તંય સીજઇ નાંય,
સીજઇ તડેં સમજાણું જડેં નચણુ કુડણુ નાંય.

જ્યાંલગી ખીચડીમાં ઉફરાટ આવ્યા કરે ત્યાંલગી સમજવું કે તે રંધાઈ નથી રહી; જ્યારે તેનું નાચવું-કૂદવું-ઊછળવું બંધ થાય ત્યારે સમજવું કે તે પાકીને, રંધાઈને સીઝી ગઈ છે. જીવનનું પણ એમ જ સમજવું.

## કચ્છી દુહાની કાવ્યકલગી

૦ અને કચ્છી લોકસાહિત્યને શિરોધાર્ય છે એ શિરોવતી દુહો,

પઇ જા પરભાત સે માક મ પસો માડુઆ,
રુઇ ચુવઇ રાત, ડિસી દુખોઇઅનકે.

ભાંભળકામાં ધરતીને ભીંજવતાં આ તુષારબિંદુ નથી, આને ઝાકળ કે માત્ર ઓસ પડેલી સમજશો નહિ; આ તો દુખિયારાંનાં દુઃખ દેખીદેખી રડી ગએલી રાતરાણીએ આંસુડાં સાર્યાં છે તે છે.

આવા કચ્છી દુહાની ગુલછડીની આસ્વાદ્ય શોભા, એની સોડમ, એનો કવિતારસ આપણા લોકસાહિત્યની શિરોમાન્ય કાવ્યકલગી છે.

(લેખકના અપ્રગટ ગ્રંથ 'ભાષા, સાહિત્ય અને કચ્છ"માંથી)

*

## દુહા તપખીર-તમાકુના વ્યસન અંગે

સસા ચલા સ્વર્ગમેં, બેઠા પાલખી માંહે;
અધબીચમેં પીછેફિરા, હુક્કા તમાકુ નાહિ,
ખાય તેનો ખૂણો, પીએ તેનું ઘર;
સૂંઘે તેનાં લૂગડાં, એ ત્રણે બરાબર.
કોઇ સુંઘે કોઇ ખાય, કોઇ પીએ હુક્કો;
તમાકુનું વ્યસન કરી, ઠાર ઠાર થૂકો,
તમાકુ ને એક વાર; ભાંગ વાર બીજી;
તપખીર તે વારંવાર, એ ફજેતી ત્રીજી,
સૂંઘણી લોભામણી ને લૂગડાં લજામણી;
સૂગ સુગામણી ને છીંક છીંકામણી.
હુક્કાવાળો હડિયું કાઢે, ચપટીવાળો ચોર;
જરદાવાળો ઝોંટો મારે, જેમ ઓખરિયું ઢોર.
તમાકુ રે તમાકુ, ઝાડે ચડીને જોયું;
એક બીડી તમાકુ માટે, અજાચીપણું ખોયું.

# દુહા : દેશળાના, જટો ને જટડીના, કિસનિયાના, જમાલના ને રહીમના

સં. મેકરણભાઇ ગગુભાઇ લીલા

## દેશળના

મીતિને માપાણુ પતિ, પરથમ વેધે પેટ;
પછે હાકમ હથોડા હેઠ, દન દન ટીપે દેહળા–૧

કાદવથી, કાઢી, અને જરૂર વેચવા જાય,
તો ય મૂલ મોંઘેરાં થાય, દેશ વિદેશે દેહળા–૨

ચંદન તરુ સામટાં, એને કાપે કુહાડે,
(પછી) ફાડા કરીને ફાડે, (તો ય) દેખી ફોયું દેહળા–૩

કબાડી કાપી અને એને મેલાવે મલીચંદ,
તોય ચંદન જોઇ સુગંધ, દોઢી બમણી દેહળા–૪

અણુએ માથું આપિયું, જરૂર શ્રીફળ જેવું,
અધપત કુળ એવું, દાતાર તારું દેહળા–૫

કીડી મરે નઇં કાઠપત, હાથી ન પગલાં હેઠ;
ઠેકાણે આવ્યો ઠેઠ, દ્વારે તારે દેહળા–૬

પારેવા ને વૃજપતિ, મરાય નહીં માણા;
દન દન ચણ દાણા, દેવા જ જોવે દેહળા–૭

હદ હાકમની હરેક, સુધરી રીનો સામટી;
અસલી કુળ રીત એક, તે દતવા પામી દેહળા–૮

કળજુગ લોભી ને કાળ, ખલકે જાશેય ખપી,
દત સુયશ ડાઢાળ, દીપે અવચળ દેહળા–૯

પર બળ વીર પ્રતાપ, શિવાજી પણ ચાલ્યા ગયા;
એના જપે કવિયાં જાપ, દન દન જીભે દેહળા–૧૦

## જટા અને જટડીના

જટો કે જટડીને, મત વિસરજે મોય;
આંગળિયું ને નખડા, (એમ) તનડું લાગ્યું તોય–૧

નખકું નેરણુ ઝીલે, નખ કાંતા હોય;
મુખમાં જીભાં લગી, (એમ) મેરો તન લાગે તોય-૨

ભૂવો ધૂણે ને ભતે ખાવે, જીભ કટંકી હોય;
લહેરૂં સાયરસે લગા, (એમ) મેરો તન લગો તોય–૩

સાયર સબ સૂક જાવે, હંસતા ઉડંતા હોય;
મેરૂ ઘેરૂ ટકાં, (એમ) મેરો તનડો લાગો તોય–૪

જટા હીણું ન ભાંખીએ, હીણે હાણ્યું હોય;
જીવશુ તો જટા મળીશું, નકર આગ જલંતા સોય–૫

જટો કે જુવાન ન મારિયે, જેના ઘરમાં નાજુક નાર;
કટ કટ ભાંગે ચૂડિયું, અને રોવે ટોડા બા'ર–૬

જટિયા જુવાની ગઈ, ગઇ ચટકતી ચાલ;
જીથે અંબોડા બાંધતા, તીથે પડી ગઈ ટાલ.–૭

જાણ્યું રે'શે જરડા, જોબન કેરો રંગ;
છેતરી ચાલ્યું છમકલે, એડું કરીને અંગ.–૮

જોબન જાતાં જટા છગધાં, દાંત રૂપ ને રંગ;
સેજ-રમણુ તુરી-ચડણુ, પરમથ વાપણુ ખગ–૯

કાળાં તે ધોળાં થિયાં, ચૂવે નારનકા નેણુ,
જોબન ચાલ્યું જટડા, કાળે કહાવ્યાં કે'ણ.–૧૦

જટો પૂછે જટડીને, પ્રીતિકા કયા તોલ,
લગની લગે લેખાં નહીં, તૂટત રતી ન મોલ–૧૧

જટો પૂછે જટડીને, પ્રીત કેતા મણુ હોય,
લગે, તબ લેખાં નહીં, તૂટે ટાંક ન સોય–૧૨

જટો કિયે છે, જટડી, કાંઇક લેને કાંઇક દે;
સામે ઢેરા રખ્ખજા, વોભી માડુ થે–૧૩

જટો કિયે છે જટડી, કાંક ચગેરો રાંધ્ય,
સજન દીઠાં બજારમાં, ચાર જનેકે કાંધ–૧૪

વન વન ભરતા ઠેકડા, બળસેં ભરતા બાથ,
જોબન ચાલ્યું જટડા, હેઠા પડિયા હાથ.–૧૫

જટી વહાં ન જાઇએ, જહાં અપના નહિ કોઈ,
માટી ભરખે જનાવરાં, મૂવા રોવે નહિ કોઇ ૧૬

### કિસનિયાના

આદર કરે અપાર, તો ભોજનમાં ભાજી ભલી;
આણે મન એંકાર, એનું કડવું ભોજન કિસ-
નિયા–૧

આવે વસ્તુ અનેક, હદ નાણું ગાંઠે હુવે;
આવે ન અકલ એક, ક્રોડ રૂપિયે કિસનિયા–૨

લોભી થઇ મા લૂંટ, ત્રેવડ ઘટ માટી તણો;
ફુસકી જાશે ફુટ, કાચું વાસણ કિસનિયા–૩

હિકમત કરે હજાર, નીચે ભવપતિયું જઇ;
પામે ફળ સંસાર, કરમ પ્રમાણે કિસનિયા–૪

હરખથી હાટ બજાર, મન મેલી આઝાં મળે;
જતા વેળાના જુહાર, કો'ક જ કરતા કિસનિયા–૫

માટી મજુર ધરનાર, ચણનારા બેઠા ચણે;
પાળે પાલણહાર, કરમ પ્રમાણે કિસનિયા–૬

હાથી હીંડતાં દેખ, લખ લખ કુતર કરે;
બડપણ તણો વિવેક, ક્રોધ ન આણે કિસનિયા–૭

કઈંક નર, કઇંક નાર, હરવાટે ભેળાં હુવા;
સપના જ્યું સંસાર, કીશી વિમાસણ કિસનિયા–૮

કરે જે જન કલેશ, લેશ નહીં સુખ તે લહે;
હરકત સહે હમેશ, એનું કાળું મુખ કિસનિયા–૯

મોટાં રૂડાં રાજ્ય, કજિયામાં કથળી ગયાં;
આખર એહ ઇલાજ, એનું કાળું મુખ કિસનિયા.૧૦

બાળે બળતણ હોય, એસિડ કરી ઓલાવિયે;
કાળજ બળતણ કોઇ, કી ઓલાવે કિસનિયા. ૧૧

સોનું ઘડે સોનાર, કંદોઇ બાજલિયું કરે;
ભોગે ભોગનહાર, કરમ પ્રમાણે કિસનિયા. ૧૨

માયા કેરા મિત્ર, જગમાંહી ઝાઝા જડે;
પરમારથ વણ પ્રીત, કોઇક પાળે કિસનિયા. ૧૩

સોંઘું અન્ન સંસાર, સત સારૂ વાટે સકો;
દુર્ભખમાં દાતાર, કોઇક દીઠો કિસનિયા. ૧૪

હાથુંમાં હથિયાર, ગાહડમલ રાખે ઘણા;
ભારથ પડિયા ભાર, કોઇક ઝીલે કિસનિયા. ૧૫

હૈયું હોવે હાથ, કુસંગતી કેતી મિલે;
ચનણ-ભમંગા સાથ, દાઘ ન લાગે કિસનિયા. ૧૬

હાટાં મોહ હજાર, મન મેલું ઝાઝા મિલે;
જમતી વેળા જુહાર, કોઇક કરતા કિસનિયા. ૧૭

ભેંસા આણે ભાર, સૂંઢાળા બાંધ્યા ચરે;
સહુ જાણે સંસાર, કર્મ પ્રમાણે કિસનિયા. ૧૮

### જમાલના

મનમેં તો ગ્રાહક ભયે, નૈનાં ભયે દલાલ;
ધની વસ્તુ બેચે નહીં, કિસ બીધ મીલે જમાલ. ૧

દધિસુત કામની કર લિયે, હંસ કરન પ્રતિપાલ;
બીચ ચકોર હી ચુંગલિયે, કારન કૌન જમાલ. ૨

તન સરવર મન માછલી, પરી વીરહ કે જાલ;
તલફી તલફી દન જાત હૈ, બંગહી મીલો જમાલ. ૩

દુનિયા ચંદ મજીઠ રંગ, પુરુષ વચન પ્રતિપાલ;
પાંહ ન રેખરૂ કરમ ગતિ, યે નહીં મીટત જમાલ.૨૪

સકલ છત્રપતિ બસ કિયે, અપને હી બલબાલ;
મુરખ લોક હે સબલ સો, અબલા કહે જમાલ. ૫

સજન બિસરાયે ભલે, સુમરિત કરે બેહાલ;
દેખ ચતુર બિચારકે, સાચી કહે જમાલ. ૬

પિય કારન અરપિયો, તન મન જોબન લાલ;
પિયા પીર જાને નહીં, કીસસો કહોં જમાલ. ૭

ઊમંડી ઘટા ધન દેખકે, ચઢી અટા પર બાલ;
મોતીન સર મુખમેં લઇ, કારન કૌન જમાલ. ૮

જમલા ઢુંઢ ન હોય ગઇ, ભૂલી પરી નિશતાલ;
એક કમલ દો પાંખુરી, બીચત બીચ જમાલ. ૯

યા તનકા જૂતિ કરૂં, કાઢી રંગાઉ ખાલ;
પાયન સૌ લિપટા રહો, આઠે પો'ર જમાલ–૧૦

યા તનકી ભાઠી કરૂં, મનહી કરૂં કલાલ;
નૈનોરા ટપાલ કરૂં, ભર ભર પિયો જમાલ–૧૧

બાલપને ધોલે ભયે, તરૂ ન નયે ભયે લાલ;
વૃદ્ધનપે કાલે ભયે, કારન કૌન જમાલ–૧૨

સોના વચા ન નીપજે, મોતી લગે ન ડાલ;
રૂપ ઉધારા ના મીલે, ભૂલે ફીરો જમાલ-૧૩

માલનિ બેચત કમલ કો, બદન છીપાવત બાલ;
લાજ કાહ કીના કરે, કારન કૌન જમાલ-૧૪

બાયસ રાહુ ભુજંગ હર, લીખરી બાલ તતકાલ;
ફીરી ફીરી મેટત ફીરી લીખંત, કારન કૌન જમાલ-૧૫

સજી સોરહ બારહ પહરિ, ચઢી અટારી-એક બાલ,
ઉતરી કોયલ બોલ સુની, કારન કૌન જમાલ-૧૬

ધન દાટત ધરતી હસે, આષધ વાટત કાલ;
પુત્રખીલાવત સ્ત્રી હસે, કારન કૌન જમાલ-૧૭

પુનમચંદ કુસુમ રંગ, નદી તીર દ્રુમ ડાલ;
રેતી ભીંત ભૂંસ લીંપતો, જે તહીં થીર જમાલ-૧૮

સજન પ્રીત મજીઠ રંગ, સાધ વચન પ્રતિપાલ;
સત્ય ધર્મી અરૂ કરમ ગતિ, જે નહીં મીટત જમાલ.-૧૯

સબ ઘટ-માંહી રામ હે, જ્યોં ગિરિ સુતમેં લાલ,
જ્ઞાન ગુરૂ ચકમક વિના, જબ હોત પ્રગટ જમાલ.-૨૦

સજન મીલે અનેક દુ:ખ બીસર ગઈ છીતકાલ;
યા સુખ નેં દુ:ખ હી ભલો, કારન કૌન જમાલ.-૨૧

ભયે તૃષાતુર કામની, ગઇ સરોવર પાલ;
જલ સૂકો આનંદ ભયો, કારન કૌન જમાલ.-૨૨

## રહીમના

કહે રહીમ સંપત્તિ સગે, બનત બહુત બહુ રીત,
વિપત્તિ કસોટી જે કસે, તેહી સાચી મીત-૧

દુર્દિન પડે રહીમ કહે, ભૂલત સબ પરિચાન,
સોચ નહીં બિત હાનીકો, જોન હોય હિત હાની-૨

રહીમ જુ પહૈ બેઠિયે, દેખત દિનનકો ફેર,
જબ નીકે દિન આય હે, બનત ન લગી હૈ બેર-૩

રહીમ નિજ મનકી બિથા, મનહિ રખો ગોય,
સુની હસી લેહે સબ લોક, બડતી ન લહે કોઈ-૪

રોળ બીગાડે રાજને, ચોળ બીગાડે માલ,
સૌન સૌન સરદારકી, ચુગલી બીગાડે ચાલ-૫

ચિંતમેં બુદ્ધિ પરખીએ, ટોટે પરખ ત્રીયહ,
સગે કું વેળા પરખીએ, ઠાકોર ગુનો કીયાહ-૬

સર સૂકે પંખી ઊડે, ઓર સરપે સમાય,
મીન દીન બીન પંખ કે, કહો રહીમ કહાં જાય-૭

જૈસી જાકી બુદ્ધિ હૈ, તેસી કહે બનાય,
તાકો બુરો ન માનિયે, લેન કહાંસે જાય-૮

અમરવેલી વિત મુલકી, પ્રીત પાલત હૈ નાહી;
રહીમ એસે પ્રભુહી તજી; ખોજત ફીરિયે કાહી-૯

દીન હી સબ કહં લખત હૈ, દીન હી લખે ન કોઇ,
જો રહીમ દીન હી લખે, દીનબંધુ સમ હોય-૧૦

કહું રહીમ કેતીક રહી, કેતી ગઇ બીહાય,
માયા મમતા મોહ પર, અંત ચલે પછતાય-૧૧

બડે દીનકો દુ:ખ સુને, દેત દયા ઉર આની,
હરિ હાથીસું કબ હુતી, કહું રહીમ પહિચાની-૧૨

રહીમ રહબો વો ભલો, જો ભૂ શીલસું મૂય,
શીલ ઢીલ જબે દેખિયે, તુરત કીજગે દૂર-૧૩

હરિ હરિ કરુણા કરી, સુની શ્રવણાં ટેર;
જબ ડગ ભરી ઉતાવરા, હરિ કરી કી બેર-૧૪

ચાહ ગાડ ચિંતા મિટી, મનવાબે પરવાહ;
જિનકો કછુ ન ચાહિયે, વો શાહન કે શાહ-૧૫

રહીમ નહીં સરાહિયે, લેન દેનકી પ્રીતિ,
પ્રાનન બાઝ લાગી હૈ, હાર હોય કે જીત-૧૬

જેસી પરે સુસટિ રહે, કટિ રહીમ યહ દેહ,
ધરતી હી પર પરત સબ, શીત ઘામ અરૂ મેહ-૧૭

ઓછે કામ બડે કરે, તોય બડાંઇ હોય,
જ્યું રહીમ હનુમંત કો, ગિરધર કહે ન કોઇ-૧૮

*

# દુહા : ભુધરાના, કાનિયાના, સાંગણશીના, નાથિયાના, ઈલિયાના અને પ્રકીર્ણ

સં. અમરદાસ ખારાવાળા

### ભૂધરાના

થાતાં શું થઈ ગઈ, ભલા માણસથી ભૂલ;
પછી રિયો ત્યાં લગ રઈ, ભવની ભોંઠપ ભૂધરા. ૧

અંતર જેનાં ઊજળાં, એની જાત્યું ના જોવાય;
અવધેશ એઠાં ખાયા ભીલડીનાં બોર ભૂધરા. ૨

### કોઈ એક નાગડાનોં

પરપોટો પાણી તણો, ફટ દઈ ફૂટી જાય;
એમ આશા સફળ જાય, નગણા નરની નાગડા.

### વાલિયાનો

પવન ઊડીને પાંદડું, આભામંડળ જાય;
થર કદી નવ થાય, વજન વિનાના વાલિયા.

### જોરસંગનો

પરહિત કાજે પ્રાણ, આપ્યા તેથી આજ લગ;
પૂજાય છે પાષાણ, ઝાલર કહે છે જોરસંગ.

### કાનિયાના

ચડતીમાં મિત્ર હજાર, હર વખત હાજર રહે;
પડતીમાં એકવાર, કોઇ કર નવ ઝાલે કાનિયા. ૧

જે ઘર રહેનો આપ, ને ઘર કરે કૂડા નજર;
એ નર નહિ પણ સાપ, કલ્પી લેવો કાનિયા. ૨

સાત સોનાના કોટ, લંકા રાવણની શોભતી;
એક જ સીતાની ચોટ, ફકડાવી પડયા કાનિયા. ૩

### વેરાણીનો-વેરડાનો

છત્ય ચોમેર તણી, માઠા ઘર આવી મળી;
પદમણી પાવૈયાથી, જાણે વઢું'બી વેરડા.

### સાંગણશીના

ઉગમણે ઊપડી આથમણે જે જાય
સાંભળને સાંગણશી, કાળો મોં કેવાય ૧

અંગથી ઉમટયા ઈ, ઊગતા રૂડા કેવાય;
સાંભળને સાંગણશી, કાળા વાળ કેવાય. ૨

કાળી ઊનનું કાંતણું, પર ઘરે જે વણાય;
સાંભળીને સાંગણશી, કાળી કામળ કેવાય. ૩

ચારપગો ને ચોસરો, રાજદ્વારે સોહાય;
સાંભળને સાંગણશી, કાળો હાથી કહેવાય. ૪

માયા ખડી મોહની, સાંગાન જેના વજજરના ગાળા,
સાંગો કયે સલવાણા, કંઈક ચડયા ને કંઈક પાળા. ૫

આગતરમાં ઊગ્યું નહિ, પાછતરમાં પાલી;
સાંગો કયે સંસારમાં, એની ખેપ ગઈ ખાલી. ૬

### નાથિયાના

સંપત્તિમેં સંસાર, હરકોઈ હેતુ હુવે;
વિપત પડિયારી બાર, નૈણુ ન જોવે નાથિયા- ૧

જ્યારે માણસ પાસે સંપત્તિ હોય છે ત્યારે દરેક જણ મિત્ર બનવા આવે છે, પણ દુઃખ વખતે કોઈ સામું પણ જોતું નથી.

ધોબો મુઠ્ઠી ધાન, માંગે વાને ના મીલે;
પટ કાઢે પકવાન, નાના કરતાં નાથિયા-૨

ચપટી કે ખોબો અનાજ માગનારને આપે નહીં, પણ જો સ્વાર્થ હોય તો પેસો ના પાડે તો પણ પરાણે પકવાન આપે છે.

મેરી ચંચલ જાત, પદમણીસી દીસે પ્રગટ;
બાંદીસી દો બાત નિકમન કીજો નાથિયા-૩

દાસી એ તો ચંચલ પ્રકૃતિવાળી છે. જોવામાં પદમણી જેવી લાગે છે, પણ ભૂલથીયે એની સાથે પ્રેમથી બે વાત કરવી નહીં.

કાલી બહુત કુરૂપ, કસ્તૂરી કાંટા તુલે;
સક્કર બડી સ્વરૂપ, નર જાં તુલે નાથિયા-૪

કસ્તૂરી જોવામાં કાળી લાગે છે, પણ એ નાના કાંટાથી, કીમતી કાંટાથી જોવાય છે. સાકર હોવા છતાં મોટે કાંટે કોથળામાં નાખીને જોખાય છે.

કહે ન ભજેન કાય, આંબાંરી તીસ આમલ્યાં,
છોકરિયાં ઘર છાય; નાર ન આણે નાથિયા-૫

દૂર છતાં કદી દેત, શોભા ઘર સંપત તણી;
હૈડાં કેરાં હેત, નેણે ઝળકે નાથિયા-૬

નિજ રસ ભરિયાં નેણ, મળતાં જે મલક્યાં નહિ;
બોલે તે સુવેણ, નેહ ન ઊપજે નાથિયા.-૭

ધણી બિચારો ઠીક, ધણિયાણી ધૃત આદરે,
બરાબર નાવ નજીક, નાવ ચુકાવે નાથિયા-૮

કાયા અમર ન હોય, થર માયા થોડી રહે;
એમાં કરી લે દોય, નામા કામા નાથિયા-૯

તોલાય પર્વત તોલ, મોલ નહિ મૂરખ તણો;
બડા પુરુષના બોલ, અણમોલ ગણાયે નથિયા, ૧૦

ઇ ઘોડા ઇ ગામ, નામ ઇ હથિયાર ઈ;
રૂદિયામાંથી રામ, નીકળી ગ્યો છે નાથિયા.૧૧

શું બુઢ્ઢા શું બાળ, માયામાં પરવશ પડયા;
સિંહ બની ગ્યા શ્યાળ, નારી આગળ નાથિયા.૧૨

## ઇલિયાના

પડયે થોડ તાંહ, કરડાવણ હરકોઇ કરે;
ધારામેં ધસતાંહ, આંસુ આવે ઇલિયા-૧

પોતાની શેરીમાં સહુ કોઈ કરડાઈ કરે, પણ ઈલિયાને સંબોધીને લાખણસી નામનો કોઈ કવિ જૂનાગઢના પટાવત ઇલ્લા ચાવડાને કહે છે કે રણમેદાનમાં વચ્ચે લડતાં ઘણાંને આંસુડાં આવી જાય છે.

દસ ગાંવાં દાતાર, પેખ્યા કો પંદરા લગે;
નવખંડ નામોચ્ચાર, અપડૂ થારો ઈલિયા-૨

દસ ગાઉ ઉપર દાતાર હોય છે, કયાંક પંદર ગાઉએ તો જરૂર દેખાય છે. પણ નવખંડમાં તારું નામ એકધારું દાતારીમાં છે.

છાજા માંડેલા છોડ, પહલી પાનાવડ કરે;
કરમણ કલોમ ખોડ, જાય ઉધડકી ઇલિયા-૩

ચોમાસાની શરૂઆતમાં છજા ઉપર પણ છોડવા દેખાય લાગે છે, પણ એ કમોસમાં ઊગેલ છોડ જરાક તણાતાં સુકાઈ જાય છે.

દાબા લાગ્યો દાહ, સૂમાને સૂઝે નહીં;
પાયા લાખ પસાહ, ઉપકારે નો ઇલિયા-૪

ગંજીમાં દહ લાગ્યો એ સોમિયાને સૂઝે નહીં, પણ ઉપકારી માણસો એમાંથી ફાંટા ભરીને કાઢી લે છે.

ભારી દેખી ભીત, ચારણ ચિંતાબો કરે;
ચાવડ તું બણ ચીત, આડો ફીરે ઇલિયા-૫

સામે ભયંકર બીક દેખાણી તેથી ચારણ વિચારમાં પડ્યો, પણ ત્યાં તો હે ચામુંડા ! તને યાદ કરતાં ઇલિયો આડો ધા લેતા આવ્યો અને કષ્ટમાંથી છોડાવ્યો.

પડસી ગઢ પાષાણ, ઊંચા અડતાલા તણાં;
પડવો પેન નવાણ, અંપડૂ થારો ઇલિયા-૬

આકાશને અડીને ઊભેલા પથ્થરના ગઢ પડી જશે, પણ હે ઈલ્લા ચાવડા ! તારો કીર્તિરૂપી ગઢ કોઈથી પાડી શકાશે નહીં.

ઈ.સ. ૧૪૭૩ ની આસપાસ જૂનાગઢના રા અંગે બનેલા એક પ્રસંગનાં આ બધા પ્રાસ્તાવિક દુહા છે.

## પ્રકીર્ણ

રામે રાવણ મારિયો, અવગુણ હુઆ અનંત;
જરા બંધન જમ દંડણ, ગયો મનોહરી કંત-૧

હુઓ ચોથો દીકરો, જેનો કોલબંધ કામ;
છંદ, ગીત ચીંથરાં, નો' રે એકેય નામ-૨

બાજ વસાવણ ફળ ભ્રખણ, આપે શરણ અથીત;
એસેમેં લંકા દઇ, એ રઘુકુળની રીત-૩

## ખીમરાના

સાઠા, ખડ કે મેડિયું, ઘોળા લાગે ધામ;
ન લેવાય એનું નામ, ખરે બપોરે ખીમરા-૪

દુખ છે આખરૂદારને, (જેને) આરાથી સંઘોડ;
ફરુડંડ ફરે વિદેશ, (જેને, ખભે પછેડી ખીમરા-૫

મૃગ મચ્છી સજ્જન પુરુષ, રત તૃણ જલ સંતોષ;
વ્યાધ ઢીમર દુરિજન, રખત અકારન રોષ-૬

કં રસ-દાન સુપાત્રકો, દુરજન ગુપ્ત હી બાત;
અલ્પ તકે વિસ્તારસે, પાત્ર કાજ દરસાત-૭

### વાલગાનો

ઘણુ ભેંસાને બાળધાં, હાથીએ પૂછલ હોય;
નાહોર કડકયા ના'ય, ચેળા પડતે વાલગા-૮

### પાલો

પાલા પરમેશ્વર તણું બીજ ખેતર વાવ;
એમાં બરકત આપશે, જેમ કૂવામાં આવ;
જેમ કૂવામાં આવ, ઉલેચે વધુ આવે;
મૈસુરે મહારાજ, જગની દુરબળ જાવે;
થરમન રાખો ઠીક, દરવાજા કરમાં ઠાલા,
સાહેબ નામ સંભાર, પ્રભુને ભજને પાલા-૯

### દોઢિઓ દુહો

અધા ધૂમના અક્ષર માંડે, કલમ ચલાવે કૂડી;
ઇ વેપારી ઊંડી જાશે, મૂળ ગુમાવે મૂડી.
મૂળ સચ કહે મરદો, હિંમત કોઇ વિવેકી કરદો. ૧

*

## દુહામાં સાવઝ

જે મારગ કેસરી ગયો, રજ લાગી તરણાં ય;
ઇ ખડ ઊભાં સૂકશે; નહીં ચાખે હરણાં ય.
સાહુળા જે સિંહ, છ મહિના છોડે નહીં;
દાતા એના દિહ, જીવો એ ઝાઝું જાણજો,
મેં ગાજે સાહુળો મરે, જેને આઠે મહિનાની આશ;
નો જીવે નજરાજ, સિંધુ ગડગડને સુરાઉત.
કળજગ આંઠ્યો ઠાકરો, જગત બધી જાણે;
સાવઝની પથારીએ, શિયાળિયાં મોજું માણે;
સિંહ નિકસત કહ સિંહણી, વીરજન ઔરહિઔર;
જાય પતિ સું જગમેં, ગઢપત લેશી ઘેર.
સિંહ સંગમ, મર્દ બચન, કેળ ફળે એકવાર;
ત્રિયા તેલ, હમીર હઠ, ચઢે ન દુજી વાર.
કડેંક મન મંકોડી, કડેંક કેસરી સિંહ;
હૈડો હકડી ધારણે, રહે ન સજો ડી;
સાહુળો વન સંચરે, કેરણ ગયંદા નાસ;
પ્રબળ સોચ ભંવશ પડે, હંસા હોય હુલાસ.
કેસર, ચંદન ને નિજ કુરંગ, ચારણ, સેંદુર ને સિદ્ધ
એતાં નગર ન નીપજે, પહાડમાં યે પ્રસિદ્ધ.
છોટે મોટે કામ જિહિ, કરને લાયક હોય;
સિદ્ધ કરત સો ચાહત, સિંહન કે ગુન સોય.
ગજ હણવાના ગર્વથી, અધિક કરે ઉતપાત;
સાવઝ તું શૂરો ખરો, તદપિ તામસ તાત.
બડ કેસર ને ભૂટિયો, એ આવ્યા બાથે;
પડ લીધાં પૃથ્વી તણાં, મેવાડે માથે.

સરવો સોરઠ દેશ, જ્યાં સાવઝઠાં સેંજળ પીએ;
બાળું પાટણ દેશ, જ્યાં પાણી વિણ પોરા મરે.
બાકર બચ્ચાં લાખ, લાખે ય બિચારાં;
સિંહણ બચ્ચું એકે, એકે હજારાં.
ઘર ધીંગી, ગરવો ધણી, માહુ ધીંગા મજ્જ;
નકલંક કેસરી નીપજે, ધીંગાં ખાંખડધજ્જ,
શીખામણ સિંહકો દિયે, શીખામણ ઇસકો સુહાય;
શીખામણ બંદરકો ન દિયે, અપના ઘર લુંટાય.
જાત કુલ એસી રીત હૈ, તાકો એસો ભાવ;
આધા મા કે પેટમેં, આધો ગયંદ સર ઘવ
મિટે ન સેજ સ્વભાવ, જેહિ બિધિ જિનકું દહ્યો;
દેખત સિંહન દાવ, ગર્ભ ત્રોડી કુંજર ગ્રહ્યો.

### પ્રકીર્ણ

જડ વસ્તુ પણ જગતમાં, દે ઉત્તર અનુરૂપ;
બોલે તેવું સાંભળે, હોય રંક કે ભૂપ.
બોલે બોલ અમોલ હે, બીન તોલે મત બોલ;
પહલે ભીતર તોલકે, પીછે બાહિર બોલ.
સજ્જન કેરા સ્નેહ તે, આથમતાની છાંય;
દુર્જન પ્રેમ પ્રભાતનો, પળ પળ જતાં કપાય.
નથી ભરોસો દેહનો, શું બનશે આકાળ;
તો પણ મન લાલચ ધરી, જીવ બને ચંડાળ

# ગુજરાતના ચારણી સાહિત્યમાં દુહા: પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન કવિગણ

રતુભાઇ રોહડિયા

આપણે ચારણી સાહિત્યમાં દુહાઓના પ્રકાર, રસ, અલંકાર અને પેટાવિભેદો જોઈ લીધા. હવે ચારણી સાહિત્યમાં દુહાની ગંગોત્રી વહેતી કરાવનાર કવિઓનું કાળક્રમ અનુસાર દર્શન કરી, આ વહેતી ગંગોત્રીમાંથી એક અંજલિ ભરીએ.

## પ્રાચીન કાળ

માવલ વરસડાથી લઈને પંદરમી સદી સુધી આપણે આ કાળને પાથરી દઈશું.

માવલ વરસડા એટલે કચ્છના રા' લાખા ફૂલાણી-ના બાળસખા અને રાજકવિ. લાખા ફૂલાણીની માતા અને માવલ વરસડાની માતાને પણ સાહેલીપણાં હતાં. શ્રી. મોહનલાલ જિજ્ઞાસુએ 'ચારણ સાહિત્યક ઈતિહાસ'માં એવો મત દર્શાવ્યો છે કે લાખા ફૂલાણીને નામે ચડેલા દુહાઓ વાસ્તવમાં માવલ વરસડાએ રચેલા છે.

વાસ્તવમાં છે પણ એમ જ. ચારણી સાહિત્યમાં કર્તાપરક, વિષયપરક અને ઉદ્બોધનપરક નામો કઈ રીતે આવે છે તે વિષયની અજ્ઞાનતાને કારણે સાહિત્યકારો ગોટાળો કરતા હોય છે.

ચારણી પરંપરા આ રહી છે. વિષયપરક નામો દુહાના પહેલા બીજા કે ત્રીજા ચરણમાં જ આવે છે. ચોથા ચરણના અંતે આવતું નામ ઉદ્બોધક હોય છે. જેમાં નામ સાથે 'ભણે' શબ્દ હોય છે, તે નામો કર્તાપરક હોય છે. પણ આમાંય ભેદ છે. ચોથા ચરણમાં છેલ્લે આવેલું નામ આત્મબોધક પણ હોય છે, જે કવિએ પોતે પોતાને ઉદ્દેશીને કહેલા દુહામાં પ્રયોજેલું હોય છે. આ રીતે આત્મબોધક નામ કર્તા-પરક પણ હોય છે.

ઉદ્બોધક નામનું તાત્પર્ય એ છે કે પ્રશંસા, નિંદા કે ઉપદેશ અર્થે કોઈને ઉદ્દેશીને કહેલા દુહાના ચોથા ચરણના અંતમાં, જેને ઉદ્દેશીને દુહા કહ્યા હોય તેનું નામ આવે છે, દા. ત. જોગીદાસ ખુમાણને ઉદ્દેશી-ને કહેલા દુહાઓમાં અંતે ચોથા ચરણમાં છેલ્લે 'જોગીદાસીઆ' નામ આવે.

આ રીતે ચોથા ચરણમાં આવેલાં નામો જો આપણે દુહા કોણે રચ્યા તે ન જાણતા હોઈએ તો ગોટાળો કરે તેવાં ખરાં.

હવે માવલ વરસડાએ રચેલા દુહાઓ જોઈએ:

ભવ જીપણ અથ ભોગવણ, ગુણ જાણણ ગહગીર;
ભૂજા ધંન માઉલ ભણે, લેહરિરવ લખધીર.

(જિંદગીને જીતી લેનારો, ધન ભોગવનારો, ગુણને જાણનાર અને ગંભીર એવા સાગર સમાન રાવ લાખાની ભુજાઓને ધન્ય છે, તેમ માવલ કહે છે.)

તાહરો ફુલ તણાહ, લાખા, જસ અંબર લગો.
ઉપરિ જગતિ અથાહ, જિગિઓ કિરણાપતિ જિહિ.

(હે ફૂલના પુત્ર લાખા, તારો યશ આકાશે જઈ પહોંચ્યો અને અપાર એવા સંસાર પર તે યશ સૂર્યરૂપે પ્રકાશ્યો.)

જુગ જાએ લાખો રહૈ, કમણ કુહાડા એહ;
વૂઠો ધર વૈહલાં તણે, તાસ ન જાએ તેહ.

(યુગો જશે પણ લાખો નહિ જાય : આનો ભેદ શું છે ? આનું કારણ એ છે કે તે કવીશ્વરોનાં ઘરો પર રીઝને (ધન રૂપે) વરસ્યો હતો.)

જાઈ જુંગતરે વાળિઆ, જાખો, એક ન જાઈ;
દીને કારણ ફૂલઉત, નિત નવલો થાઈ.

(યુગો વહ્યા જશે પણ મહાન એવો એક લાખો ફુલાણી નહિ જાય. દાતારીને કારણે ફૂલનો એ પુત્ર નિત્ય નિત્ય નવું જીવન અને નવું યૌવન પામતો રહેશે.)

લાખો રસિક રાજવી હતો. માવલ વરસડો એના કવિમિત્ર અને બાળસખા હતા. આ કારણે લાખો ફુલાણી અને રાણીના માર્મિક સંવાદો પણ તેણે સાંભળેલા. અને એ સંવાદોને તેણે દુહાબદ્ધ કરીને લાખા ફુલાણીને અમૃતત્વ પણ આપેલું: દા. ત. માનવ-જીવનના નાશવંતપણા પર લાખા ફુલાણીને રણવાસમાં થયેલ વાતચીતના બે દુહા લ્યો :

લાખો લેખે આંતરૂ, મેહળા ભુલી મત;
આંખ તણે ફરુકડે, જમી પરાયે હથ્થ.

(લાખો તો, છેટેનું સમજે છે, રાણી પણ ભૂલ્યાં છે. અરે ! આ ભૂમિ તો આંખના ફરકવા-માત્રમાં જ પરાયા હાથમાં ચાલી જાય છે ! )

લાખો મેહળા ધીહડી, ત્રણે ભુલાં જોય;
સાસ સરીરાં ઊપડયો, આયો ના'યો હોય.

(લાખો, રાણી અને રાજપુત્રી ત્રણેય ભૂલે છે. જુઓ, આ શ્વાસ-કાયામાંથી બહાર ગયા પછી પાછો આવ્યો કે ન આવ્યો પણ કોઈ કહી શકે છે. એનો વિશ્વાસ નથી.)

માવલ વરસડા મહાસમર્થ કવિ હતા. તેમણે મૂળરાજ સોલંકીના દરબારમાં બોલિયણ નામે સમર્થ ભાટકવિને હરાવેલ એ વિશેની દંતકથા ચારણોમાં પ્રચલિત છે.

એ જ લાખા ફુલાણીના દરબારમાં બીજલ, સોમંગ અને દુદો નામે ત્રણ ચારણકવિઓ હતા. એક વેળા રા' લાખાએ પોતાની રાણીને પૂછયું, "મારા સરખો બીજો કોઈ દાતાર છે ?"

ત્યારે રાણીને બદલે માવલ વરસડાએ જવાબ આપ્યો :

લાખા ! રાણી ન પૂછીએ, પૂછો માગણહાર,
જેના ઘટમાં ઘૂમતા, દશ દિશના દાતાર.

(લાખા ! આવી વાતો રાણીને ન પૂછીએ, પણ કવિઓને પૂછો કે જેમના દિલમાં દશેય દિશાઓના દાતારો રમી રહ્યા હોય છે.)

વખતે દિવસે કચેરીમાં લાખા ફુલાણીએ પોતાનો પ્રશ્ન વહેતો કર્યો, ત્યારે એક ભાટ કવિએ કહ્યું, "લાખા જેવો દાતાર કોઇ રજપૂતાણીએ જણ્યો જ નથી."

આ વાતમાં મર્મ એ હતો કે લાખની મા સોનલ પોતે રબારણ હતી, એથી રજપૂતાણીનું અવ-મૂલ્યન થતું હતું. એ વેળા કવિ બીજલે રજપૂતાણી-ઓની ગૌરવરક્ષા અર્થે કહી દીધું :

"રા' લાખા કરતાં સવાયા દાતારો રજપૂતા-ણીઓએ જણ્યા છે."

એમાંથી ચડસાચડસી ચાલી. છેવટે ત્રણેય કવિઓને (૧) માથાનું દાન (૨) ઋતુ વગરનાં પીલુનું દાન (૩) અને સમગ્ર રાજ્યનું દાન લઈ આવવા પડકાર થયો.

એમાં કવિ બીજલને જૂનાગઢના રા' દયાસે માથાનું દાન આપ્યું એની લોકકથા બહુ પ્રસિદ્ધ છે. કવિ સોમંગને કચ્છના ચીત્રી બેલાના વિકિયા પુનાણીએ ઋતુવગરનાં પીલુ આપ્યાની લોકકથા પણ શ્રી દુલેરાય કારાણીએ 'કચ્છ કલાધર' ભા. ૧માં આપી છે.

બાકી રહ્યો દુદો કવિ. એને ચિતોડના રાણાએ પોતાનું સમસ્ત રાજ્ય દાનમાં આપેલું જેની દંતકથા ચારણોમાં પ્રચલિત છે જ. પણ દુદાનાં કોઈ કાવ્યો મળતાં નથી.

બીજલ કવિએ રચેલ રા' દયાસના દુહાઓ બહુ જાણીતા છે અને એમાં કચ્છી ભાષાની છાંટ પણ વરતાઈ આવે છે.

**બીજલ :**

વાઢી દેને વીર, મથો મંગણહારને,
દાતારાં મન ખીર, અદાતારાં મન કઠણઓ.

(હે શૂર એવા રા' દયાસ ! યાચક એવા મને તારું શિર કાપી દે. દાતારને માટે એ સહેલુ છે. અદાતાર માટે એ કઠિન છે.)

**સોમંગ :**

લાખા ! ઉપરે ન્યાય, કુરો કુજાડો મટમેં,
તો ગુરેઆ સું મંગેઆ, ડિનાં વડે ડાતાર.

(હે લાખા ફુલાણી ! આ માટલું ઉઘાડીને નિહાળ, એમાં શું છે ? તેં કહ્યું, મેં માગ્યું અને તે મહાદાતારે આપ્યું.)

સોલંકી યુગના ચારણોનાં નામો 'પ્રબંધ-ચિંતામણિ' ઈત્યાદિ ગ્રંથોમાં મળે છે. આણંદ-કરમાણંદ-ના કેટલાક દુહાઓ મૂર્ધન્ય વિદ્વાન શ્રી હરિવલ્લભ ભાયાણીએ 'ઊર્મિ'.ના જાન્યુ. ૭૮ના અંકમાં આપ્યા છે.

**ઉદયસિંહ ચારણ**

સુંદર સર અસુરાહ, દલિ, જલ પિધઈ વયણેહિં.
ઉદય નરિંદહિ કઢ્ઢિઉ, તીહનારી નયણેહિ.
'પ્રબંધચિંતામણિ'

(છાયા : જે જળ દેવોદાનવોને દલિત કરીને વાણી વડે પીધેલું, એ જળ રાજા ઉદયસિંહે શત્રુનારીઓનાં નયનોમાંથી (સાગરનું ખારું જળ) કઢાવ્યું.)

**રામચંદ્ર ચારણ :**

અમ્હે થોડા રિપુ ઘણા, ઇમ કાયર ચિંતંતિ;
મુદ્ધ નિહાલઉ ગયણયલુ, કે ઉજ્જોઉ કરંતિ.
(પુરાતન)

(છાયા : અમે ઓછા છીએ અને શત્રુઓ ઘણા છે, તેમ કાયરો જ વિચારે....)

**આણંદ-કરમાણંદ :**

કરમાણંદ કારણ પખે, જગિ વલ્લહો ન કોઇ;
વાછો સો ઘણ પરિહરે, જણિ થણિ ખીર ન હોઇ.

(કરમાણંદ ! સ્વાર્થ વગર જગતમાં કોઈ કોઈને પ્રિય નથી હોતું. જે સ્તનમાં દૂધ નથી હોતું તેને તો વાછડો પણ ત્યજે છે.)

**દૂમણ ચારણ :**

જીવ વધંતા નગ્ગ ગઇ, અવદ્ધતાં ગઇ સગ્ગિ;
હું જાણું દુહુ વટ્ટડી, જિણિ ભાવૈ તિણિ લગ્ગિ.
(ઉપદેશતરાંગિણી)

(છાયા : અહિંસા સ્વર્ગની અને હિંસા નર્કની વાટ છે. હવે તને તેમાં જે ગમે તે વાટે પળ.)

પ્રાચીનકાળના કેટલાક ચારણકવિ-કવિયણોનાં નામો હસ્તપ્રતોમાં અને લોકસાહિત્યમાં પણ મળે છે. ઊજળીના અને બીજા ઘણા દુહાઓ 'ઊર્મિ' માં પણ આ પહેલાં પ્રગટ થઈ ગયા છે. અત્રે ઉદાહરણ રૂપે સૌનો એક એક દુહો જોઈએ.

**હોલબાઈ ઉઢાશ :**

ભમનો અ વેલ ભાટ, તે દિ' પસલિએ પાણી પાયુ;
તે દિ' ગમે નહિ વાટ, હેરાં આવ્યાં હોલનાં.

(જે દિવસે રખડતો ભાટ આવ્યો અને મેં પસલી-એ પસલીએ પાણી પાયું તે દિવસની મારી વાટ ખૂટતી નથી. મારાં-હોલબાઈ ઉઢાશનાં આમ અપહરણ થયાં.)

**સાંઇ નેચડી :**

સરઠાં કેરો વિચાર, બે વાળામાં કેવણ વડો;
સર સોંપણહાર, કે વાઢણહાર વખાણીએ.

(સોરઠનાં લોક ! વિચારીને કહો. મારે આ બે વાળા વીરોમાં કોનાં વખાણ કરવાં ? માથાનું દાન આપનાર અણાવાળાનાં કે પછી સગે હાથે પુત્રનું શિશ કાપનારા એભલ વાળાનાં ?)

**હીરો ગઢવી (સાંઇ નેસડીનો પુત્ર) :**

મારૂઇને વાળો મળે, તોયે ભ્રાંત્યું ભાંગે નાં,
અણ સલ ઊભો થા, આળસ મરડી એભાઉત.

(આ સુંદરી મારૂઈને મળ્યા છતાંયે એની ભ્રાંતિ ભાંગતી નથી ! ઓ અણા ઊઠે, સાલકુમાર, હવે તો ભ્રમનિદ્રામાંથી આળસ મરડીને ઊઠ.)

**ઊજળી :**

બાપૈયો બીજે પાલર, વણ પીવે નહીં;
સમંદર ભરિયા છે, જળ ન બોટે જેઠવા.

(હે જેઠવા ! આ બપૈયા જેવી જ મારી ટેક છે. જો તે સાગર ભર્યો છે તોપણ વર્ષા વગરનાં જળને પીતો નથી.)

**શામ રતન:**

જેઠી! જનમતણા, માળા મૂકાયે નઈ',
ચાંચે ચણી લેવા, ભોમ ઘણેરી ભાણુઆ,

(હે જેઠવા! ભાણુ! ચણી ખાવા માટે વિશાળ જગત હોવા છતાંયે સ્નેહને કારણે જન્મભૂમિ-જન્મને માળો-તજ્યો તજાતો નથી.)

**માંગા નરેલા:**

માથું માહે માથાં, ખળે ખણી લેખાગે નઇ',
થ તુ જેતૃ થિઆ, અસમરે એભઉત.

(હે એભલવાળાના પુત્ર ચાંપરાજ વાળા! શત્રુઓએ ક્ષણમાત્ર માટે પણ તારા શિરને શિંમાં જોયું જ નહિ! તે તો વેરીઓની તરવારોની ધારે ધારે તારી સાથે જ અનેક રૂપે જઈ પહોંચ્યું હતું!)

**શેણી ગોરવિચાળી:**

વરસ વળ્યાં વાદળ વળ્યાં, ધરતી નિલાણી;
એક વિઝાણંદને કારણે, શેણી સૂકાણી.

(ગયેલી વર્ષા ઋતુ આ વરસે પાછી આવી. એ કારણે ધરતી હરીભરી થઈ ગઇ. પણ વિઝાણંદને લીધે એક શેણી જ વિયોગાગ્નિમાં બળીને સુકાઈ ગઈ.)

**વિઝાણંદ ભાંચળિયો:**

ડુંગર ડળિયો નહિ, ઓભત ઉખાણુ થિઉ,
ભેડો ભો મૂકાંહ, સમંદ્ર ન ફાટયો સુરઉત.

**લુણપાળ મહેડુ:**

પ્રાચીન કવિઓમાં છેલ્લું પણ ઝળહળતું નામ લુણપાળ મહેડુનું છે. ઈતિહાસ પ્રમાણે બે લુણપાળ મહેડુ થયા છે. અને તે બેય લુણપાળ મહેડુ સૌરાષ્ટ્રના દેગામ ગામના હતા. મૂર્ધન્ય વિદ્વાન શ્રી મોહનલાલ જિજ્ઞાસુ અને અન્ય મારવાડી વિદ્વાનો લુણપાળ મહેડુને મોરબીના ગણે છે. પણ મારે એની ચર્ચા કરવી નથી. સૌરાષ્ટ્રના સ્વીકાર્યા છે એ જ મહત્ત્વનું છે.

થળાના રાજવી ભીમસિંહ ઝાલાએ લુણપાળ મહેડુને પોતાનું રાજ્ય અને કાયા દાનમાં આપેલાં. આ વિષેની પ્રમાણુસર ચર્ચા લાંગીદાસ મહેડુ કૃત 'ઓખાહરણ'ના સંપાદનમાં કરવામાં આવી છે, જે પુસ્તક સૌ. યુનિ. તરફથી તુરતમાં જ પ્રકાશિત થવા સંભવ છે.

ડૉ. મોહનલાલ જિજ્ઞાસુએ પોતાના ગ્રંથ 'ચારણ સાહિત્ય કા ઈતિહાસ'માં લુણપાળ મહેડુએ 'ઢાલા-મારૂની વાત' રચ્યાનો અને એ ગ્રંથની હસ્તપ્રત સ્વ. શ્રી ઉદયરાજ ઉજ્જવળ (જોધપુર) પાસે હોવાનો ઉલ્લેખ કર્યો છે.

રાજસ્થાની વિદ્વાનો 'ઢાલા-મારુની વાત'ને રાજસ્થાનની મૂડી માને છે. પણ ભાષાકીય દૃષ્ટિએ તો એ વાત ગુજરાતની પણ ગણાય.

એ 'ઢાલા-મારુના દુહા' સોલંકી યુગ પહેલાંથી જ ગુજરાતમાં પ્રચલિત હતા તેમ હેમચંદ્રાચાર્યના 'અપભ્રંશ વ્યાકરણ'માં ઉદાહરણ રૂપે નીચે આપેલ એક દુહા પરથી માની શકાય છે:

ઢાલા! મઇ તુહેં વારિયા, મા કુરુ દીહા માણુ,
નિંદએ ગમિહી રતડી; દડવડ હોઈ વિહાણ.

સંભવ છે કે એ પ્રાચીન દુહા પરથી લુણપાળ મહેડુએ દુહાઓમાં 'ઢાલા મારૂ રી વાત' રચી હોય. બેમાંથી કયા લુણપાળે વાત રચી એ પ્રશ્ન છે. બીજા લુણપાળ એટલે જામનગરના જામરાવળ અને કવિ ઈસરદાસના સમકાલીન એવા-અને જેમણે ગેડીના વાઘેલા માથે ત્રાગું કરેલું તે જસવંત મહેડુના પિતા થાય. એ લુણપાળ મહેડુનો સમય ૧૪૫૦ વિ. સં. આજુબાજુનો છે. એ બીજા લુણપાળે 'ઢાલા મારૂ રા દુહા' રચ્યા હોય તોપણ તેનો સમય ઉપરોક્ત ગણાય, જ્યારે પ્રથમ લુણપાળે રચ્યા હોય તો 'ઢાલા મારુ રા દુહા'નો રચનાકાળ આપણે ૧૩મી સદીનો માનવો રહ્યો.

'ગુજરાત સૌરાષ્ટ્રમાં' ૪૮૦થી લઈને ૫૦૦ દુહાઓની 'ઢાલા મારુ રા દુહા' મળે છે. તેમાં રાજસ્થાની પ્રતોમાં છે તેમ ન તો મારૂઈનાં માતાપિતાની પ્રણયકથાનો-ધુરસંબંધ-ભાગ છે, તેમ ન તો ઉમર સુમરાનું ખળપાત્ર છે, એમાં તો કેવળ સંઘટ્ટપણે ઢોલા-મારુની પ્રણયકથા જ કહેવાણી છે. સાથે મંગળાચરણમાં પણ ગુજરાત-સૌરાષ્ટ્રના 'ઢાલા મારૂ રા દુહા' રાજસ્થાની કથાથી જુદાં પડે છે. શ્રી રામસિંહ, શ્રી સૂર્ય-

કરણુ પારીક અને શ્રી. નરોત્તમદાસ સ્વામી સંપાદિત 'ઢોલા મારૂ રા દુહા'માંથી ભિન્નભિન્ન પ્રતોનાં મંગળાચરણો આ પ્રમાણે છે :

પૂગળિ પિંગળ રાઉ, નળરાજા નરવર નયરે;
અદિઠા દુરિઠા ગે, સગાઇ દઇય સંજોગે,
(પાયાની ખ પ્રત)

સકળ સુરાસુર સામિણી, સુણિ માત સરસંતિ;
વિનય કરીનઇ વીનવું, મુઝ ઘઉ અવિરલમતિ.
(ક, છ, ચ, થ પ્રતો)

સરસત માત પસાવ કર, દે અવિરલ મતિ;
ભાંગી ભમર ભુવાળ જે, ગુણ ગાઉં તસુ ભતિ.
('ઝ' કલ્લોલની રચના)

કે સૂરા કે પંડતા, કે ગરુઆ ગંભિર.
નારી નેહ નચાઇઆ, જે જે બાવનવીર.

(કંઇક શૂરા, પંડિતો અને ગરવા અને ગંભીર નરોને જેણે નારીના પ્રણયદોર વડે બાંધીને નચાવ્યા છે તે ભગવાન કામદેવને વારંવાર નમન હો !)

'રાજસ્થાની ભાષા ઔર સાહિત્ય'માં ડૉ. મેનારિયા કવિકલ્લોલની 'ઢોલા મારૂની કથા'નો રચનાકાળ આ પ્રમાણે આપે છે :

પનરહસે તીસૌ વરસ, કથા કહી ગુણ જાણ,
વદી વૈશાખે વાર ગુરુ, તીજ જાંણ સુભ વાંણ.

અર્થાત્, ૧૫૩૦ વિ. સં.માં વૈશાખ માસમાં આ કથા રચાણી. જ્યારે કલ્લોલ ખુદ પોતાની રચના વિષે કહે છે,

ગાહા ગૂઢા ગીતરસ, કવિત કથા કલ્લોલ,
ચતુર તણા મન રીઝવે, કહિયા કવિ કલ્લોલ.

અર્થાત્ ચતુરજનોના મનોરંજન માટે કવિ કલ્લોલે ગાહા, ગૂઢા દુહા, ગીત અને કવિતમાં કથા રચી. આથી તારવી શકાય છે કે :

(૧) ડૉ. જિજ્ઞાસુ જેવા વિદ્વાનના મતના આધારે 'ઢોલા મારૂના દુહા' સર્વ પહેલાં લુણપાળ મહેડુએ ૧૩મી સદીથી લઈને વિ.સં. ૧૪૫૦ ના ગાળામાં હેમચંદ્રાચાર્યના દુહા પરથી રચ્યા હોય.

(૨) એ પછી કવિ કલ્લોલે વિ. સં. ૧૫૩૦ માં તેમાં ગાહા, ગૂઢાર્થ દુહા, અને કવિતાનું ઉમેરણ કરીને ઉમર સુમરાનો પ્રસંગ ઉમેર્યો હોય.

(૩) પછી વિ. સં. ૧૬૧૭ માં કુશળલાભે મારૂઈનાં માતાપિતાની પ્રણયકથા ઉમેરીને ચોપાઇઓ રચી દુહાઓમાં ઉમેરી હોય.

(૪) સૌરાષ્ટ્ર–ગુજરાતમાં મળતી પ્રતો સંભવતઃ લુણપાળ મહેડુની રચનાની પ્રતિલિપિઓ હોય. પ્રતોમાં કર્તાનું નામ નથી મળતું એટલું સ્વીકારવું રહ્યું.

બાકી ભૂતકાળમાં અને આજે પણ સૌરાષ્ટ્રમાં આહિર ચારણ ઈત્યાદિ કોમોમાં ઢોલો નામ હોવાના દાખલા મળે છે. 'દેવરા-આલણદેની પ્રેમકથા'માં ઢોલા–ઢોલરો આયરનું પાત્ર આવે છે. અને મારા લઘુબંધુ ચિ. ભગુસાઈનો ચિ. ડોલરદાનને અમે સૌ ઢોલાના હુલામણા નામે જ બોલાવીએ છીએ.

## મધ્ય–પૂર્વકાળ :

આ સમયની મર્યાદા આપણે 'રા' માંડળિક (જૂનાગઢ)ના સમયથી લઇને સત્તરમા સૈકાના આરંભકાળ સુધીની રાખીશું. આમાં સૌ પ્રથમ નામ આઈ નાગબાઈ અને સાજણશી સુરનાં છે. 'ઊર્મિ નવરચના'ના જૂન : ૭૮ ના અંકમાં મે એ બન્નેના ક્રમશઃ ૯ અને ૩૦ દુહાઓ આપી દીધેલા છે. એથી એ સિવાયના બીજા ચારણ કવિઓના દુહા સાહિત્ય વિષે ટૂંકામાં જોઈએ.

### સાખણશી કાંટા :

પડશે ગઢ પાખાણ, અદાતારાં તણા;
પડવુ પ્રહી નવાણ, અપડ તાહરી ઈલિયા.

(હે ઈલા ચાવડા, કંજૂસ નરોના ગઢ કોટ પડી જશે, પણ તારા યશનાં કોટડાં પડશે નહિ.)

### ઈસરદાસ રોહડિયા :

ઈસરદાસજીની રચનાઓમાં 'હરિરસ' ગ્રંથના મોઢિયામાં મૂકેલા ૭૩ દુહાઓ, 'હાલા–ઝાલા રા કુંડળિયાં' ના ૫૦ કુંડળિયા, 'સૂરજ રા દુહા'ના આઠેક દુહાઓ અને શામળાના ૨–૩ દુહા અને શાન્તરસના

એત્રણ કુંડળિયા ગણાવી શકાય. આમાં શામળાના દુહા મેં શ્રી શિવદાન મહેડુ કે જેઓ ઈસરદાસજી પર પીએચ ડી. કરી રહ્યા છે તેમની પાસે જોયેલા. એ સિવાય સર્વેમાંથી એકએક ઉદાહરણ જોઈએ.

**સૂરજ રા દુહા**

આમા સાંમા ભડ આફળે, ભાજે કેના રા ભરમ,
તણ વેળા કાશપ તણા, સૂરજિ રાખજે સરમ.

(જ્યારે વીરો સામસામા આફળતા હોય છે અને કેટલાયે કહેવાતા શૂરવીરોની વીરતાનો ભ્રમ ભાંગી જતો હોય છે. તે સમયે, હે કશ્યપઋષિના પુત્ર સૂર્ય, અમારી લાજ રાખજે!

**હાલાં ઝાલાં રા કુંડળિયા:**

કેહરી છોટો બહુત ગુણ, મોડે ગયંદા માણ;
લોહડ બડાઇ કી કરૈ, નરાં નખત પરમાણ,
નખત પરમાણ વાખાણ બાધી નરૈ,
આવગૌ ઝૂઝરૈ ભાર ભુજિ ઓપરૈ.
મેટણૌ ભીડ ભુજિ ગયંદરી મોટિયાં;
છાવડ બળ હલૈ કળાઇયાં છોટિયાં.

(સિંહ લઘુકાય હોય છે, પણ એનો ગુણ (પરાક્રમ) મહાન હોય છે. એ હાથીઓના ગર્વનું મર્દન કરે છે. એ પ્રમાણે નક્ષત્ર સમાન તેજસ્વી નરોની સામે શસ્ત્રોની મહત્તા શી રીતે થઈ શકે? સૌએ એની પ્રશંસા કરી છે કે નક્ષત્ર સમાન પ્રકાશમાન વીરનરો પોતાની ભુજાઓ પર યુદ્ધનો બોજ ધારણ કરે છે. મોટી સૂંઢવાળા હાથીઓની ભીડને નસાડનારા સિંહનાં બચ્ચાં પોતાના નાના નાના પંજાઓની તાકાતથી તેમને હણી નાખે છે.)

**શાંતરસ**

સોપિસંતી ફકીઉ, અગ્ર સ ઉત્તમ ચાલ;
માર અફંતી ખિચડી, ઉધર આજ કે કાલ,
ઉધર આજ કે કાલ ધુલહર હુઆ કેસુ;
તજ તો સાર કુતાર, તાહ નર થર કરિ બિંદુ;
સપને સોનુ પાએ કૃપણ તા કર ધન જોડુ;
ફણુ જગિતિ પાત, કુહુ કનક રણ તોડુ.

(દળતી વેળા ફાકેલા અનાજ માફક જે કાંઈ સત્કર્મ અત્યારે જ થઈ શકયું એ જ સર્વોત્તમ રીત છે. જીવનકાળના જમચરૂપી ઊની ઊની ખીચડી છે એ આજકાલ ખવાઈ ગઈ જ સમજવી. આમ રાહ જોતાં આ કેશો તો શ્વેત થઈ ગયા. પણ તેં જે તજવા જોઈએ તે (હરિભજનમાં આળસ અને દુર્ગુણો) તજવાને બદલે કાયમી કરી રાખ્યા છે. કંજૂસ તો સ્વપ્નામાં સોનુ પામીને વિપુલ ભંડાર ભરશે. પણ તું જ કહે, જાગીને એ સ્વપ્નના સુવર્ણે કોનું ઋણ ફેડયું છે?)

**'હરિરસ રા દુહા'**

અવધ નીર તન અંજળી, ટપકત સાસ ઉસાસ,
હરિ ભજ્યા વિણ જાત હે અવસર ઈસરદાસ.

(કાયા અંજલિ છે. આયુષ્ય જળ છે, જે શ્વાસ–ઉશ્વાસ રૂપે સતત ટપકયા કરે છે. હે ઈસરદાસ! આ રીતે પ્રભુભજન વગર અમૂલ્ય સમય વીતિ રહ્યો છે.)

**કૃષ્ણાજી હાહણિયા :**

એમના 'ભાયા માચ્છાણી રા કુંડળિયા' 'ઊર્મિ-નવરચના'માં અગાઉ પ્રગટ થઈ ગયા છે. એક ઉદાહરણ લ્યો :

પોસ પ્રગટો પદિમણી હલે ઉલટો હેમ;
કંત વહુણા દીહડા, કોહો નાખેસાં કેમ.
કેમ દંનિ નાખિસાં એ અરિ ત્રિ કિહિ;
વળી રતિ સીઆળુ સીત તાતુ વહિ,
ધરા સૂની હુઈ ઘરે ના યા ધણી;
પોસ બિહામણો આઇઓ પદમણી.

(હે પદમણી, આ પોષ માસ આવ્યો અને શૈત્ય ઊલટી પડયું છે. પતિ વગરના દિવસો કહે કઈ રીતે વિતાવવા, એમ શત્રુનારીઓ કહે છે. ઠંડી કાતિલ પડે છે. પૃથ્વી ખાલી થઈ ગઈ છે. અને પતિ યુદ્ધમાંથી પાછા વળ્યા જ નથી: આ રીતે ભય પમાડનારો પોષ માસ પ્રગટયો.)

**ગોધણુશી બળદા :**

અધર ગયણુ વઝંભ રહિ, કવ ચડિયા નોખાર,
તો ઉતાર્યો લખધીર રા, ભોરંગ સરથી ભાર.

(લાખાજીના પુત્ર રાવળ જામ ! તેં એટલા બધા કવિઓને અશ્વો દાનમાં આપીને અશ્વારૂઢ કર્યા કે એ અશ્વોની ગતિથી પૃથ્વીની રજ આકાશમા વંઝુભી રહી. આ રીતે તેં શેષનાગને શિરેથી ભાર ઓછો કર્યો)

**આઇ કામબાઇ :**

હું ભેણી ને તું ભા, ઇ સાચું સગપણ સગા,
કે વચન કાછેલા, કિ અવગણે કાઢિયું.

(રાવળ જામ, આપણો ચારણ ક્ષત્રિયનો બ્હેન-ભાઈનો સાચો સંબંધ છે. તો પછી તે કુવચન (ભાભીનુ) મારા કયા અવગુણે કહ્યું ?)

**ગોદડ મહેડુ**

એમણે 'મહિસાગરલહરી'ના ૩૬૦ દુહા રચ્યાનુ કહેવાય છે. એમના વંશજ શ્રી. સામતસિંહ મહેડુ પાસેથી કંઠસ્થ રીતે કેટલાક દુહા 'મહિસાગર બાવની'ના મળ્યા છે. ઉદાહરણરૂપે એક લઈએ :

પાંપળ પેટ કજે, કુડાં કંઇ ભાખ્યાં કથન,
ખોઇ ! તું બખસે, માતા ગુના મહેંદરી.

(હે મા મહિસાગર, મેં પાપી પેટ માટે ઘણાં ખોટાં વખાણુ ગાયાં છે. પણ હવે મારાં એ સર્વ પાપોને માફ કર.)

**હરદાસ મિશણ**

મારી પાસેની અપૂર્ણ હસ્તપ્રતને આધારે હર દાસ મિશણે 'હરરસ' નામે ગ્રંથ દુહાઓમાં રચ્યાનુ અનુમાન થઈ શકે છે. તે ઉપરાંત બીજા ૧૩ દુહાઓ શિવમહિમાના જુદા પ્રાપ્ત થાય છે એ બન્ને રચના-ઓ અપૂર્ણ હસ્તપ્રતોને કારણે કેટલા દુહાની હશે તે કહી શકાતું નથી. તે 'હરરસ'ના ૪૦ દુહાઓ મળે છે.

રણી ન માગે કોય રણ, કણ ભરિયા કોઠાર,
જીવત જગ સરાહણા, જે તૂઠા જડધાર.

(કોઈ લેણદાર લેણું ન માગતો હોય, કોઠાર ધાન્યથી ભરપૂર હોય અને જીવતરમાં જગતની પ્રશંસા પમ્યા હોય તેમના પર ભગવાન શિવ રીઝયા એમ માનવું.)

**પરમાણંદ :**

વંશ વળી અને સમય અનુસાર તો તેઓ સાંયા ઝૂલાના મોટા પુત્ર લાગે છે. તેમણે 'આંખે દેખી બીનાના અહેવાલરૂપે ઈડરના રાવ કલ્યાણમલ્લની રાણી માનવતીનાં રૂસણાંની રસિક કથા ૧૦૧ દુહામાં 'પ્રીતસત' નામાભિધાને રચી છે. તે ઉપરાંત દુહામાં 'ચિત્રાણી-પદમણી સંવાદ' રૂપે સરસ ઋતુગીત રચ્યું છે. ઉદાહરણ :

જે નિંદ્રાળુ આળસુ, જે પરમાદી જોઇ;
ઉનાળા કે દિહડે, એતાં સખિયાં હોઇ.

(જેઓ ઉંઘણશી અને આળસુ હોય છે તેઓ ઉનાળાના દિવસોમાં સુખ પામે છે.)

તે ઉપરાંત નીચેના કવિઓનાં નામો પણ ગણાવી શકાય: (૧) નાનીમા રોહડિયાં (ઈસરદાસનાં પુત્રી) દુહા, (૨) માલો ગઢવી : ડુંગરશીની ઝમાળ, (૩) સામીદાસ ગઢવી : પ્રકીર્ણ સુભાષિત રૂપ દુહા, (૪) સુરાયચ ટાપરિયા : રાણા પ્રતાપના દુહા (સૂરાયચજી ટાપરિયાનું જન્મસ્થાન અને વતન સૌરાષ્ટ્રનું હેબતપુર ગામ હતું.

**ઉત્ત -મધ્યકાળ :**

ઉત્તર-મધ્યકાળમાં દુહાગીર ચારણ કવિઓનો સમૂહ સારી પેઠે મોટો થઈ ગયો છે. એ કારણે એમાંથી ખાસ ખાસ કવિઓની રચનાઓનાં ઉદાહરણો જોઈ, બાકીનાની નામાવળી આપીને લેખન વિરાટ થતો બચાવીએ.

**ભારમલજી રતનું :**

એમણે રા' તમાચીની વીસી રચી છે.

જે તરવર ઓળગિયઓ, પછિમ તણો પતસાહ;
સે કવિ મેઘ નરિંદ કે, આપ સરિખૂ કિઆહ.

(જે કવિઓએ કલ્પવૃક્ષ સરખાં 'પશ્ચિમના બાદશાહ' રાઓ તમાચીજીની ચાકરી કરી તેમને મેઘજીના પુત્રે પોતાના સરખા કર્યા.)

### લાંગીદાસ મહેડુ :

૧૦૧ દુહાનો 'સતસ્મરણ' ગ્રંથ જાણીતો છે.

રામભજન વણ લાંગડા, કર્યો સજીવન દેહ;
મનખી સે પંખી ભલાં, રામનામ મખ લેહ.

(એ—લાંગીદાસ, પ્રભુભજન વગર માનવીની જીવતી કાયાની સાર્થકતા શી છે? એવા માનવી કરતાં તો પોપટ જેવાં પંખીઓ પણ ભલાં છે કે જે જાણ્યે-અજાણ્યે પણ રામનામ લ્યે છે)

### રામચંદ્ર મોડ

એમની રાસલીલાની ઝમાળ 'ઊર્મિ–નવરચના'માં અગાઉ પ્રગટ થઈ ગયેલી છે.

હાર જેહાં પણુંગ, ગજ ડંમર સણિગાર;
અડિત લે સિંદુરિઆં, અંદ્ર ધનંક અણિહાર.
અંદ્ર ધનંક અણિહાર કે ડમકે ઝંડરાં;
જાણે કે વખારત ઢહકે દદરાં;
આછાં ચિર માંઇ કે નેણે ભુંભળી,
વાદળ કાળાં વિચ કે ચમંકી વિજળી.

(એ ગોપીઓના હાર જળબિંદુઓ જેવા હતા. મેઘાડંબર જેવો શૃંગાર રસ છવાયો હતો. લલાટની આડ ઈન્દ્રધનુષ રૂપ હતી. રણઝણતાં ઝાંઝર વર્ષાઋતુમાં ડ્રાંઉં ડ્રાંઉં કરતાં દેડકાં રૂપ હતી અને આછાં સાળુઓના ઘૂંઘટપટમાં રહેલાં ચપળ નયનો વીજળીરૂપ હતાં.)

### ઇસરદાન નરેલા

ગોઝીવાડા ગામના વતની અને પોરબંદર રાણા ખીમાજીના કવિ હતા. એમણે ઘણા દુહાઓ રચ્યા છે. એમના વંશજ મનુભાઈ નરેલાને કંઠેથી ઉતારેલ દુહામાંથી :

જેડે તેડે ન થિયેં, કીરત હંદા કામ;
જો ચીરિંજે ચામ, તો રાણા રતન નીપજે.

(હે રાણા ખીમાજી! જેવા–તેવાથી યશ મેળવવાનું બને તેમ નથી. જો જીવંતી ચામડી ચિરાવીએ (મોરધ્વજ માફક) તો જ યશરૂપી રત્ન નીપજે છે.)

### કાળીદાન ગુઢા (કાનખેર : તા. ભચાઉ)

બારે બળતરા હોય, એને ઓસડ કરી ઓલવીએ;
કાળજ બળતરા કોય, કેમ બુઝાવે કાળિયા.

### અદા સિંહઢાયચ (વાળોવડ) :

'નાગર નારીના રૂપની ઝમાળ'માંથી:

દાદર સરિ સરિ ડહકિઆ, વાદળ ધરે અનંત;
કુંપળ તરે પલટિઆં, ઝર ઝર ગરિ ઝરંત.
ઝર ઝર ગરિ ઝરંત ઝર ઝર નિઝરણુ;
હુઆ ધર ધર માંએ તર વધિ તરણ;
બેઠી ગોખાં બારે કે બાલમ બિછડી;
ઊરાંતુરાં નારી કે જોઅણુ ઊભરી.

(સરોવરે, સરોવરે દેડકાંઓ બોલ્યાં. અનંત વાદળો પૃથ્વી પર છવાયાં. વૃક્ષોએ કુંપળો કઢી, અને પહાડો પરથી ખળખળ કરતા જળપ્રવાહો વહ્યા. ધરતી પર વૃક્ષો વૃદ્ધિ અને યૌવનને પામ્યાં. એ સમયે આતુર હૃદયવાળી, જુવાનીના ઉભારવાળી એવી પ્રિયવિયોગી નાગર નારી ગોખમાં આવી બેઠી.)

### જાલણશી કાંટા :

જુની સોપારી જીં, ઉપર ઉજળવાં;
માંઇ મન મેલાં, કફરાં તણા કલ્યાણમલ્લ.

(હે કલ્યાણમલ્લ! દુર્જન માનવી જૂની સોપારી માફક ઉપરથી ઊજળા (સજ્જન) પણ મનમાં મેલા હોય છે)

### ઉદો રોહડિયો :

સલ્લ શિયાળો આવિયો, દિયું કણિને દોષ,
જાકા પ્રિતમ ઘર નહિ, તાકું મારત પોષ.
(રાધાની ઝમાળ)

(શલ્ય સરખો શિયાળો આવ્યો. હું કોને દોષ દઉં? જેનો વાલમ ઘરે નથી તેને પોષ મહિનો મારી નાખે છે.)

### રણમલ શામળ (સરલી કચ્છ : હાસ્યકવિ)

ગઢવો કે'છે કિયાડીને, હેત થકી તું હાલે;
જાડેજા દેખાડાં જાલમ, માલ મોકળે માલે;
ભુપત દેખે એવા દાખે, રણમલ કેનો ન ધાદો રાખે.

સંખ્યાના ભયે બાકીના કવિઓનાં નામ અને કૃતિ જણાવું છું. એથી એમ ન માનવું કે તેઓનું મહત્વ કમ છે. ઊલટું કેટલાક તો ખરેખર પ્રતિભાશાળી કવિ છે. દા. ત. વજમાલજી મહેડુ.

(૧) મેઘ વરસડા : બકરી માટે હળવદ–વઢવા વચ્ચે થયેલા યુદ્ધની વ્યંગકવનવાળી ઝમાળ (૨) અદા રોહડિયા: તિથિના દુહા. (૩) જસુરામ વરસડા: મહેલ-વર્ણનની ઝમાળ: ઈડરની રાજવણાંની ઝમાળ. (૪) રિણા મોતીસર: લીંબડીની ઝમાળ (૫) હલી મહેડુ : જેતપુર-ના મૂળુવાળાની ઝમાળ (૫) વરતાપ વાચા : રાણા સગરામની ઝમાળ (૬) માંડણ મહેડુ: લુણા ખેતડની ઝમાળ (સુદામડા) (૭) જેઠાભાઈ ઉઢાશ : રાસલીલાની ઝમાળ. (૮) વીસો મિશણ: બહાદુર ખાનની ઝમાળ: (૯) જીવણ મિશણ: બાવાવાળાના કુંડળિયા (૧૦) આતમરામ ગઢવી: ચલોડાનાં લગ્નની ઝમાળ: ગાજણાની કચેરીનાં વર્ણનની ઝમાળ (૧૧) ઉમેદ દેથા : મૂળજી પટેલની ઝમાળ (૧૨) સમીદાસ ગઢવી : રાધાજીની ઝમાળ (૧૩) માના વરસડા (ખરેડ) : ભાવનગર મહારાજ વજેસંગની ઝમાળ. (૧૪) જીવણ સુરૂ : જેતપુર વીરા-વાળાના દુહા (૧૫) ખીમા સુરૂ: વાછા ખાચર-(જસદણ) ના દુહા. (૧૬) મૂંઝા સુરૂ: જેતપુર મૂળુવાળાના દુહા (૧૮) લાંગાવદરા કાંથડ: કુંડલા સામત ખુમાણના દુહા (૧૯) પાંચાળિઆ પીઠા : ભડલીના રા' કાનના દુહા (૨૦) પાંચાળિઆ કાંવીદાસ : નાગ,જણના દુહા (ચોટીલા) (૨૧) ડોશા પાંચાળિયા: ખીમા બાબરિયાના દુહા. (૨૨) રણછોડ બારોટ (નીકાવા) વાઘેરની ઝમાળ (૨૩) નાના બારહટ્ટ ભા' કુંભાજીના દુહા. (૨૪) રાજદે લાંગાવદરા: વાલેરાવાળા (જેતપુર)ના દુહા (૨૫) જાડા કુંચાળા : ભા'કુંભાજીના દુહા (૨૬) ભોજા રેઢ: ભોકાવાળાના દુહા (૨૭) સામત રતનુ (અંધળી) સુંદરીના છક્કડિયા (૨૮) મૂળુ ટાપરિયા : જતની ઝમાળ : (૨૯) એભલ ગઢવી (પુનાદ): રૂપવર્ણનની ઝમાળ (૩૦) મોડજી કળોટ: ભક્તિભાવનાના દુહા (૩૧) કલાભાઈ ઉઢાશ (ઢાંક) કલ્યાણરાયજીના કુંડળિયા, (૩૨) નથુ રતનું: જસદણ આલા ખાચરની ઝમાળ. (૩૩) વજમાલ મહેડુ: દુહામાં જામની વંશાવળી; દુહામાં શિશોદિયા કુળની વંશાવળી. (૩૩) પાતાભાઈ નરેલા : ગોહેલ રાજવંશ વિષેના દુહાઓ (૩૪) માણસુરભાઈ લાંગાવદરા : શામજીનાં દુહા : વજમાલ શતક (૩૫) ગીગા રાવળ : તિથિ અને બારમાસીના દુહા : (૩૬) ખોડાભાઈ નેલા: જેતપુર વાલેરાવાળાના દુહા (૩૭) લાખણશી લીલા: તુલશીનાથના દુહા. (૩૮) સામતભાઈ લીલા : પ્રાસંગિક દુહા.

## અર્વાચીન કાળ :

ઈસુની ૧૯ મી સદીને આપણે અર્વાચીનકાળમાં ગણીશું. એમાં ગણનાપાત્ર તો ત્રણ જ છે : શ્રી પિંગળશીભાઈ નરેલા શ્રી દુલ્લા ભાયા કાગ અને પાલુ રાણા પાલિયા ઉર્ફે પાલરવ. ગઢવી, શ્રી શંકરદાન , દેથા અને શ્રી શંકરદાન રોહડિયા, શ્રી. માવલજી રોહડિયા, શ્રી. ગગુભાઈ લીલા અને તેમના ત્રણેય કવિપુત્રો (૧) કરણદાન, (૨) મેકરણદાન (૩) કાનજીભાઈને સાદર સ્મરવા રહ્યા કે જેમનાં કેટલાંક પુસ્તકો પણ છપાયાં છે.

જોકે છેલ્લા દોઢ સૈકામાં ભૂજની વ્રજભાષા પાઠશાળામાં કાવ્યશાસ્ત્રનું શિક્ષણ લીધેલ કવિઓનાં ૩૦૦, જેટલાં નામો પ્રાપ્ત થાય છે. અને એમાં ૯૦, ટકા તો ચારણો છે અને મોટા ભાગના તો અર્વાચીન કાળના છે. પણ એ સૌ પર લખવાનો આ અવસર નથી.

એ સૌમાં ઝળહળતા સૂર્ય સમાન નામ છે સ્વ. શ્રી દુલા ભાયા કાગનું. એમના જ સમકાલીન એવા ભાવનગર રાજકવિ શ્રી પિંગળશી પાતાભાઈ નરેલા એ બીજા સૂર્ય. બાકી રહ્યા શ્રી. શંકરદાન દેથા તે ત્રીજા સૂર્ય. કચ્છના કાગ કહેવાય તેવા શ્રી. ગોપાળદાન રોહડિયા તો સાવ અંધારે જ રહ્યા. તેમના કાવ્યો અપ્રગટપણે પટારે પડયાં છે.

વર્તમાન સમયે એકલા કાગ કવિએ ચારણી સાહિત્ય-ક્ષેત્રે ચારણોને જે ગૌરવ અપાવ્યું એવું બીજા કોઈ ચારણ કવિએ અપાવ્યું નથી. એમને વિષે એમનાં કાવ્યો વિષે લખવા માટે સવિશેષ શકિત

અને સમય જોઈએ. એ બન્નેનો મારી પાસે અભાવ છે, એટલે એમનો એક દુહો ઉદાહરણ રૂપે ટાંકીને સંતોષ માનું છું :

**મળી ન હરને મા, એથી પરમેસર પેશુ થયા,**
**જાયો ઇ જશોદા, ને કાન કે'વાણો કાગડા.**

વસ્તડીના શ્રી હરદાન બેચરભાઈ દેથાએ તો ૫૦૦ થીયે વધુ દુહાઓ પ્રકીર્ણ વિષયો પર રચ્યા છે. દા. ત.

**હોકો :**

હોકા હડહડતા કરી, પામર પડપડતા;
તિને ધોકા ધડય પડશે, કારી કડકડતા.

**દીકરીના મરશિયા :**

ખળખળિયું ખોવાઇ ગયું, મનનું માદળિયું;
આ શિર પર તે સરિયું વળિયું વાદળિયું.

લલિયાના ભોજા વરજાંગ ધારાણીએ ઓખાના વાઘેરોના સ્વાતંત્ર્યસંગ્રામને '૧૦૧ દુહાના માણેક રાસો'માં અમર કર્યો. તે ઉપરાંત જુદા જુદા વિષયો પર તેઓ દુહાઓનો મોટો ભંડાર રચીને મૂકતા ગયા છે. જે તેમના વારસો પાસે પટારે પડયો છે.

દેગામના કનરાજ ઝીબાએ ગીતાને દોહાઓમાં ઉતારીને જીવન સાર્થક કર્યું. તો પછી બીજા વિષયો પર દુહાઓનો ખડકલો મૂકતા ગયા, જે હાલ વીરવદરકા ગામે તેમના ભાણેજના પુત્રો પાસે પડયું છે.

લીંબડીના શ્રી. શંકરદાનજી દેથા. ઓછું કવ્યા પણ જે આપી ગયા તે સોના ભારોભાર ગણાય. રાજવીઓના દુહા, શામળાના દુહા, અને વિવિધ વિષયો પરના દુહા એ તેમની રચના. દા. ત.

ક્ષુધાતુરકો અન્ન દે, તૃષાતુરકો વન્ન;
દીન નગન કો વસન દે, ઇશ્વર કો દે મન્ન.

o o o

પવન પવનમાં મળે, માટી માટી થાય,
પણ-મમતા નો મુકાય, છેવટ સુધી શંકરા.

ભાવનગર રાજકવિ શ્રી પિંગળશી પાતાભાઈ નરેલા, તેમની ખ્યાતિ ભક્તકવિ લેખે જ વિશેષ. એમણેય ઘણા દુહાઓ રચ્યા.

જામનગરના રાજકવિ નારણદાન ભાઈજીભાઈ બાલિયાએ શાલિહોત્ર (અશ્વપરીક્ષા) ગ્રંથને સુંદર દુહાઓમાં ઉતારેલ છે. એમણે લખપત વ્રજભાષા પાઠશાળામાં શિક્ષણ લીધેલું. સ્વ. શ્રી પિંગળશીભાઈ પાતાભાઈના જ નામેરી એવા શ્રી પિંગળશી મેઘાણંદ લીલાએ ભગવદ્ગીતાનો દોહામાં અનુવાદ કરીને કલમ સાર્થક કરી દેખાડેલ છે. એ જ રીતે કવિ શ્રી મેકરણભાઈ ગગુભાઈ લીલાએ 'ભેદુ મેકરણ ભણે'એ નામે પ્રગટ કરેલ ગ્રંથમાં દુહાને અનેક ભાવ અને વિષયમાં રમાડેલ છે.

એ જ રીતે નવી પેઢીમાં બળદેવભાઈ નરેલા, રામભાઈ કાગ, કવિ દાદ, આપાભાઈ બળદા, ભગુભાઈ રોહડિયા, ડૉ. પિંગળશી રોહડિયા, મેઘરાજભાઈ રતન (મઢાદ), હિંગોળદાન નરેલા એ સૌનાં માત્ર આગવા કવિઓ લેખે નામ સ્મરીને સંતોષ માનું છું. બાકી અર્વાચીન કવિઓની નામાવળી એટલી વિશાળ છે કે એ આપવાનીયે હિંમત નથી થતી.

ટૂંકમાં કહું તો છેલ્લા એક સૈકાના ચારણ-કવિઓના દુહાઓનો સંગ્રહ તો વિરાટ થાય, પણ ચૂંટી ચૂંટીને લઈએ તો પણ હજારથીયે વધુ દુહાઓનો ગ્રંથ થઈ જાય.

આમ થોડું કહ્યું ઝાઝું સમજવા વિનંતી છે.

**ઉપસંહાર :**

પ્રાચીન કાળથી જ દુહો લોકપ્રિય રહ્યો છે. એ કોઈ અસંસ્કારી સમૂહનું નહિ પણ, સંસ્કાર-સમૃદ્ધ લોક અને રાજસમાજમાં આદર પામેલ છંદ-પ્રકાર છે. એક રીતે કહીએ તો દુહાને કારણે જન-સમાજનાં ઠેઠ નીચલા થર હરિજનોથી લઈને રાજ-દરબાર લગી એક સંસ્કાર સાંકળ રચાણી છે. ભાવાત્મક એકતાનું દુહો વાહન બન્યો છે. આ સૌભાગ્ય બીજા કોઈ છંદને પ્રાપ્ત થયું નથી.

સોલંકી યુગમાંયે દુહો લોકપ્રિય હતો. ડૉ.

ભોગીલાલ સાંડેસરાએ 'ગુજરાતી સાહિત્યના ઇતિહાસ'-ની ભૂમિકામાં એક પ્રાચીન દુહો ટાંકયો છે કે:

દુહો તિહાં કહી જઇ, જિહાં હોહિ લોક સુજાણુ;
અધુરઇ પૂરઉ કરઇ, પૂરઇ કરઇ વખાણુ.

(દુહો ત્યાં કહીએ કે જ્યાં સાંભળનાર જ્ઞાની હોય, જે અધૂરા દુહાને પૂરો કરે અને પૂરા દુહાને દાદ આપે.) તો મધ્યકાળે પણ ગવાયું છે કે:

કહનહાર અરૂ સુનનકું, ચંત હરનકો ઠામ,
તાથેં પ્રિતમ દોહરો, પડા જગતમેં નામ.

આમાં અયુક્તિ દુહાનું નામ પડવાનું કાવ્યમય કારણ કથાયું છે. એ કહેનાર અને સાંભળનાર બન્નેના મનમોહનનું બેવડું કામ કરતા હોવાથી બેવડા અર્થદર્શક 'દોહરો' નામ પડયું તેમ કવિ કહે છે. આમ શબ્દશ્લેષનો ખેલ થયો.

તો વર્તમાન કાળે પણ કવિજનો ગાય છે કે:
પાણા કરે પ્રિતાળ, દુહો અંમિણા દેશ રો.

આમાં દુહાની માનવહૃદયમાં ભાવો–લાગણીઓને નવપલ્લવિત કરવાની શક્તિનું મહાત્મ્ય ગવાયું છે. સાથે કઠણ પાણા જેવાં હૈયાંમાં પ્રેમરસ વહાવવાની એની શક્તિને અંજલિ પણ અપાઈ છે.

આમ છેલ્લાં એક હજાર વર્ષ થયાં ગુજરાતના ચારણી સાહિત્યમાં દુહાની ગંગોત્રી વહેતી રહી છે.

ઉતાવળ, સ્મૃતિદોષ, અને સમયાભાવે ઘણાં નામોનો ઉલ્લેખ કરવો રહી ગયાનું સ્વીકારીને એ માટે મારે ક્ષમાપ્રાર્થના કરવી જ રહી.

## દુહામાં સરિતા — સં. રાજુ દવે

મચ્છુ કાંઠે મોરબી, વચમાં વાંકાનેર;
નર પટાધર નીપજે, પાણી હુંદા ફેર.
ભેંસોનાં ડોળેલ, ભાંભળ જળ ભાવે નહીં,
સુગાળુ થા મા શરીર, વેણુ જળ વાંસે રિયાં.
વ્હેને જળ વેણુ તણે, સાંગા દેને સાદ;
મમ રાખણુ મરજાદ, વાછા સોનો વેરાઉત.
પદમાનો પ્રીતાળ, હિરણ્યની હદમાં રિયો;
ઝાઝા કે'જો જુવાર, મરતાં બોલ્યો માંગડો.
વડય વિના વરાએ નહીં, આવી જાય ભલે અંત;
ભાદર સરખી ભામની, કમરહંસ સરખો કંત.
રાધ્યાં રાખે રીબડી કમંઢ કોપ કે'વાય;
પંજોસણ પરતાપમાં ડોસો દુઃખી થાય.
સાંગાવાડી કાંઠે સાત ખોરડાં, પાદર વાગે પાવો;
હનુમાન પાસે હડિયું કાઢે, બે કૂતરા એક બાવો.
ઊંચે સળગે આભ, નીચે ધરતીના ધડા;
ઓલવવાને આવ, ધાતરવડીના ધણી.
ત્રણ હાથની ટીલોરી, ઝાઝો ગારો ઝીંકયો;
લધારામને ખભે ખડિયો, રાંઢા સુધી રોકયો.
ટીલોરી પગ તરી હાલજો, કાં ગોતજો આરો;
પાણી તો છે પીંડી સુધી, ગળાબૂડ છે ગારો;
ભાદર, ઓઝત નદિયું ભારે, ગારૂ એનું ઢીલું.
ચોમાસાના ચાર મહિના, ટીલોરીને ટીલુ.
માલણ મોં વાળી કરી, ખળખળ આંસુ મ ખેર;
લેતલ તો ત્રટ લે'ર, રુગ રામો સિંધારિયો.
ભાદરમાં અનગળ ભર્યા, કયાં ભોગવાનાં ભૂ;
કયાં શીતળતા સોરઠ તણી, કયાં ઝીંબડીવાળી લૂ.
હાથ હિલોળી કરિયાં આછાં,
પાણીમાં બડબડે પતાસાં;
નિર્મળ નીર ભરી નખરાળી,
ભોગાવામાં કોઇ ન ભાળી.
મિયુ ભાગન હિતિયું, રૂંધતિયું આરા;
જળ જાંબૂરનાં, માણો મછિયારા.
મેં જાણ્યું કે માલ વિનાની, ભારે લાગ છ ભોળી;
વિશ્વાસુને વીંધી નાખ્યાં, નગરી થઇ તું નોળી.
કરજે મન કોળે નહીં, નેણે નાચે નિંદ;
ગળકાસાં ગોવિંદ, શેત્રુંજીમાં શામળો.
ગોમતીએ ઘૂંઘટ તાણિયા, રોયા રણછોડ રાય;
મોતી હતું તે રોળાઈ ગયું, માણેક ડુંગર માંય.
સો મારાથી રે'જો છેટાં, ભલે હોવ તમે ભડનાં બેટાં;
આવશો આંય તો ઘટી ગ્યો આટો,
ઝેરકોયલી દૂતણો ઝપાટો.
બોબડી કે' છે કોણ એ બેઠો?
ઘોડા પરથી નાંખું હેઠો;
રાબડમાં હું રગદોળું, સાંજ પડે તયેં કેડો છોડું.

# મનખ જન્મારો મોડિયા

સં. રતુભાઈ રોહડિયા, જયમલ્લ પરમાર, અમરદાસજી ખારાવાળા

કવિ મોડજી રોહડિયા પાલનપુરના નવાબના રાજકવિ અને સાંભરડા ગામના જાગીરદાર હતા. અઢીસો વર્ષ પહેલાંનો એમનો સમય. ભક્તકવિ તરીકે તેઓ જાણીતા થયેલા. સુભાષિતરૂપ બનેલા અનેક દુહાઓ તેમણે રચેલા. એમણે વિપુલ રચનાઓ કરી હોવાનું કહેવાય છે. પણ પ્રાપ્ત તો થોડા દુહાઓ જ થાય છે.

મોડજીએ રચેલા દુહા આત્મબોધન અર્થેના છે. એટલે કવિએ પોતે જ પોતાને સંબોધીને માનવજન્મની મહત્તા વર્ણવીને તેનો સદુપયોગ કરી લેવા મનને શિખામણ આપી છે. આવા દશેક દુહાઓ મળ્યા છે.

ચેત અચેતન ખોલ ચંખ,
અંત વખત આમઆત;
કોટ કામ તજ ભજન કર, રામનામ દંનરાત...૧

—ઓ અચેત માનવ ! હવે હોંશમાં આવ અને નેત્રો ખોલ. મૃત્યુસમય નજીક ને નજીક આવી રહ્યો છે. સંસારનાં કરોડો કામ છોડીને હવે તું પ્રભુભજન કરીને રાત્રીદિવસ રામનામ રટવા માંડ.

આ સંરણે રેસે ઇઆં, તૂં સુરખ જરુ મરે;
કાં લંગર ઓકરે, મારૂં તારૂં મોડિયા...૨

—ઓ મોડજી ! આ બધું તો અહીં જ રહી જશે. મૂર્ખ એવો તું જરૂર એક વખત મૃત્યુને મુખે જશે, તો પછી સંસારની આ પળોજણ કાં વધાર્યા કરે? મારું તારું કરવામાંથી ઊંચો કાં ન આવે?

માયાથી મોહ્યો, હર સમરણ ન કો હુવો;
ખોટે કૃત ખોયો, મનખ જમારો મોડિયા...૩

—ઓ મોડિયા ! ઓ મારાં મન ! તું તો માયાના મોહમાં બંધાઇ ગયું. એમાં તારાથી હરિસ્મરણ થયું નહીં. આમ તેં દુર્લભ માનવજન્મ અવળાં કામોમાં જ ખોયો.

કદિ એ સકૃત નાં કરે, ગોવંદ નાં મન ગાય;
જનમ એ વરથા જાય, મૂતર રેલે મોડિયા...૪

—ઓ મોડિયા ! જે કયારેય સારાં કામો કરતા નથી અને ગોવિંદના ગુણ પણ ગાતા નથી એમનો જન્મ, એમનાં જીવન પેશાબના રેલા માફક વ્યર્થ જ ચાલ્યાં ગયાં છે.

ભાભી ભુવા ને ભેણ, ભાઇ ભત્રીજા ને ભારજા;
સેવગ સગું ને સેણ, મતલબ તાં લગ
મોડિયા...૫

—ભાભી, ફુઈ, બહેન, ભાઈ, ભત્રિજા, પત્ની, સેવકો, સગાં અને સ્નેહીઓ એ સર્વ તો જ્યાં લગી સ્વાર્થ છે ત્યાં સુધી જ આપણાં છે.

રાજા થાવા રંકનું, ચંત ઘણું વૈ લલચાય;
થયું ને કોય ન થાય, મનનું ધાર્યું મોડિયા...૬

—ઓ મોડિયા ! ગરીબનું મન રાજા થઇ જવા માટે ઘણું લલચાય છે; પણ કોઇનું મનનું ધાર્યું થયું નથી તેમ થશે પણ નહીં. એ તો પરમેશ્વરનાં હાથની વાત છે.

આગે ને ઉમંગ કરી, વધ જાણી ન વેપાર;
ગાંઠ થકી ગમાર, મૂડી ખોઇ મોડિયા...૭

—આ જગતરૂપી બજારમાં તું ઘણી હોંશથી માનવજન્મ લઇ આવ્યો પણ હરિનામનો વેપાર કરવાનું તેં જાણ્યું જ નહિ. પણ ઓ મૂર્ખ, હે મોડિયા, તેં તો પૂર્વની કમાઇતી પુણ્યરૂપી મૂડી પણ ખોઇ.

છોડયો સગે સંનેહ, દેહે બંધન છોડિ
કાળશ છોડયો કેશ, તારી મમત ન છૂટી
મોડિયા–૮

—ઓ મોડિયા ! સગાંઓએ લાગણી તજી દીધી છે. આ વૃદ્ધાવસ્થામાં કાયાનાં બંધનો છૂટી જતાં

કાયા પણ ખખળી ઊઠી છે. શિરના કેશ મણ કાળા મટીને ધોળા થયા તોપણ તારા હૃદયના મોહ–મમતા ગયાં નહીં !

સરતા સઢ સમરણ સવા, બીળણ-કામ જળ બાજ;
જીરણ તન એ જા'જ, મધદરિયામાં મોડિયા.. ૯

–એ મોડિયા, સર્વેશ્વરનાં સ્મરણરૂપી કૂવાથંભ પર સુરતારૂપી સઢ ચઢાવી લે. વૃદ્ધ થયેલ આ કાયારૂપી જહાજ ભવસાગરમાં મધદરિયે છે. અને કામદેવ રૂપી વમળો તેને ડુબાડી દે તેવાં વેગવંત છે.

કાં થાયી થા માં કરી, વણી ન કાંએ વેશ;
દુલભ મનખો દેહ. મેલીને જાવું મોડિયા...૧૦

–હે મોડિયા ! થેઈ, થેઈ, કરીને નાચતા ભવાયા માફક તેં જગ–પટાંગણે માનવજન્મ રૂપી વેશ લીધો, પણ તેને ભક્તિભાવના વડે શોભાવ્યો જ નહીં, અને હવે તો દુર્લભ એવા આ માનવદેહને તજીને જવાની વેળા આવી છે.

### સં. જયમલ્લ પરમાર

માયાથી મોહ્યો, હેને હર સમર્યા નહિ;
ખોટે કૃત ખોયો, મનખો બાધો મોડિયા. ૧
સગું ધન સારું, સ્વપ્નારૂપી ઇ સબે;
તું સમજ્યો તારૂં, મન સંગાથે મોડિયા. ૨
ભોમ ત્રિયા અસંભોગ, ત્યાગી રહ્યો એકણ તરફ;
જનમ કમાયો જોગ, મરણ તણે ડર મોડિયા. ૩
દોડયો દશહી દેશ, કૂડી દુનિયા કારણે;
લખ્યા વિધાતા લેખ, મટે ન કદીએ મોડિયા. ૪
ધન સારૂ ધાવે, કે કાળાં ધોળાં કરે;
અરધ નહ આવે, મરણ વખતમાં મોડિયા. ૫
કદીયે સુકૃત નહ કરે, ગોવિંદ નામ ન ગાય;
જનમ અકારજ જાય, મૂઢપણામાં મોડિયા. ૬
પાયું નહિ પાણી, કીડી જેમ સંચય કર્યો;
જાતાં નહ જાણી, મરણ સંગાથે મોડિયા. ૭
દેહના સંબંધી દેહના, પરગટ આળપંપાળ;
જૂઠી માયાજાળ, માલિક સાચો મોડિયા. ૮
એવો કરો ઉપાય, જેથી આ સુધરે જનમ;
જો આ અવસર જાય, મંગળ ગાવો મોડિયા. ૯
હરિ ! હૈયાની રાત-દી, આ મારી અરજી;
માલિક ! જે મરજી, માથા ઉપર મોડિયા. ૧૦
શરીર હોય સારૂં; સાઠાં લગ સવાદ;
બાકીનો બકવાદ, મરો કે જીવો મોડિયા. ૧૧
સમજણ ને સંતોષ, મન તનમાં જેને મળે;
મૂવા પછી મોક્ષ, હરિપદમાં મળે મોડિયા. ૧૨
પરજા રાજા ને પાતશા, પંડિત, પીર, પ્રધાન;
આપા અને આચારનું ભૂલી ગયા સૌ ભાન. ૧૩
ખોટાને જાણે ખરૂં, જૂઠું સાચ જણાય;
ધીર ચિત્ત નહ થાય, મોહન સાથે મોડિયા. ૧૪
આશ્રમ ચોથે આવિયો, ત્યાં લગ મેં તાણી;
જગરીતિ જાણી, માંદો થાતાં મોડિયા. ૧૫
જે હું સાચાં જાણતો, ઉખેણાં અગલાં;
આજે સૌ સગલાં, માંદે કોઇ નહિ મોડિયા. ૧૬
સુત બંધન સુજન સગા, પ્રજા ગામ પરિવાર;
વારસ નહિ કોઇ એ વખત, એક રામ આધાર. ૧૭

### સં. અમરદાસજી ખારાવાળા

જેપુર-ભજ જોતા રહ્યા, આપ્યા ઘોડા ને ઊંટ;
ખોટા ઝાલે ખૂંટ, મેરૂ માથે મોડિયા. ૧
પાજી રાજી ના થિયે, કીજે કોટિ ઉપાય;
જ્યું સેવા કી જાય, ત્યું ત્યું રોષે ભરાય. ૨
તનમાં ઝાઝો તાપ, તેને દુખના ડુંગર ડોલિયા;
સો વીંછી સો સાપ, મન તન ભરખે મોડિયા ૩.
દુનિયા માથે એક દિન, જન્મ્યા સરવે જાય;
આવ્યું નહિ અવાય, મરીને પાછું મોડિયા. ૪
કંજૂસના કપાળે, નશાં કંકુવા ન હોય;
હંમેશ લખિયલ હોય, મશનાં ટીલાં મોડિયા. ૫
કાય લંગોટી ઝોળી કરી, હાથે બીલી હજાર;
સાચે ન થાય સરદાર, મોટો તંબુ મોડિયા. ૬
કાય પૃથ્વી લીલી કરી, કંચન મોલ કિયા;
પલંગે પાટડિયા, મલક સતરામો મોડિયા. ૭
આ જગમાં આવી કરી, કોઇને કાંઇ ન કહેવું;
શીર ઉપર સહેવું, માલિક કરે ઇ મોડિયા. ૮
વેવણથી વેગળો, રાખે સીતારામ;
કદી ન પડાવે કામ, મૂરખ સાથે મોડિયા... ૯
કૂડાનું સાચું કરે, કરે સાચનું કૂડ;
ધોબો નાખે ધૂડ, ઇ મોઢા પર મોડિયા. ૧૦

# દુહાનું કુળ

નરોત્તમ પલાણ

દુહો 'ને સોરઠ, ચેમોલો ને ચુડિયલો આખર તો છંદનાં નામ છે. આ છંદ આવ્યા ક્યાંથી ? મનુષ્ય પેગમ્બર થયો, બોલતાં શીખ્યો, હૃદયમાં જાગેલી ઊર્મિને વ્યક્ત કરતાં પદ્ય થયું, પરંતુ એ પ્રથમ પદ્ય કેવું હશે ? એ છંદ હશે કે ગીત? છંદ કંઈક કસબ-ની અપેક્ષા રાખે છે, એની રચનામાં સહજતા છે, પરંતુ એ સહજતા અનુભવથી સિદ્ધ થયેલી છે. એક વખત હસ્તગત થયા પછી પેલો નટ જે સહજતાથી દોરી ઉપર હાલચાલ–નર્તન કરે એવું કૌશલ છંદની પાછળ છે. માણસને એ ક્યારે પ્રાપ્ત થયું ? છંદમાં પણ અક્ષરમેળ, માત્રામેળ અને ગણમેળ-એવા પ્રકારો છે. મનહર, ઘનાક્ષરી જેવા અક્ષરસંખ્યા પર નિશ્ચિત છંદમાં જે કૌશલની અપેક્ષા રહે છે તેની તુલનાએ ઉત્તરોત્તર વિશેષ અપેક્ષા આર્યા, ઝૂલણા, ઉધોર, દુહો, સોરઠો, ચોપાઈ, હરિગીત જેવા માત્રામેળ છંદમાં અને નિશ્ચિત લઘુગુરુયતિયુક્ત સ્ત્રગ્ધરા–શાર્દૂલમાં રહે છે. કાળક્રમ નક્કી કરવો હોય તો અક્ષરમેળ છંદો સૌથી પ્રાચીન ઠરે. ગીતની અને અક્ષરમેળ છંદની સીમા એક હશે ? ઓછા કસબવાળા અક્ષરમેળ છંદો ક્યારે આવ્યા ? એમાંથી માત્રામેળ અને ગણમેળ ક્યારે વિકસ્યા ?



જગતનું હાલ પ્રાપ્ત પ્રાચીન સાહિત્ય નિહાળીએ તો ભારતીય વેદો છંદોમય છે, ઈરાની અવસ્તા અને ગ્રીકનું પ્રાચીન સાહિત્ય છંદમાં છે. આ 'છંદ' પ્રથમ અસ્તિત્વમાં ક્યારે આવ્યો ? ગ્રીકલોકોમાં એક એવી માન્યતા છે કે ઈ.સ. પૂર્વે આઠમી સદીમાં થયેલા આર્કિલોકસ નામના કવિએ સૌ પ્રથમ લઘુ ગુરુની વ્યવસ્થા વિચારી અને છંદરચના કરી ! ભારતીય વૈદિક વાઙ્મયમાં એક કથા એવી છે કે સ્વર્ગમાં રહેતા સોમ નામના રાજાના મુખમાં એક દિવ્ય અચાનક છંદોબદ્ધ વાણીએ જન્મ લીધો ! શરૂઆતમાં આ વાણી પશુતુલ્ય એટલે કે ચતુષ્પાદ હતી, પછી ત્રિપાદ અને છેલ્લે દ્વિપાદ બની મનુષ્યસ્વરૂપને પામી ! ઋષિમુનિઓ આ મનુષ્યસ્વરૂપા દ્વિપાદ વાણીને આરાધવા લાગ્યા.

છંદ વિશેની ગ્રીક અને ભારતની આવી માન્યતામાંથી શો ફલિતાર્થ કાઢવો ? ગ્રીક આર્કિલોકસને છંદોનો શોધનાર માનીએ તો ઈ.સ. પૂર્વે આઠમી સદી પહેલાં રચાયેલા ઋગ્વેદાદિમાં મળતા છંદોનું શું ?

ચારે બાજુનો વિચાર કરતાં હાલ આપણે એવા તારણ ઉપર આવી શકીએ કે છંદોનો ઉદ્ગમકાળ અજ્ઞાત છે. આરંભદશાના છંદો પછીનો બીજો તબક્કો ઋગ્વેદના છંદોમાં અનુમાની શકાય છે. ઋગ્વેદમાં પ્રાપ્ત છંદોમાં કુલ ત્રણ છંદો મુખ્ય છે, જેમાં સંખ્યાની દૃષ્ટિએ સૌથી વિશેષ વપરાયેલો છંદ ત્રિષ્ટુભ છે, આ પછી ગાયત્રી અને અનુષ્ટુભ છે. ત્રિષ્ટુભ ચતુષ્પાદ, ગાયત્રી ત્રિપાદ અને અનુષ્ટુભ દ્વિપાદ છંદો છે. સ્વરૂપની દૃષ્ટિએ વિચારીએ તો ત્રિષ્ટુભમાં અગિયાર અગિયાર અક્ષરોના ચાર પાદ છે. ગાયત્રીમાં આઠ આઠ અક્ષરોના ત્રણ પાદ અને અનુષ્ટુભમાં સોળ સોળ અક્ષરોના બે પાદ છે. શરૂઆતના આ છંદોમાં માત્રાનો કે લઘુગુરુનો કોઈ નિયમ નથી, અક્ષરોની સંખ્યા પરત્વે પણ છૂટછાટ છે. ઋગ્વેદમાં દેખા દેતો અનુષ્ટુભ પાછળના સમયમાં એક પ્રધાન છંદ બને છે અને તેના સોળ સોળ અક્ષરોમાં પાંચમો–છઠ્ઠો, તેરમો–ચૌદમો લઘુગુરુ તરીકે નિશ્ચિત સ્વરૂપને પામે છે.

અસ્તુ. ઋગ્વેદના અનુષ્ટુભની પાછળથી જે ગતિ થઈ ને અક્ષરમેળ છંદોને છોડીને માત્રામેળ તથા ગણમેળ તરફ વલણ વધ્યું હોવાનો નિર્દેશ છે. સરળતાયુક્ત બાલાવબોધ છંદ કરતાં કઠિન અને પ્રૌઢીયુક્ત છંદ તરફનો આગ્રહ ઋગ્વેદ પછીના

સમયમાં દૃઢ બને છે. અહીં એક મહત્ત્વના મુદ્દા ઉપર ધ્યાન આપીએ તો ઋગ્વેદના છંદો, પારસીઓના ધર્મગ્રંથ અવસ્તાના છંદો સાથે ઘણું સામ્ય ધરાવે છે. ઋગ્વેદ અને અવસ્તા છંદની બાબતમાં એક મગની બે ફાડ જેવા છે. ઋગ્વેદનો મુખ્ય મંત્ર ગાયત્રી અને અવસ્તાનો મુખ્ય મંત્ર અહુનવૅર ત્રિપાદ અક્ષરમેળ છંદો છે. કાળક્રમે ઋગ્વેદના છંદોએ માત્રામેળ અને ગણમેળ તરફ જે ગતિ કરી, એવો કોઈ વિકાસ અવસ્તાના છંદોમાં નથી. એટલે કે ઋગ્વેદમાં સંચિત થયેલા છંદો એક જુદી જ દિશામાં વળે છે અને તેમાંથી અનેક પ્રકારના ગણમેળ છંદોનો જન્મ થાય છે, જ્યારે અવસ્તાના છંદો કાળક્રમે પણ ગણછંદો જેવો વૈભવ પ્રગટાવી શકતા નથી ! બીજી રીતે વિચારીએ તો એવું જોઈ શકાય છે કે ઋગ્વેદ અને અવસ્તાના છંદોમાંથી જે બે પ્રવાહો ફંટાયા, તેમાંથી ઋગ્વેદનો પ્રવાહ ઉત્તરોત્તર વધુ ને વધુ વિદ્વદ્ભોગ્ય બની સંસ્કૃત વૃત્તોમાં પરિણમ્યો, જ્યારે અવસ્તાનો પ્રવાહ જૂજ ફેરફાર સાથે સામાન્ય લોકોની વચ્ચે જ પ્રચલિત રહ્યો.

o o o

ઋગ્વેદ અને અવસ્તાના પ્રવાહોની આટલી સામાન્ય નોંધ લીધા પછી હવે આપણે દુહાના મૂળ વિશે વિચારીએ તો પ્રાપ્ત દુહામાં સૌથી પ્રાચીન દુહો કયો ? માનવ ઓજારોનો કાળનિર્ણય જેટલો શકય છે તેટલો માનવ ભાષાનો નથી, એમાં પણ દુહા જેવા સ્વરૂપની પ્રાચીનતા ઝટ દઈને તારવી શકાતી નથી, દુહો લિપિ કરતાં કંઠમાં વિશેષ હોય, એના કાળનિર્ણયમા લિપિ પણ સહાયભૂત થતી નથી. અમુક પ્રદેશોએ કે અમુક જાતિઓએ દુહાને પ્રથમ પ્રગટાવ્યો એવું સિદ્ધ કરવું કઠિન જ નહિ અવાસ્તવિક પણ છે. દુહો સ્થળ–કાળ–સંજોગોનું એક સહિયારું સર્જન જણાય છે, એના મૂળ વિશે કોઈ નિશ્ચિત જાતિ, પ્રદેશ કે વર્ષનો નિર્દેશ થઈ શકે તેમ નથી. આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ કે આ નહિ અને આ સમયગાળામાં દુહો મળે છે, તેમજ આ પ્રજાઓ વચ્ચે અને આ પ્રદેશોમાં દુહાનુ મૂળ હશે.

આવા નિર્ણય ઉપર આવવા માટે જો કે માઈલસ્ટોન ઊભા રાખીએ તો આજના સમયથી હજાર વર્ષને આળેગાળે હેમચંદ્ર, હેમચંદ્રથી હજાર વર્ષને આળેગાળે પિંગળમુનિ, પિંગળમુનિથી હજાર વર્ષને આળેગાળે ઋગ્વેદ. આજના પ્રથમ તબક્કે દુહો આપણા હાથમાં છે, બીજે તબક્કે હેમચંદ્રમાં પણ દુહો છે. ત્યાંથી આગળ ત્રીજે તબક્કે પિંગળમાં દુહો પ્રાપ્ત નથી. પિંગળ જે માત્રામેળ 'દ્વિપદી' અથવા 'દોધક' આપે છે, એમાં 'દુહા'નું નામકરણ અને દુહાનું બીજ નિહાળી શકાય, પરંતુ આ 'બીજ' ક્યારે અને કયા સંજોગોમાં 'દુહા'રૂપે ફૂટી નીકળ્યું તેની શકયતા વિચારવાની રહે.

એકધારો ઉચ્ચ પ્રૌઢી તરફ ગતિ કર્યે જતો સંસ્કૃતવૃત્તોનો પ્રવાહ, દુહા જેવા સરળ સ્વરૂપને એકદમ જન્મ આપી બેસે તે વિચારવું સહેજ વધુ પડતું લાગે છે ! પિંગળથી ઋગ્વેદ સુધીના આખા પ્રવાહનું દર્શન કરીએ તો તેમાં લોકભોગ્યતા કરતાં વિદ્વદ્ભોગ્યતાનું લક્ષ્ય પ્રધાન રહેલું જણાય છે ! એવા પ્રવાહને ધરતી ઉપર લાવનારા કયા સંજોગો છે ? કયાં પરિબળોએ સંસ્કૃતની સામે લોકબોલીને પ્રાધાન્ય આપ્યું ? આ સ્થળે અવસ્તવાળા પ્રવાહનો વિચાર આપણે કરવો જોઈએ, વિશેષ લોકભોગ્ય રહીને ચાલ્યા આવતા છંદોનાએ વહેણમાં તો દુહાનું મૂળ નહિ હોયને ?

o o o

પ્રજાની હેરફેરનો ઇતિહાસ સૌને જ્ઞાત છે. ઋગ્વેદ અને અવસ્તા જુદા પડયા પછી, અવસ્તાવાળી પરંપરામાંથી એક પછી એક, પાર્શ્વપ્રજાનાં ટોળાંઓ ભારતમાં આવતાં રહ્યાં છે. સંસ્કૃત જેવી ભાષાને છોડીને પ્રજા જે બોલતી તે બોલીમાં જ પોતાનું દર્શન રજૂ કરતા પાર્શ્વ, મહાવીર, ગોશાલક, બુદ્ધ ભાષાની બાબતમાં ઋગ્વેદ કરતાં અવસ્તાવાળી પરંપરાને વિશેષ અનુસર્યા છે ! રામાયણ–મહાભારત જેવાં મહાકાવ્યોના ભાષાછંદ પણ વિદ્વદ્ભોગ્ય કરતાં લોકભોગ્ય વિશેષ છે.

ઈ.સ.ની આઠમી સદીમાં તો આતશપરસ્ત, દૂધમાં સાકર અળે તેમ ગુજરાતમાં ભળી ગયો છે. 'અવસ્તા-વાળી, ગાથાબદ્ધ આ પરંપરાએ ઊંચે ચડયે જતા સંસ્કૃતનોને ભોંય ઉપર લાવવાનું કામ કર્યું છે.

---

દુહો જે પ્રદેશોમાં વિશેષ મળે છે તે કચ્છ, સૌરાષ્ટ્ર, સિંધ, રાજસ્થાનમાં હાલ વસતી પ્રજાનાં મૂળ પણ ઈરાનમાં છે. અવસ્તા અને તેનાં યસ્ન, ખોર્દેહ જેવા ભાગોની ભાષાઓનો અભ્યાસ હજુ જોઈએ તેવો થયો નથી, પરંતુ જરથુસ્તની અસર આપણાં ભાષાસાહિત્ય-સંસ્કૃતિ ઉપર વિશેષ છે. દુહાનું મૂળ પણ, આ પ્રદેશોમાં થયેલા અવસ્તા, ઋગ્વેદની પરંપરાઓના પુનર્મિલનમાં કલ્પી શકાય છે. નદીઓનાં મીઠાં પાણીઓનો સંયોગ, સમુદ્રનાં ખારાં પાણીઓ સાથે થતાં એમાં આપોઆપ માછલાં પ્રગટે છે, તેમ રણમાંથી ઉદ્ભવેલા ઈરાની મીઠા પાણી, ભારતના માપવિભાગમાં પુનર્મિલન થતાં એમાં આપોઆપ માછલાં જેવો જ જીવંત અને ચપળ દુહો, પાણીમાં મીન ફરે તેમ, કચ્છ સૌરાષ્ટ્ર સિંધ રાજસ્થાનના લોકસમાજમાં તરતો થયો છે.

*

## દુહામાં સરિતા (ચાલુ)

ઘોઠાવડી ધીએ રેલી, ચોરસ હામા પૂર;
ખંજૂરીએ ખજૂર, જશના ઠળિયા જશાઉત. ૧૯
આંબાજરનો બેસણો, ના'વા સરીખાં નીર;
ધજા ફરકે ધ્રમની, પરગટ ગીગો પીર. ૨૦
સાંની તળે સગા, વગ લપટયો પાસાજી;
ઊંડે જળ અહા! ખસનાં કીધાં ખીમરે. ૨૧
ચડય ટીંબા, ચડય ટીંબલી, ચડય ગુંદાળી ધાર;
ઓઝત ઉછાળો મારીને, વિજાણંદ પાછો વાળ. ૨૨
તરવેણીજે તીર, સાગવન સરજ્યાં નહીં;
આવતડો આહીર, દાતણ કરવા દેવરો. ૨૩
રાણો પૂછે રાવળને, દીઠાં મૂંજાં શેણુ?
ચોરસિયાળો ચોટલો, નાક ભાતીલાં નેણ-૨૪
રેણુકાએ સ્નાન કરીને, કોરા પાલવ કીધા;
જેઠો મોડ ને કરમાં બાઈએ,
શિર વસેરી દીધાં-૨૫
માણસર મારી મેમતી, તારા દિલમાં નહીં દયા;
નેસડે નેસડે નીકળી, કાનો ચારણ કિયાં?-૨૬
મર્ય ગોઝારી મેમતી, ડાકણય! ઉત્તર દે;
માકુ રિસાણી માદરે, કાનો કોય તો દે.-૨૭
શેત્રુંજી કોઠગાળિયા, તારાં માણસ કેવાં?
હાંકે, ઓકે ને આફરે,
સવારે એવાં ને એવાં-૨૮
સોમાત કાંઠે સાંપ જે, બાપા! રોઝાં બે;
જેસા! અસવારી જે, કરજે ફરતે' કવરાઉત.-૨૯
કેટીલાને વાસે કેડે, જળ ખળ ખળતાં જ્યાં:
સોમેસરે સામું જોયુ, (તો) નાવલી રહી ગઈ
ત્યાં-૩૦
બડબડ કદી ન બોલીએ, બોલ્યું પડશે બા'ર,
કડવાં વેણ ન કાઢીએ, મૂંગી રે' મતવાર.-૩૧
મીઠાં સાકર જેવાં માળે, આપે ધખને ધ્રુમ ઉનાળે;
તળિયાં, તડબુચ, સાકરટેટી,
મોજ હોય નહીં કહીએ મોડી.-૩૨
પીંડી સુધી ભર્યું પાણી, ફલકુ આમાં કેમ ફુલાણી?
મારી સમવડ ગજું છે કોનું?
સોનરખ કે' આપું છું સોનું-૩૩
જો ને સામી તું ય ગભરડ મા,
રાંક પાડોશીઓને રગડમાં;
વિના કારણ કાંઈ બગડ મા,
બૂડી ગ્યાં છે કૈંક બઘડમા.-૩૪
મીણસાર બહુ કરમા મલકો,
કોને છે ભરૂસો કલકો?
પાની પતાસો જાણે પલકો.
વીજ ચમકારો છે વાદલકો-૩૫
ઉતાવળી ઉતાવળી કર મા,
ભાદરવે અંજસ બહુ ભર મા;
તરસ્યા ટળવળતાની ટાળે,
આપ કોક ને ઋતુ ઉનાળે.-૩૬

# દુહા : લાખા ફુલાણીના, ઢોલામારૂના, બાનરાના અને અન્ય

સં. કાનજીભાઈ બારોટ

[ઢોલા-મારૂની વાર્તા સૌરાષ્ટ્રમાં પ્રથમ લખાણી હોવાનું જાણવા મળે છે. ઢોલો સૌરાષ્ટ્રનો હતો. નરવરગઢ નામ અપાય છે. કોઈ બાબરાનો કહે છે ને કોઈ માણાવદરનો. ઢોલો એ ગુજરાતના લોકજીવનનું લાડીલું નામ છે. ઢોલો લોકગીતોમાં-લગ્નગીતોમાં એકધારો વણાતો આવેલ છે. ગુજરાતના લોકજીવનમાં વરલાડાને ઢોલાની ઉપમા સવિશેષ અપાઈ છે. ઢોલા-મારૂના દુહાની ભાષા તો સમાન સંસ્કૃતિના વારસારૂપ છે. આજે પણ ગુજરાતની લોકકવિતામાં એ ભાષા વપરાય છે.]

## લાખા ફુલાણીના દુહા

કોરી સાળી મ બરે, અંગે લગે ન આગ;
લાખો હોય જો કુલ જયો, તે'જી સૂરજ પૂરે સાખ.-૧

લાખા પૂત સમુદ્રકા, ફુલ ઘરે અવતાર;
પારેવાં મોતી ચુગે, લાખારે દરબાર-૨

પલાણી હીરે જડી, સુરત પંચાણી;
પછમહંદો પાદશા, લાખો ફુલાણી.-૩

આવડ બાવળ બોરડી, ખેર ખીજડિયાં;
લાખે વન ઓઢાડિયાં, પીળી પાંભડિયાં.-૪

લાખા જેડા લખ વિયા, ઉન્નડ જેડા અઠ;
હેમ હેડાઉ હલાંગ્યો, વેરી ન અચ્યો વટ.-૫

એક તાણે બીજું ત્રાગડે, જડ લગ્ગી નેણાં;
જેડા સુખ સંરાણિયા, એડા નહીં રાણા.-૬

કટ કટ ભંજે ચૂડિયું, રોવે ઝાંપાં બહાર;
લાખા એને મ મારજો, જે ઘર નાની નાર.-૭

લાખો ચે ન ભંજજો, વેરીડાં વસાંય;
જીયેણુ વલ્લો મીણીકે, લજતી મરાય.-૮

કોડ રૂમંપે કવ્યને, તોય લાજે લખપત;
અવરાં નર આંજસ કરે, દોકડ દત્ત.-૯

પ્રથમ દાન પ્રભાત મેં, ડતણ પોંચ કરે;
લાખો લખ સૂરજ સમો, મંગણ-હારે ડે.-૧૦

લાખો- લાખો એ ન માણિયું, છત્તે હુને જેણ;
દિહાડા દસ અઠ્ઠમે, કો જાણંદો કેણ-૧૧

રાણી- દેહોડા દસ અઠ્ઠ જ્યાં, ફુલાણી જજા ફેર;
ઉગંતા સુર નીરખિયા, આથમતા કો જાણંદા કેણ.-૧૨

કુંવરી- લાખો ભૂલો લખપતિ, અમ્મા ભૂલી એણ;
આંખ્યું હુંદે ફરકલે, કો જાણંદા કેણ-૧૩

રાઈ ડુમણી- લાખો અમ્મા કુંવરી, ત્રણે ભૂલા તેણ;
શ્વાસ હુંદો પરોણલો, કી આવંધાં કેણ.-૧૪

હુંદો જાણી ન માણિયો, લાખો ભણે ફૂટ;
જાવું થોડે દહાડલે, કાં દસાં કાં અઠ્ઠ-૧૫

તડ ઉપર વર તવા, ખોડેલ ખંભી ન થિયો;
લંબી કર કરબાં, ચડતે ચુડાવાચિયું.-૧૬

અંગ હિલોળે પગ ઘસે, ગહેકે મોરલિયા;
લાખો કે મું બાળજો, આછી છીપરિયા.-૧૭

લાખો ચે તો બિલિયા, મુંકે કાછે ડીજા ડાઘ;
માને ઉધરકા ઉઠિયા, સુણી સિંધુ રાગ.-૧૮

ન કિંકુણકો કુંજ જો, નકી ભીની ભૂ;
ગાયુ મકોડા ચરે, કાછા કુમાણુ.-૧૯

વળ લાખા મેરાણ, તું વણ કાછો કુરાચો;
સુરત ગીના સુજાણ, માડુ થચો મામલો.-૨૦

ભઠ્ઠી મથ્થે ધાણ, ફુલપંસા વાડીએ;
વઈ તાણાવાણું, સજ્જણ સીંચણ બંધણી. ૨૧

મુંજા માગણહાર, ભીની રાત ભણું કિયા;
કાં દુખીકે દુએઆ, કાં દેમે પય દુકાળ. ૨૨

અઠ કોઠા ઉથાપિયા, મું વીંઠી ડુંગર ધાર;
કો દરિયે ડૂબજો લાખમસી, કાં વેગે કરજો વાર. ૨૩
હકડે પેજા પોતરા, મળહૂ લાખા થાર;
મથે મુરે મંડાઇઓ, હુંડા અનહલ વાડ. ૨૪
કરસન કુબજા કુંવરા, વડા નંઢાભા;
જાદવ જુધ કીં ખપે, સંથી સોરઠ આ. ૨૫
એક દિયે બીજી લિયે, આંઉ કરીં ડિ કહ્યા;
અલ્લા ઓ ડિંડે, જડે લાખો બાળક જયો. ૨૬
તું હરિયાળી આંબલી, મોતી લૂંબ રહી;
ઇ તે લખપત ઊતર્યો, કેતી વાર ગહી. ૨૭
મું હરિયાળી આંબલી, મુમે વાંસ કઠાં;
લખપત ઘોડા દોડિયા, મ્હેકી પાઘ મથા. ૨૮
ખેર ડિયા ખેર પિયા, આધા વીધી જોક;
સો માડુ સભાગિયા, નર્તના વલોવણુ લોક. ૨૯
મિયાં મારે મોજકી, મરે કે મૂછાળા;
સો માડુ અભાગિયા, જેના પાડે ઉચાળા. ૩૦

## ઢોલા-મારૂના દુહા

પિંગળ ભટ્ટીરી પદમણી, નળરાજાનો ઢોલ;
એક જ પિંગલે પોઢિયા, તું હુંના બાંધેલ
બોલ.-૧
ચાર જણા ચોપાટ રમે, પારસ પીપળ હેઠ;
નળ પિંગળ સગા હુવા, ઢોલા મારૂ પેટ.-૨
અંબ મ તજે કોયલી, ડુંગરિયા મોરા;
માત વિધાતાએ વાંચિયા, ઓધણ દે ઓરા.-૩
મારૂઈ-તું કેમ કણુકી કુંજડી, ગળતી માઝમ રાત;
સૂતો ઢોલો સાંભર્યો, સપનું લાધ્યું સાચ.-૪
કુંજ- રે રે મારૂ ઇ મ બોલજે, મકર હમારી
તથ્ય;
જેવા તારા દનડા, તેવી હમારી રત્ય.-૫
મારૂઈ- કુંજા તું મોરી બેનડી, પંખ ઉધારી દે;
પરવત જાંગાં પિયુ મળાં, પિયુ મળ્યે
પાછી લે.-૬
કુંજ- મારુ ઈ મે નહી માણુસા, મે સાં
કુંજડિયાં;
સેણાં કેરો સંદેશડો, લખ્યને પાંખડિયાં.-૭
મારૂ- પાંખ તો કાળી કાબરી, કયું કર લખું લેખ,
ઢોલો બાચો રાજિયો, કયું વાંચે વિવેક.-૮
મારૂ- બાબલ તળાવ ફોડ દો, મર પાણી
વહી જાય;
આંધી આંધી રે નરી, કુંજડિયા કર
લાય.-૯
મારૂઈ- કોયલ સાદ સંકોમજો, બોલત ચંગાં વેણ;
કયે અવગુણે કાળી હુઇ, કયે ગુણે રાતાં નેણ.-૧૦
કોયલ- કલપત કલપત કાળી હુઇ,
રોઇ રોઇ રાતાં નેણ;
જે હુંની સમજણ પડી,
તે હુંના સાંભર્યો સેણ. ૧૧
મારૂઇ- બપૈયા તુને મલશા, છોડય હમારા ગામ;
આંધીરે નરો પુકારનો,
લેતલે પિયુરો નામ. ૧૨
ઉમાવમે અધકી હુઇ, વ્રેહ સહ્યો ન જાય;
પાવરિયો સાંકા ભર્યાં, કુચવો લિયો ભીંજાય. ૧૩
તેની માતા કહે છે-
મારૂઇ તું ગેલી હુઇ, ઢોલણ વર પરદેશ;
રાજકુંવરી જોઇને, દિકરી થાને દેસ્ય. ૧૪
મારૂઇ- આયલ એવું મ ભાખીએ,
કંઇક હૈયે વિચાર;
ઢોલો મોકો પિયુડો, મે ઢોલારી નાર. ૧૫
રાણી ઉમાદે પુંગળરાવને કહે છે-
કહે ઉમાદેવડી, સુણ હો પિંગળરાવ;
મારૂ બહુ સંતાપણી, નહી રાખ્યા રહે રાવ. ૧૬
પિતાને મારૂઈ કહે છે-
બાબલ બ્રાહ્મણ ન મેલજે, જેની શીળી જાત;
મેલ પોતાનો મંગણો, ઢોલાને સૂતો જગાડે રાત. ૧૭
મેલ પોતાનો મંગણો, કામેલ ઘરનો ભૂપ;
આગે શોકય પરમાર છે, ને તડતડના રાજપૂત. ૧૮
સાંગા નામના ઢાઢીને કહે છે-
સાંગા આ સંદેશડો, ઢોલાને પહોંચાડ;
મારૂઇ મદ હાથણી, તો અંકુશ લઇને આવ. ૧૯

સાંગા આ સંદેશડો ઢોલાને પહોંચાડ;
મારૂઇ અલેલ વછેરિયા, ચાબૂક લઇને આવ. ૨૦

સાંગા આ સંદેશડો ઢોલાને પહોંચાડ;
મારૂ ફાટી તળાવ જ્યું, પાળ બાંધેવા આવ્ય. ૨૧

સાંગા એક સંદેશડો, જઈ ઢોલાને પહોંચાડ;
મારૂઇ પાકી અંબ જ્યું, સાંખ વેડનકુ આવ. ૨૨

જો તું ઢોલણ નહીં આવિયો, આધા વીધી માસ;
મહી વિલોઇ જશે માખણ,
ન ઉતરશે પછી રહેશે છાશ. ૨૩

જો તું ઢોલણ નહીં આવિયો શ્રાવણ પે'લી બીજ;
મારૂઇ ઝબકી મરશે, આવંતી દેખી બીજ. ૨૪

મારૂઇનાં રૂપ-

ચંદનરી મારૂ ઘડી, (તેનો) રજો પડિયો પાસ;
તેનો બનાયો ચંદલો, ચોટાડયો આકાશ. ૨૫

સામે થડ અજવાસડો, મેં જાણ્યું વીજળિયા;
મારૂ મલી મોલ પર, ઝબકી પાંસળિયા. ૨૬.

મારૂ નહીં ગંગાજળ, ઊભી વેણુ સુકાય;
ચંદન કેરે રૂખડે, નાગ ઝપાટા ખાય. ૨૭

મારૂ સૂતી મહેલમાં, રતડો પલંગ બિછાય;
તારા તરવરિયું કરે, ચંદ રહ્યો લુભાઇ. ૨૮

મારૂ ચલી મો'લ પર, છૂટા મેલીને કેશ;
જાણે છત્રપત ચલિયો, કો'ક નમાવવા દેશ ૨૯

મારૂ ચલી મો'લ પર, દીપક જગાયે;
જાણ્ય હનવો હલિયો, લંકા લગાયે. ૩૦

ઢોલો પોતાના ઊંટને કહે છે-

કે ગળ બાંધું ઘુઘરા, કેસર નાખું સાજ;
કાળી સાંઢયના કરલિયા, મારૂ ભેટાડયને આજ. ૩૧

મુંગળ બાંધો ઘુઘરા, મુશીર નાખો સાજ;
(હું)કાળી સાંઢયનો કરલિયો, મારૂ ભેટાડું આજ. ૩૨

ઢોલો ધૂવે ધોતિયાં, માળવણ ધાન ન ખાય;
ખોડો થાને કરલિયો, ઢોલો ગામ ન જાય. ૩૩

ઊંટને કહે છે કે તું લુલો થા, ત્યારે ઊંટ કહે છે

ખોડો થાઉં તો લીંબ ખાઉં, કાં બાંધ્યો ભૂખે મરાં,
જાઉં ઢોલાને સાસરે, હરિયા મુગ ચરાં. ૩૪

માલવણ-

ડાંભીશ ઝીણે ડુંભારણે, સીંચીશ તેલ ફુલેલ;
આંધો બાંધી ઓરડ, નીરીશ નાગરવેલ. ૩૫

કરલિયો-

સુણ માલવણ સાચું સવા, સાચું માને ચંત;
મારૂઇને મળવા તણી, ખરી લાગી છે ખંત. ૩૬

પછી તે-

ઢોલો પિંગળ પધારિયો, ભરિયા ઊંટે ભાર;
જીવશાં તો મળશાં, (નકર)નરવર કોડે જુહાર. ૩૭

ખડ ભ્રઠ ઝાડ ખીંજડા, કયાંઈ ઉતારો ન કરેશ;
તું છો બાવો રાજિયો, મારૂઇ ઘેલે વેષ. ૩૮

ઢોલા થારા રાજમાં, આજ અનેરી હુઇ;
તમે પિંગળ પધારશો, વાંહે માલવણ મૂઇ. ૩૯

સાળ વખાણું સંધરી, મંગ મંડોર દેશ;
આછા કાપડ માળવે, માઢુ મરધર દેશ. ૪૦

ઢોલો ઊંટે ચડીને ઉપડયો છે-

ધણી ધરા ઓળંગિયો, પડિયલ જાજે પંથ;
આવે કરલો જંગાડતો, મારૂઇ કેરો કંથ. ૪૧

કોઇ સ્ત્રી ઢોલાને રોકવા મથે છે-

ઘણીક ધરા ઓળંગિયો, આવ્ય હમારી પાસ;
ઘડીક વંઝુંભે કર લિયો, તુજને રોકિયા રી
આશ ૪૨

ન ખમું નહીં ઉતરૂં, નહીં આવું તારી પાસ;
તુજ સરખી ગોરિયા, મારૂઈ ઘરે દાસ. ૪૩

એમ ને એમ ચાલતાં ચાલતાં-

તાણી લીડય તંગને, ઢીલી મેલો વાધ;
કાંઢય ડાબા પગરી કોકરી, તન મારૂ ભેટાડું
આજ. ૪૪

જળ વિના થળ ઉપરે, તું કી લીલી જાળ્ય;
કાં તો સીંચી સજ્જણે, કાં ઊંડા નીર અપાર. ૪૫

નથી સીંચી સજ્જણે, નહીં ઊંડાં નીર અપાર;
દો ઘડી બેઠી મારવણ, તેણે નીલી જાળ્ય. ૪૬

ઢોલાના કરલિયાને મારૂઈ સોટી સારે છે–

મારૂઇ મારૂઇ મેં કરૂં, મારૂઇ ઘેલડિયા;
પાણી પીતો કરલિયો, જુડી કામળિયા. ૪૭

જાણેલ રબારી રાયકો, જાણેલ ચારણ ભાટ;
જાણ્યો હોત ઢોલારો કરણિયો, પહલીએ પાણી પાત. ૪૮

ખડ બ્રહ્ઠ ઝાડ ખીજડા, કુવે નીર પઠા;
ઢોલો પૂછે મારૂને, થારો એવડો રૂપ કઠાં. ૪૯

મેં મથુરા માલતી, ગોકુળરી ગલિયાં;
કાનકુંવરથી ખિંછુડી, થકે રહી થળિયાં ૫૦

મારૂઈ તુજ નેણુ, જાદુયે સીંગણુ ચડાવિયા;
આગે હતા રળિયામણા, વળી કાજલસે ભરિયા. ૫૧

નરવરે ગઢ જ્યા કાંગરા, ગુર્જર ગોખ ગરાં;
વણ ગુનાના પર હર્યા, મોટી ખોટ નરાં. ૫૨

## બાનરાના દુહા

જેસુ બાંધલ જીવ, તેસુ તન તારવિયે નહીં;
મર સૂકાય શરીર,(પણ)બદલીએ નહીં બાનરા. ૧

મોંઘેરા મળને સોંઘા, સાટવીએ નહીં;
લઈએ લખ ખરચે, બે પખ સરખા બાનરા. ૨

ફરિયું ફેર ઘણાં, ટાપળિયલ ટળિયું નહીં;
મનડું મેઠ તણાં, બેલ વારે બાનરા. ૩

સો સો સાદ કર્યે, સાનુમાં સમજ્યો નહીં;
કેક કનોકાને, બાનરસી બેરા થ્યો. ૪

ફળિયામાંથી ફકીર, ફેરી દઇ પાછો ફરે:
એમ અમુથી આહિર, બાનરસી બિયો થયો. ૫

બંધૂક જીવંત કે, આયા લગ આગ્યો નહીં;
અલબેલા આગ્યો, બગતર પે'રીને બાનરા. ૬

પોટાં પાંખ વિના, માળા વિના કયાં મૂકીએ:
બે દિ'ની વાતુંમાં, બાનરસી બિયો થ્યો. ૭

પરથમ દઇને બોલ, પછી પતળિયે નહીં;
કાપે કાળજ કોર, તોય બદલીએ નહીં બાનરા. ૮

પોપટ હોય તો પાળિયે, સુડાને નો'ય સાન;
મધદરિયે મેલી કર્યા, અમને બાનરા કેના બાન. ૯

ભાદર તટે ભરાય, કવલી કેડોરડા ઘણી;
નહીં તું મેળામાંય, બાનરા કેસું બોલિયે. ૧૦

ભોં બીજી ભાળેલ નહીં, કો જાવું કીએ;
તેં મેલ્યા તીસેં, જ્યાં બેઠાં છઇં બાનરા. ૧૧

સગા સાર કરે, વે'લી વરતાવા તણી;
નેં મેલ્યા તીસેં, બેઠા છઇ બાનરા. ૧૨

આંખેથી ઉઠે, બાવળ મન બેસે નહીં;
કાંઉ કણુ ખૂટે, બીડ ખાવું બાનરા. ૧૩

કાંઠા કેળવને, કળથિયે મન કોળ્યું નહીં;
કાંઉ કણુ ખૂટે, બીડ ખાવું બાનરા. ૧૪

ટાઢ્યું ને તડકા, લૂ અમને લાગેલ નહીં;
વાંસા વળી ગ્યા, બેવડ થ્યા બાનરા. ૧૫

કોઈ વખુટેલ વાણુ, સંઘ આરો સૂઝે નહીં;
મધદરિયે મેલાણુ, બારેય બુડયાં બાનરા. ૧૩

જાણ્યું હત તું જીમ, મારગ તઠ મેલે કરે;
આવડી પ્રીત આહિર, બાનરા બાંધત નહીં. ૧૭

બજારે બેસાય નહીં, ઘરમાં ધર્ય ન થાય;
મન મસાણે જાય; બળવા સારૂ બાનરા. ૧૮

ગર્ય સળગી ગજબ થ્યો, સળગ્યાં સારાં વન;
લાખું આવ્યાં લાકડાં, બથું ભરીને બાનરા. ૧૯

હુતું ને હારવિયા, હવે નવો નથી નેહ;
ભવોના ભવ સેહ; બામણ રાંડી બાનરા. ૨૦

## દુકાળના દુહા

મવાડા મરધર તણાં, ગુજર ખંડ ગિયાં;
છોરૂં ગોરૂં છાંડિયાં, જે દિ' પાંત્રીસા પડિયા. ૧

સજ્જન ખેરૂ ખેરૂ થયા, એક વાડે જ્યા વછ;
કો મરધર કો માળવો, કો સોરઠ કો કચ્છ. ૨

એક તાળા આવશે નહીં, આવીએ અમે;
કર ના કોયલ જી', વાની મારી વીજડા. ૩

રો રોમાં રાખત નહીં, જો અમુ આહિર;
(તો) વાળા અણપઠ વીર, સેંચો ઉગતા માંડવા. ૪

## રાજા કરણની ગુંજ

કરણ ખોળિયું પડતાં ગુંજ બહાર નીકળીને

રડવા લાગી અને દરિદ્ર હસવા લાગ્યું. મહારાજ કૃષ્ણે પૂછ્યું કે આમ કેમ ? ત્યારે ગુંજ બોલી કે મને સંઘરનાર કરણ ગયો તેથી રડું છું અને દરિદ્ર કહે મારું સ્થાન કરણે રહેવા દીધું ન હતું. હવે મારે મજા થઈ તેથી હસું છું.

સોનું સવા ભાર, આપે પણ ઓજસ નહીં;
કર જોડે ફિરતાર, આગ્યો કરણ ઉડારથી.–૧
ગુંજ કરીએ સમંદ્રા, કે કરણ હોય જી'યા;
દાજી પણ દાખી નહીં......, –૨
માતા આગળ માનેલ નહીં, કામનને વાત ન કરી;
ઇ ગુંજ ગો ગળી, આગ્યો કરણ ઉંડારથી.–૩
આંસુ ઝરે અપાર, નેણે અરજણ નૃપતિ;
વીર ન કીધી વાત, આગ્યો કરણ ઉંડારથી.–૪
રણ દેખી ગળ સાંભળે, નરપત ઉભા રોઇ;
હાથે કરી હણિયા, ભીષમ દ્રોણ સબ કોય–૫

## કાગડો અને હંસ

હંસા જેવી હાલ્ય, કાગો હાલેવા કરે;
ના'વે નાગરિયા ઢાળો, પાવરના ધણી.–૧
કોટડિયું લેવા કજુ, હંસા કાગ હુવા;
ના'વે નાગરિયા, ઢાલો પાવરના ધણી.–૨
પંડય જોગ્યો, જોગ્યો પનો, (તારો) વળ જોગ્યો વાળા;
ના'વે નાગરિયા, ઢાળો પાવરના ધણી.–૩

## કુશળ કોઇ નહીં

કુશળ નહીં મેરૂ ડુંગરા,
કુશળ નહીં સમંદરા આભ;
કુશળ કયાંથી માનવી, પાણી હંદો ગાભ.–૧
આગ્યો તુરત છીંકિયો, પીછુ ગયો રોઇ;
એવે શુકને આવિયો, કયાંથી હોય–૨
ચાર પો'ર ધંધે રિયો, ચાર પો'ર રિયો સોઇ;
જપ્યા નહીં જદુરાઇને, કુશળ કયાંથી હોય–૩

## વેરાજી હડિયાણા

આવેલ દનડા જાય, પાછા પાલવશે નહીં;
મચ્છ મહાજળમાંય, કર વછૂટું વેરડા.–૧
જેઠો કોરી જાય, એનો ખંડમાં ખટકો નહીં;
અષાઢ દિ' એક જાય, વસમું લાગે વેરડા.–૨
બેટો બાપ તણે, ચીલે જો ચાલે નહીં;
જનની કાંઉ જણે, વરવું લાગે વેરડા.–૩

## જમને લાંચ

જમડા તુંને લાંચડી, આપું લાખ સવા;
તું મારે ઘેર પ્રોણુલો, પિયને મેલી જા.–૧
ઘેલી થા મા સુંદરી, બોલ વિચારી જોઈ;
જમશા લેવે લાંચડી, કુળમાં ન મરે કોઇ.–૨

---

## દુહા સરિતાના

ઉબેણુ કહે ઓઝતને મળીએ,
ગેડ બધાંની ધરતી ગળિયે,
કયાંય રહે નહીં ટીલું કોરૂં,
મારાં સુધી મૂલક બોળું
હેકણ હટકો હાડરો, જો ગંગાજળ જાય,
માનવિયાં કુળમાંય ભૂત ન સરજે ભાગીરથી.
ગૂઢે વસ્તર ગોરિયાં, પગ પીંડીનો તાલ,
પતઘટ ઉપર પરવરે, પડ જુઓ પાંચાળ.
આછા પાણી વીરડે, ધરતી લાંપડિયાળ,
સર ભર્યાં સારવ લડે, પડ જુઓ પાંચાળ.
નદી ખળકે નિઝરણાં, મલપતા પીએ માલ;
ગાળે કસુંબલ ગોવાળિયા, પડ જુઓ પાંચાળ.
નદીકાંઠાના રૂખડાં, વન સંગ્યા સીંચાય;
એક દા'ડો ન સીંચાય, તો જડમૂળથી ન જાય.
પીપળ પાન ન તોડીએ, ન ભાંગીએ વડની ડાળ;
વહેતી નદીમાં થૂંકીએ તો બેસે ગુરૂને ગાળ.
તરવેણીને તીર, અમે સાગવને ય સરજ્યાં નહીં;
નીકર આવતડો આહિર, દાતણ કરવા દેવરો.
નીલાં તડ મચ્છ તણાં, નીલી વાંકાનેર;
એક રંગીલાં આદમી, પાણી વળે જો ફેર.
જમરી કે હું જોરાવરી, કાબરો મારો જેઠ;
પો'લાં નાખું ખાટલે, ને પછી વધારૂં પેટ.

# સોરઠિયો દુહો ભલો

સં. પુંજાવાળા

વીંઝરાનો દુહો. કંઠસ્થ શ્રી. મેરામભાઈ બારોટ : મુ. ગરણી પાનસડાઃ વાયા બાબરા.

આવ્યાને આપ્યાં નહિ, નહિ વળતાનાં વળામણું;
પાછો ઉણ ઘર પાંવ, વળી ન દેવો વીંઝરા.
મું આપી મોટે, વીરા મું વહમો વખત,
તથ જાય તૂટે, વાર ન તૂટે વીંઝરા.

અર્થ : હે વીરા વીંઝરા ! તિથિમાં વધઘટ થાય, પણ વારની ન થાય. અરે ! તમારા હેતની ધારની જેમ ફેર ન પડવો જોઈએ, પણ પડયો.

કંઠસ્થ ટપુભાઈ ધાંધલ : મુ. સીતાપુર : વાયા ઢસા.

પાવૈયા દોયજા પરખ, વંગડી વેતર ના;
ભૂલ્યો ઘા ભખા, ખમે એરણ એંગાઉત.

**અર્થ** : નપુંસક અને વાંઝિયાને બાળક ન હોય. લોભી ધન ન વાપરે. પણ હથોડાનો ચૂકેલો ઘા તો એરણ ખમે જ.

બુઢ્ઢો બેલ, ફાટેલ કરવાલ, વાય સોરા વાઢે;
મરદ મોળપે પણ, વખે મૂચ્છ તાણે.
પડતીની નિશાની આકરા શબ્દોમાં
કોંજા વેતર ઘર કઘર, નીચાં નેહ કરંત;
અકાય રૂઠી ઠાકર્યાં, એના ઢોલ બજંત,

**અર્થ** : પુત્ર હલકો પાકે, ઘરનું માણસ ઘરરખુ ન સાંપડે. પછી નીચા વાસે વસે આમ વિધિ રૂઠે એના ઢોલ થોડા વાગે ?-

શૃંગાર : કંઠસ્થઃ હરિજન નયા ભગત હરિજન અજા ભગતના દુહા : મુ. ભાડા ફેલણા : વાયા ટીંબી.

શું વખાણું વળાંક, આંટાળી અજો ભણે;
થોકે નમણાં આંકા, મે માનવીઓ મંડા વળે.

**અર્થ** : થોક નમણાં અંગવાળાં માનવી છે. એનાથી પીડા વળે. બીજા ના સડે.

કાળી માળા ડોકમાં, કરતી સો સજ્જન ચાળા;
અજો ભણે આતમા, મારી મન વેંધું ચાળા.

(અજાનો વેંધુ આત્મા એની સજ્જનના લટકાથી વીંધાઈ ગયો.)

કંઠસ્થ : પીઠો ભગત : થોડાક છકડિયા

માર ધુબાકો મોરલા, મધ્ય બોલમાં મેણો;
ગરજે મેહુલા, સુતા જગાડે શેણા.
સૂતા જગાડે શેણા, રોઈ રહુબોળ થિયાં:
પ્રીતાળુ સજ્જન તો પરદેશમાં ગિયાં.
ઢળાવો ઢોલિયો ને વાંકા બોલે બોલ;
મોરલા તને મોતીએ મઢાવું, નમણાં લાગે વેણાં;
પીઠો કયે વાય મુંજા સજ્જનની વાતડી
ઇ નો કલેજા બળેથી કરે,
નીપજેલાં બેય સારાં નખતરનાં
દીધા બોલ ન પાછા ફરે.
દીધા બોલ ન પાછા ફરે,
એવાં શવેદી કોકિના જ શેણાં,
નીરખીએ નેણાં ત્યાં લાજીને મરે
પીઠો કયે વાય મુંજા સજ્જનની વાતડી.

વીરરસ :

ફટક ઘોડો ન ફેરવ્યો, ટટક ન કીધો ઘા;
નામ ન જાણ્યું લોકુંએ, બોય ધાંડે ના !
વલહા હાલે વંકડો, તો વંકા ચો વંક;
સીધા આગળ પધરો, રંકા આગળ રંગ.

દોઢસોક વરસ પહેલાં થઈ ગયેલ ચૂડા(સોરઠ)-ના આંબા ભગત અને શેતરંજના ગોવિંદ ભગતની વાણીઃ

અવળા જાય ઉચાળા, ગાઢાં રહ્યાં ચોરાય.

ગોવિંદ ભણે : ભણે સાચો તે વેરી કહેવાય.
રગડ પંથા, કામચોરાં, પેટમાં કાત્યુ વણી;
આંખો કડે આઘા-રાખો બાર બીજના ધણી
પ્રેમ પૂજીએ પરિબ્રહ્મ ને, ફૂલની બાંધી ફાંટું,
આંખો કયે આનંદ હૈયે, જમની ન હોય વાટું.

**સ્વ. કવિ કરણીદાન લીલા કૃત**

કષ્ટ હરન મંગલ કરન, અશરણ શરણ આધાર;
તું વરાકુળ તારન તરન, આપ લિયો અવતાર.
વાતું રૈશે વીર, વખન ઘણો નૃપ વીતતાં;
ક્ષણ ભંગુર શરીર, પડશે એક દી પુંજલા.

**પ્રાસ્તાવિક :**

મન મોતી ને દૂધના, ત્રણેય સ્વભાવ એક;
તૂટયા પછે ન મળે, લાખ વાને વિવેક.
કાન કુંભ કરમ, ગઢ–મઢ ભંડાર;
ફૂટયા તૂટયા નવ ભલા, ઢાલ તોપ તલવાર.
તૂટયે ફૂટયે પણ મળે, કુળ હોય કુંદન રીત;
ફૂટે શીશો કાચનો, જેવી નીચ સંગ પ્રીત.

o

પ્રેમપત્રના પણુગા : કંઠસ્થ : વ્યાસ માધવજી, મચ્છુકાંઠા.

શું તમને થાય, લખતાં વ્હાલાં વેણ;
સું પાંહેથી વરતી લ્યો, કાગળ કલમના મેળ.
સોના સમી પાતી થઈ, શાહી માણેક મોલ;
લેખન થઇ લાખની, તે લખતા નથી બોલ ?
પ્રીમત કળીમાં સરજિયા, સત-જુગીઓ છો નાણાં;
કપટ કાળજે ન આણ્યાં, એ પ્રીતના પરમાણા.

વધુ હું શું કહું, મન નહિ માનો દોષ,
સારા આ સંસારમાં, તમુથી અમ સંતોષ.

સ્વ. કવિ કરણીદાન કૃત :

એ ભવના કોઇ અંક, અધપત આડા આવતા;
ગણ કર દેચી ગાડાં, પેટ ન ભરવું પુંજલા.
કરમે કરમે કોય, પૂરવના અંકો પડયાં;
જાએ રાંધી ન જોય, પાણીં વાળી પુંજલા.

**અર્થ** : જાચકવૃત્તિથી કોઈને રિદ્ધિસિદ્ધિ હોય નહિ. હોય તો તેમાં પાણી હોય નહિ. એ તો કર્મનો દોષે કરીને જ કોઈ માગે.

o

વાલો થયા વામન, મહિપત બલિને માગતા;
જબરો ભગો જવેત, દિલ વત્તાથી દાદવા.
દિવ્ય કેવે દાતાર, કર ઉપર કર જે કરે;
એ પ્રભુ ઉપકાર, દુનિયા માથે દાદવા.

o

લોભી દેવા લાખ, મન મનસુબા કરે;
એન જૂઠ તુમાખ, જીયો ગણુવા જીવલા
ચાહે હાંકા ચ્યાર, કુંજર તોય કડકે નઇ;
ગહકે ગાઢા ગાર, જપટ નાહેરાં જીવલા.
માંગે નાગમગા ય, પડતાં પુંગી ચાપવાં;
રાફડનો રિઝય, જાસો રીઝે જીવલા.

હે જીવલા ! સામાન્ય નાગ નાગમગાથી રીઝે તોય કાંઈ ન વળે. પણ મોરલીના ચાંપવા ઉપર 'જાસો' જાતનો નાગ રીઝે ત્યારે જે નાગમગાનાં દાંળદાર ફીટે.

---

## દુહામાં સરિતા

ચડિયો કેમ તુંને આ ચાલો, ?
બીજા જેમ તમે નવ બોલો;
વેદ સમી હોય તારી વાણો,
બ્રામણ્ય થઇને કાં ભરમાણી
જૂઠા વાદ કરીશ મા જૂઠો,
ભાઇ ! પડીશ આખર તું ભોઠો;
નદી નીરનો અંત જ લીધો,
સીલ કડે છે ગ્યો છે સીધો.
ખલી અવસર આ તું ખો મા,
જરી તરી સામું તું જો મા;
સોરઠની નદીઓ આ સો મા,
ગણુતરીએ તું કયાંથી ગોમા ?
ઘણમૂલી કે' છે એમ ઘાણો,
તૂટયા સુધી કોઇ ન તાણો;
અભેમાન કદીએ નવ આણો,
કોણ ગરવ કરી કમાણો
સાચી વાત કદી નવ સારે, વાદીલાંને કોઇ ન વારે;
વેંતે પૂર પડે જે વારે, જમરી કે' છે જમના બારે૪૦

# દુહા : પાટણના જૈતસિંહ પરમાર ને સજનીની તથા સજણાના

સં. બાપલભાઈ ગઢવી

ફાગણ આયો હે સખી, વસિયલ અંગ દહંત,
મેરા પિવ પરદેશમેં, કૈસે ખેલું વસંત! ૧

આલી ગુમાન છાંડકે, ઉઠકર ખેલો ફાગ;
કલ પછતે હો બાવરી, ફીર નહિ એસા ફાગ. ૨

પિવ બિન જો રંગ ડારીએ, લાજત બનકે કાગ;
મેં સોહાગન શ્યામકી, ક્યોં નહિ લાજત ફાગ? ૩

પાટણ રંગમેં ડૂબ ગયા, તું યહાં બેઠી રોય;
પ્રીત કીની સો નિભાઇએ, આન દેખી મત મોહી. ૪

પ્રીત પિઉસે હો ગઇ, અબ નહિ આનસે હોય;
આનહીસે જો પ્રીત કરે, વો નહિ પ્રીતકી હોય. ૫

તેરા પિવ પરદેશમેં, ખેલે આનસુ ફાગ;
તું યહાં રોવત બહાવરી, વહ તેરા બડ ભાગ. ૬

મેરા પિવ મુજમેં બસે, વો નહિ મુજસે દૂર;
કઠોર બેન ન બોલીએ, સજની ભઇ હો ક્રૂર. ૭

લગન પિયુસે લગાઇ હે, ઊડ જા પિયુ કે દેશ;
વહાં ક્યોં ઠાઢી બહાવરી, સેવત કિન્હા કલેશ. ૮

બિરહા-વિશ તનમેં લગા, છીન છીનછીજંત શરીર;
જૈત તુમ્હારે દરશ બિન, લગા કલેજે તીર. ૯

પિયરા પત મેરી રખો, મેં આઇ તુમ પાસ;
અબ યહાં રહા ન જાવહી, લગી પ્રેમકી ફાંસ. ૧૦

મોરે પિયા મત રોઇયો. લાજત પ્રીતકી રીત;
પ્રીત જુગ જુગ જગમેંગે, વો નહિ કીજે અનિત. ૧૧

અબ તો આશિષ દીજિયે, હો રહી મુજકો દેર;
આન મિલ હો ઉસ દેશમેં, બાલમ તજે ન મહેર. ૧૨

સ્વામી તુમ સુજાન હો, મોરે તુમ ભગવંત:
તુમ બીન એ ભવાટવી, કબુ ન આવે અંત. ૧૩

સુરધર મરધટ દીયંતા, ચસકો પિયાકે દેશ;
અબ વો પાટણ ના રહા, જલ ગયો જોબનવેશ. ૧૪

પાટણ પ્રીત બિલાઇયા, ઉઠ ગયો ફાગ વસંત,
અબ તો પિયાકે દરસ બિન, વસિયલ અંગ દહંત ૧૫

ફાગણ તુ વેરી ભયો, કિન્હ પિયાકો આસ;
અબ હરિ એસા કીજીએ, આવે ના ફાગણ માસ. ૧૬

સજના તિહારે દરશ બિના, કૈસે જીવન પરમાર!
જગમેં એકલ જૈતકો, છાંડ ચલી મઝદાર. ૧૭

તુમ બિન મેરી કોન ગત, સુનહો પિયા ચિત્ત લાય;
દો નૈનાં નદિયાં બહે, હિયરા મીટે ન હાય. ૧૮

રોવત દિન મોરે બીતે, બિલખત બિતે ન રેન;
સજની તિહારી યાદમેં, બહત રહે દો નૈન. ૧૯

બિહલ નેન માને નહિ, કૈસે રહુ સમજાય;
પિયા તિહારે દરશ બિન, અસુવામેં અંપલાય. ૨૦

સજના સુખમેં સો ગઈ, જાગત હુવે પરમાર;
પિવ બિરહા પરદેશ ગઇ, પ્રીત કીન્હી બલિહાર. ૨૧

પાતી લખી પ્રયાણકી, અબ તો બુલાવા ભેજ;
બાણશૈયા તનમેં બની, પિયા બિન સૂની સેજ. ૨૨

નેહ લગાયે નિઠુર ભયે, બિછરે કહાં પરમાર;
અવધૂત હૃદય તુમ ન લહે, યહ બિરહા બિખધાર ૨૩

ફાગ રંગમેં રોંચ કે, ડૂબત ક્યોં મઝધાર?
બેરન ઉગરન આયગ, નૈના ખોલો પરમાર. ૨૪

સજની! વો સુખ અકથ હૈ, હરિસે મિલે દો નૈન;
સુધ ન રહે શરીર કી, ભોર ભયો કહા રેન. ૨૫

તેરી સૂરતકો દેખને, ભટકે તીરથ અનેક;
કહાં અવધ કહાં દ્વારિકા, બ્રિજ, ગોકુલ યહુ એક. ૨૬

રજપૂતા! વહ સૂરતકો, નૈના ભરભર દેખ;
વો સજના સનમુખ ખડી, પ્રીત પૂરવકી પેખ. ૨૭

મેરા પિયુ અવધૂત ભયે, સજની મંગલ ગાય;
મૃગજલ માયા છાંડકે, હરિસે પ્રીત લયાય. ૨૮

સજના! સંત સમાગમમાં, સુર દુરલભ સુખદૈન;
અબ તે હરિકે દરશ બિન, વિકલ ભયે દો નૈન. ૨૯

## દુહા સજણાના

સજણ! મ જાણે પ્રીત ગઇ, દૂર વસંતે વાસ;
દો નેણા આંતરે પડયું, (પણ) જીવ તમારી પાસ. ૧

અબકે જો સાજણ! મિલે, પલ ઇક છંડું ન પાસ;
રોમરોમ સે છિપ રહું, જ્યોં ફૂલનમેં બાસ. ૨

સજણા હું 'તું તું' કરૂં, તૂંએ લગ્ગી તંત;
થાકે તો મનમેં ન રહે મો મળવારી ખંત. ૩

સજ્જણ! ફળજો અંબ જ્યો, વડ જ્યોં વિસ્તરજો;
માસે વરસે જો મળો, રંગ હે કી રહજો. ૪

સજણ! ગુણ સમુદ્રસા, તરતર હિક્કી તેણ;
અવગુણ એટ ન સંભરે, રહું વિલોભી જેણ ૫

સજણ મળિયાં અદ્દભુત સુખ, બિછડિયાં વેરાગ;
સજણ એણી પેરે રખિયે, બ્રાહ્મણને ગમે તાગ. ૬

બ્રાહ્મણ પણ કબહુક મરે, તૂટ સુ જાવે તાગ;
સજણ! એણી પેરે રખિયે, શંકુરને ગળે નાગ. ૭

રાઘાવરકે કર વસે, પાંચો અક્ષર જેહ;
ધૂરકો અક્ષર દૂર કરી, રહે સો મારે દેહ. ૮

કાતી ધૂર ફાગણ વચે, જલકો લીજે દેહ;
સો માગત હું સજણા, જ્યોં બાપૈયા મેહ. ૯

સાધુ વેશ જામે વસે, વચ દીજે 'જી' કાર;
હમ તુમ એહજ રંગ હૈ, સો જાણત સંસાર. ૧૦

સજન બાત સનેહકી, પરમુખ કહી ન જાય;
મૂંગેકો સપનો ભયો, સમજ સમજ પછતાય. ૧૧

સજન બાત સનેહકી, પરમુખ કહી ન જાય;
સાગરમેં પાની ઘણો, ગાગરમેં ન સમાય. ૧૨

સજન દોરી પ્રીતકી, મસ તાણ્યે તૂટ જાય;
તૂટે પીછે સાંધીએ, બીચે ગાંઠ પડ જાય. ૧૩

સજન હમ તુમ એક હૈં, હમ સક્કર તુમ ઘી;
લીંબુસે ખટ્ટો ભયો, તરસન લાગે જી. ૧૪

સજન ચલે સિકારકું, ધર ઘોડે પર જીન;
મૈં જો ઐસા જાનતી, ચાબક લેતી છીન. ૧૫

સજન સજન મેં જ્યું, સજન કે મન ઓર;
ધિક પડો વો જીવકું, એક જીવ દો ઠોર. ૧૬

સજન દો મુખ મત કરો, દો મુખસે પત જાય;
દો મુખ કિયે પખાજકો, નિત ટકોરા ખાય. ૧૭

સજન હે સો કોસ બસ, દુરિજન ઘરકે પાસ;
મનમેં એસા જાનિયે, તો સજન ઘરકે પાસ. ૧૮

સજન ભેળાં બેઠકે, ચારો નેન મિલાય;
સંપત નો કબુપે મિલે, સમો મિલ્યો ન જાય ૧૯

સજના તું સુલતાન હે, ઉત્તમ તેરી જાત;
સજન સો કોસાં બસે, આન મિલાવે પાસ. ૨૦

સજન એસા જાનિયે, જૈસે સિરકે બાલ;
આપ જલે પર રીઝવે, તોય ન મેલે ખાલ. ૨૧

સજન એસા જાણિયે, જૈસે ફોફળ અંગ;
આપ કરાવે કટકડા, પરહી ચઢાવે રંગ. ૨૨

સજન તેરે દરસ બિન, સૂકત સબહી શરીર;
પાપી નેન સૂકત નહિ, ભર ભર આવત નીર. ૨૩

મેં જાણ્યું સજન પ્રીત ગઇ, પ્રીત જાશે મુવાં;
સુતારી-ઘર લાકડાં, વેર્યાં થાશે જુવાં. ૨૪

સજણ ચિણગી પ્યારકી, રહી કલેજે આગ;
જેસી ધૂણી અતીતકી, જબ ખોલું તબ આગ. ૨૫

સજણ સુવાણ્યું સ્નેહની, પરમુખ કહ્યો ન જાય!
મૂંગેકો સપનો ભયો, સમજ સમજ પછતાય. ૨૬

સજન સકારે જાયેંગે, નેનાં ભર ભર રોય;
બિધના એસી રેન કર, ભોર કબુ ના હોય. ૨૭

સજન એવા કીજિયે, ઢાલ સરીખા હોય;
સુખમેં તે પાછળ રહે, દુઃખમેં આગળ હોય. ૨૮

સજન વનવેલી ભલી, કરે ઝાડસું પ્રીત;
સૂકે પણ મૂકે નહિ, એ સજ્જનની રીત. ૨૯

સાજણ એવા કીજિયે, જેવા કૂવાના કોસ;
પછડયા પાણી દિયે, રૂદે ન આણે રોષ. ૩૦

સાજણ એડાં કીજિયે, જેવી કાંટાળી કેળ;
દૂધમાં સાકર ભેળિયે નો ભણે લિયે મેળ. ૩૧

સાજણ એડાં ધારિયે, જેવો ટંકણખાર;
આપ બળે પણ રીઝવે, ભાંગ્યાં સાંધણહાર. ૩૨.

# લોકાયતોના દુહા

ગોસ્વામી મોહનપુરી

સોરઠના સાધુસમાજમાં તારાઓ અને નક્ષત્રોની લોકકથાઓ પ્રચલિત છે, તેમ ભજનકીર્તનમાં ગવાતાં રાગરાગિણીની કુટુમ્બકથાઓ પણ સાંભળવા મળે છે. ભગવાન શંકરનાં જુદાં જુદાં અંગમાંથી જુદાજુદા રાગરાગિણીનો જન્મ થયો અને કેવી રીતે થયો તેની વાર્તાઓ મળે છે, તેમ શિવજીના જમણા હાથમાંથી નીકળેલો રાગ, ડાબા હાથમાંથી નીકળેલા રાગનો કુટુમ્બી કહેવાય એવા સંબંધો પણ જોડવામાં આવે છે. આવી જ રીતે કયો રાગ કેનો બાપ, ભાઈ અને પતિ થાય છે તેની કથાઓ પણ છે. કહેવાય છે કે બધા જ રાગોમાં દીપક રાગનું કુટુમ્બ સૌથી તેજ અને બળવાન છે. આ પરિવારનો મુખ્ય રાગ દીપક ફરતો ફરતો કાઠિયાવાડમાં આવ્યો અને કચ્છથી આવેલી કનહરા રાગિણીને પરણ્યો ! આ દંપતીને ત્યાં જોડિયાં ભાઈબહેન તરીકે સોરઠ–સોરઠીનો જન્મ થયો ! સમય જતાં સોરઠ રાગ 'ગરનારી' નામની રાગિણીને અને સોરઠી રાગિણી 'ગારા' નામના રાગને પરણે છે. સોરઠી અને ગારાનું સંતાન તે ચોપાઈ અને સોરઠ તથા ગરનારીનો દીકરો તે દુહો ! પાછળથી ચોપાઈ અને દુહાના વંશમાં જોડિયા, ઉખાણાં વગેરે જન્મ્યાં. આ વિશે એક દુહો છે :

આપજોડિયા ને ઉખાણાં, સોરઠ સોરઠી ચોપાઈ;
સુગપણે દીપક ઢાલ ઇ, સોરઠ ભોમ ખડાઈ.

o

દીપક વગેરે રાગ અને રાગિણીને ગાવા માટે નક્કી થયેલા વિષય તથા રસ હોય છે. અમુક રાગમાં અમુક જ રસ ગવાય એવી મર્યાદાઓ છે. જ્યારે દુહામાં ગમે તે વિષય અને રસને વર્ણવી શકાય છે. આ પરત્વે દુહા વિશેનો આ પંથકમાં પ્રચલિત એક દુહો, કોઈ બાવાના હાથે ફેરફાર પામીને, આમ બોલાય છે :

દુહો દળનો વેદ, સર્જનહારે સરજીઓ,
ઈમાં ભેદ નકર ભેખ, સાચું સોરઠિયો ભણે.

દુહો દળનો વેદ છે, એમાં અમુક વાત લખાય અને અમુક વાત ન લખાય એવા ભેદ નથી, તેમજ દુહો કોઈનો ભેખધારી પણ નથી ઈ તો સહુનો થઈને જીવે છે. રસ અને જ્ઞાનની સૂક્ષ્મ વાતો દુહામાં થાય છે. તેમ ભૂંડામાં ભૂંડી સ્થૂળ ગાળ દુહામાં જ કહાય છે !

સૌરાષ્ટ્ર–કચ્છના સાધુઓમાં કાપડી સાધુઓ સૌથી વિશેષ આખાબોલા હોય છે. સરમણ કાપડી અને ભૂરો કાપડીએ જે ભજનો અને દુહા લખ્યાં છે તેમાં કોઈ વાતનો રંજ રાખવામાં આવ્યો નથી. વારે વારે તુલસીપત્ર તોડતા અને સ્નાન કરતા ભકતની મશ્કરી અખાએ કરી છે, તેમ ગુહ્ય ભાગ ધોઈ મસ્જિદમાં નમાઝ પઢતા મુસલમાનની ઠેકડી મેકરણ કાપડીએ આવી રીતે દુહામાં ઉડાડી છે :

ઊંચો થિયો, નીચો થિયો, હથ દો કિયો હીં.
ઢેકી ધોઈ કુન્ડો થિયો, કાંઉ અલ્લા મિલંનો હીં?

o

આવા દુહાઓમાં સૌથી વિશેષ છૂટા દુહો ઈશ્વરને નહિ માનતા લોકાયતો (ચાર્વાકવાદીઓ) વિશે મળે છે. લગભગ બધા સૌરસાધુઓએ લોકાયતોની ઠેકડી ઉડાવી છે. સૌથી વધારે અશ્લીલ દુહાઓ લોકાયતોની વિડંબના કરવા માટે રચાયેલા છે. ઈશ્વરમાં ન માનતા લોકાયતો સોરઠની પ્રજામાં ઠઠ્ઠાનું પાત્ર બનેલા છે, જેમકે–

મન મેલાં તન સામળાં, કંઠે કેકારવ;
અરથ વગરના આરડે, ઇ ભેટાળે ભવ.

આ દુહામાં લોકાયતોની ઓળખાણ આપવામાં આવી છે : એનાં મન મેલાં છે અને તન પણ કાળાં છે ! લોકાયતોમાં માંસ મદિરા વ્યભિચારના બાધ નથી,

એટલે તનથી પણ 'સામળા' કહેવામાં આવ્યા છે. લોકાયતો આમ તનમનથી મેલા છે છતાંય એને કહે તો કેકારવ છે! એટલે કે મોટી મોટી જ્ઞાનવિજ્ઞાનની વાતો કરે છે! દુહાની બીજી જ પંક્તિમાં એની સ્પષ્ટ અને સાચી ઓળખાણ રજૂ થાય છે કે લોકાયતો આમ તો અર્થ વિનાની વાતોને આરડે છે, નાસ્તિક દર્શન એ અર્થહીન છે, જો એવા ભેટી જાય તો આખા ભવને ભેટાળી દે – સત્યાનાશ વાળી નાખે!

લોકાયતો પ્રત્યક્ષ પ્રમાણમાં માને છે, આથી તેમની વિચારશ્રેણીમાં 'પાપ' નામનો શબ્દ નથી! ધર્મ અને વહેવારની નજરે જે કૃત્યને પાપ માનવામાં આવે છે, તેને લોકાયતો પાપ ગણતા નથી. આ વિશે એક દુહો છે:

ખાવું પીવું સધરવું, નાવું નાનો જોઇ;
લોકાઈનોની ફોજમાં, પાતક એકે નોઇ.

લોકાયતો માત્ર ખાવામાં, પીવામાં અને સધરવામાં માને છે! 'સધરવું' એટલે એકમાંથી બે થવું, પ્રજોત્પત્તિ કરવી. લોકાયતો ક્યારેક જ નાતો જોઈને સ્નાન કરે છે એટલે કે બહુધા કરતા નથી, કારણ કે લોકાયતોની ફોજમાં કોઈ પણ વાતને પાતક ગણવામાં આવતી નથી!

આ લોકાયતો કેવા સ્વભાવના છે અને કેવી રીતે રહે છે એની જાણકારી નીચેના દુહામાં મળે છે:

આપામંથા ને મનભરાં રહે ટોળકાં ટોળ;
લોકાઈનોની ફોજમાં, રોગી ફોળાંફોળ.

લોકાયતો પોતાના મનસ્વી પંથના અને મન મુજબ રહેણીકરણી કરનાર છે તેઓ ટોળાંમાં રહે છે અને અંદરોઅંદર રોગી=માત્રા એકબીજાની ફેળાફેળ જ કર્યા કરે છે!

આ લોકાયતોનો પરમાનંદ અથવા બ્રહ્માનંદ કેમાં સમાયેલો છે? અથવા એ જેને આનંદ માને છે તે કેવો છે? આ વિશે ભીમદાસ નામના કોઈ સાધુનો દુહો મળે છે:

કાયા વસારે ગુમળું; ઇ લોકાંનું બ્રહ્મ;
ઇ ભરાણા પછે ભીમદાસ કે, મોજું માણે મન.

ગૂમડું પાકે અને જે આનંદ થાય એવા પ્રકારના આનંદનું લક્ષ્ય લોકાયતો રાખે છે. લોકાયતોનું બ્રહ્મ પણ આવું સ્થૂળ–પ્રત્યક્ષ છે! આ લોકાયતો ઈશ્વરને માનતા નથી અને એમ માને છે કે ચાર્વાક દર્શનથી ઈશ્વર અદૃશ્ય થઈ ગયો! ચાર્વાકને બકરી અને એના દર્શનને બકરીનું પાદવું કહી એનાથી સૂર્ય રૂપી ઈશ્વર ઠરી ગયો એવો વ્યંગ એક આપંજોડિયોમાં મળે છે:

બકરી પાદી ને ઠર્યો ભાણ,
લોકાંને દીધાં પવૈયે ઠાણ.

સોરઠી સાધુ આરો પડે પછી ઈ કોઈને મૂકતો નથી કે કંઈ કચાશ પણ રાખતો નથી! અહીં ચાર્વાક-દર્શન રૂપી બકરી પાદવાથી સૂરજ સમાન ઈશ્વર બુઝાઈ ગયો એવો વ્યંગ કરીને બીજી પંક્તિમાં ત્રેવડો વ્યંગ ઠોકે છે! લોકાંને એટલે કે લોકાયતોને આવાં આધાન કેવી રીતે રહ્યાં? તો કહે છે કે પવૈયાએ લોકાંને ઠાણ દીધાં!!

શૈવસાધુઓમાં અલ્લડપણું ભારે હોય છે. આ સાધુઓ કોઈ ગ્રંથિથી પીડાતા નથી. ગંભીરતા કરતાં મસ્તીમજાકમાં એનો સમય વિશેષ વીતે છે જગતને જોવાની એક હળવી નજર સાધુઓમાં છે. પોતાની આજુબાજુના સમાજમાં જેની વાત ન સમજાય તેના વિશે સોરઠા કે દુહા ઝીંકે છે:

લોકાં ફોકાં ને લવરિયાં, ઇ મન ફાવે ઈમ ગાય;
સમજ્યા વગરનાં સાંગલાં, ઇ ગાંગલાનાં ગીત ગાય.

લોકાં એટલે લોકાયતો, ફોકાં એટલે ખોટું ખોટું ધૂણતા વાદી વાઘરીઓ અને લવરિયાં એટલે ન સમજાય એવું ગાતા રબારી. આ બધા મન ફાવે એમ ગાય છે, એ બધાં સાંગલા (મૂરખ) છે અને ગાંગલા–(જેના ધડો નથી જેને કોઈ સ્વરૂપ નથી)–માં ગીતો ગાય છે!

શૈવસાધુઓમાં, ખાસ કરીને કોળી, આહિર, મેર, ચારણ જેવી કોમોમાંથી સાધુ બન્યાં હોય તેવા આ પંથકના બાવાઓમાં જોડકણાંનું પ્રમાણ વિશેષ જોવા મળે છે. પોતાની સાથે રહેતા લૂલ–ઠૂંઠા–કોણા સાધુઓની મજાક પણ તે લોકો દુહામાં કરતા હોય છે.

આવા દુહાઓમાં અશિષ્ટ ભાષાનો પ્રયોગ વિશેષ થાય છે, ક્યારેક તો પ્રખ્યાત સંતભક્તોનાં નામ જોડીને દુહા કે'તા હોય છે. જેમકે–

ફરતા'તા કોકની ત્યાં નીકળી પડી આપણી;
હવે............... એમ બોલ્યા ભૂટો કાપડી.

o

'કાણિયા નર કોક'ને લગતો દુહો આ પંથક-ના સાધુઓમાં આમ બોલાય છે :

કાંણો બાવો જો બને, દરિયા મીઠા હોય,
કીડી જણે કુંજરને, વિસવામિત્ર શરમાય,

જૂનાગઢ, દ્વારકા, સોમનાથના ત્રિકોણમાં દર પાંચ માઈલે એક ધર્મસ્થાન છે. એમાં રહેતા નાથ, નાગા, જંગમ, માગી જેવા સાધુઓ ચરસ – ગાંજો લગાવીને અનેક જાતની ચિત્રવિચિત્ર વાતો દુહામાં કરતા હોય છે. રસિકજનોને માટે આ અડ્ડાઓ ભારે વિનોદી સામગ્રી પૂરી પાડે છે. અમારા મંડળની સાથે અવારનવાર આવાં સ્થળોમાં જવાનું થયું છે. એમની વાતોમાં, દુહાઓમાં અને જોડિયાઓમાં સૌથી વિશેષ ઉપહાસનું પાત્ર નાસ્તિક બન્યા છે અને તે પછી અમારા જેવા ગૃહસ્થ બનેલા બાવાઓ. હનુમાનનો પૂજારી બ્રહ્મચારી જ હોવો જોઈએ, પણ પરણી જાય એટલે હસવાનું પાત્ર બને ! શૈવસાધુઓની જિંદગી એ મસ્તરામની જિંદગી છે, ઈશ્વરમાં માનતા હોવા છતાંય એમાંના મોટા ભાગના સાધુ લોકાયતો જેવા જ હોય છે !

**નોંધ** – 'શ્રીરંગનવરચના'માં અગાઉ શ્રી નાનાભાઈએ, 'ચાર્વાક દર્શન' વિશે વાતો કરેલી. મારા મિત્ર શ્રી પ્રતાપભાઈ સાથે એની ચર્ચા કરતાં મેં લોકાયતોનો એક દુહો કહેલો. એ ઉપરથી શ્રી પ્રતાપભાઈએ લોકાયતોના દુહા લખી રાખવા માંડયાં. એમના ટપકાવી રાખેલા દુહા આજ કામ આવે છે. લોકાયતો વિશે 'લોકાઈતોની રોજ' નામની લગભગ ચાલીશ દુહાઓ હોવાનું મનાય છે. જો કે અમને હજુ સુધી બે જ પ્રાપ્ત થયા છે.

–લેખક

---

## દુહામાં પક્ષીઓ : સં. જયમલ્લ પરમાર

### હંસ

હંસ કહે હંસની સૂનો, મોતી બિન નહિ ચાખ;
જાન ગઈ તો જાને દે, બાનેકી પત રાખ.
હંસા તો તબ લગ ચૂગે, જબ લગ દેખે લાગ;
લાગ વિહોણા જે ચૂગે, હંસા નહિ પણ કાગ.

### સારસ

સૂરા ! સારસ જેમ, બગવારે બેઓ રિયો;
હોય તો કહેને હા, નહિ તો નાકારો ભલો.

### કોયલ

અમે કોયલ તમે કાગ, લેણીની લેળપ નહિ;
ઘડીકનો ઘરવાસ, દાઝવું પડે દેગમશી.
કોયલડી કલવલ કરે, વનમાં તે અતિ ભીડ;
એ રત ઠાકર ચાલિયા, હેડે જોબન પીડ.

### મોર

શિર કાટું મેં મોરિયા, કાટુ શિરનું ફૂલ;
ગાજતી રાતે ગહેકિયો, હેડે લાગી હૂલ.
કુસટિયાની કોર, મરું પણ મેલું નહિ;
મરીને સરજું મોર અંપોદરને આડવે

### ચકોર

મીઠા બોલા ને મનહરા, ચાવા ને ચકોર;
આવો આપણ મળીએ જનમના કોરાધાકોર.
પૂછો ચાંદી ચકોરને, પૂછો જળચર કોય;
કાં તો પૂછો કમળને, સ્નેહી ગયે શું થાય ?

### ચકવી

આડા ડુંગર લોય ઘણી, તિયાં મળજે એમ;
મનથી ખિચણ ન મેલીએ, ચકવી દિનકર જેમ.

### સિચાણો

મન સિચાણો જે હુવે, પાંખા હુવે ત પ્રાણ;
જાય મિલિજે સજણા, ડાકીજે મહરાણ.

### બાપૈયો

બાપૈયા પિયુ પિહુ લવે, કોયલ સરવે સાદ;
એવી રતમાં પિયુ વિના, જીવ્યાનો શું સ્વાદ ?

# દુહા સોરઠીઆ : દુહાના દુહા, ભૂધરાના, વેરદાના, સૂરિયાના કાળિયાના, દેવડાના, ઇલિયાના, લાલા માલાંના, કુંચાળાના ને પ્રાસ્તાવિક

સંગ્રાહક : સજ્જનશી સુરૂ-

## દુહાના દુહા

નાહુ ગાણું નહિ ગીત, નહિ રાગ નહિ રાગણી;
વીંધે ચરરર ચિત્ત, બરડ બાંણુ બરડાઇનું. (૧)

અણુઘડ, ખરહટ અંગ જાડી એની જાતડી;
તીર કામઠડે તંગ, તાતું તીખું તીરછું. (૨)

ઉંડાણુવા એંધાણ, નહિ છબછબિયાં છીછરાં;
કુંણાં વીંધી કાન, આરૂં ભોંકે અંતરે. (૩)

નહિ જાનુ નહિ જાંગ, પેટ નહિ, પેટાળ નહિ;
લમણાંનો લઇ લાગ, ગોફળ ગોળો ગાજતો. (૩)

દિલડે દે'તો દાગ, તૂટયાં જીગર જાળવે;
તડતડતો તેજાબ, ઘામાં એ ઘારાં કરે. (૫)

છોગાળા કે છેલ, નહિ બાબચાં બુબલા,
માથાનાં મૂકેલ, ઘાયલ ઇ....ઘા .....જીરવે (૬)

દુહો ખેલે દાવ, જ્યાં જાંગીનાં ગડગડે.
જનોઇવઢા જ્યાં ઘાવ, માથાં લબડે ધડ લડે. (૭)

કાળોતરો કરડેલ, અવળી રૂંવાડી અંગશું;
દુહાનાં ડંખેલ, ઘેને ઘેઘુર આંખડી. (૮)

બીએ બજારૂ લોક; ધ્રુજે મંદિર માળિયાં;
ઝીલણીયાના ઝોક, વગડે હાક વગાંડનો. (૯)

બહાદુર સાથે બાથ, પાણી મકાને પરસ નહિ;
સિંહણુ - સિંહનો સાથ,
નહિ સસલાં-શિયાળિયાં. (૧૦)

મોકે દેતો માર. મોકો માથાં ફેરવે;
ખમતલ ખુંદણુહાર, સમે સાંચવે સાથરો. (૧૧)

દુહો ઢબુકતી ઢાલ નોંધારાની ઓથડી;
દુહો તાર ટપાલ, દુહો દૂત દરગાહનો. (૧૨)

કામણ કર્યા કમાલ, ખાંભી ખોડી ખડભડે;
પાણા કરે પ્રીતાળ, દુહો અમાંણાં દેશનો. (૧૩)

દુહો દશમો વેદ, સમજે તેને સાલે;
વિંયાતલની વેંણુ ઓલી વાંઝણી શું જાણે? (૧૪)

દુહો દેહીમાંય, ઉલટ વણુ આવે નહિ;
ખાવું ખોભાઇમાં, ભૂખ વિના ભાવે નહિ. (૧૫)

દુહો કરીએ ત્યાં જઈ, જયાં બેઠા હોય સુજાણ;
અધૂરો પૂરો કરે, ને પૂરો કરે વખાણ. (૧૬)

દુહો જાણે બે જણા, કામિની અને કુરંગ,
કુરંગ અરપે પ્રાણુને, કામિની અર્પે અંગ. (૧૭)

## દુહા ભૂધરાના

ભૂલ્યે ભાવ ધરે નહીં, નામ લીધે નેહ નોય;
ઈ કળી શકે ના કો'ય, ભાવ હૃદાનો ભૂધરા ! -(૧)

સરવાણી સાચી હોય તો, દકાળે ડુકેય નહીં;
પેટાળ પાપીયું હોય તો, ભખ ન દુઝે ભૂધરા ! -(૨)

પ્રેમનાં ઉમટે પૂર તયે, અણુ 'તારૂ' ઓબા. લિયે,
કોક 'તારૂ' તાગ લીયે, ભમરિયું વીંધીને ભૂધરા ! -(૩)

ડહકે આવે દેહ, તોય ઉંકારો નવ ઓચરે;
ઈ મારગ મૂકી મરે; ભડ નર સાચે ભૂધરા । (૪)

કાળજે કાળી વાઢય, તોય મોઢાં મરકતાં હોય;
એનું દુઃખ ન જાણે કોય, દિલ ભીતરનું ભૂધરા ! -(૫)

બીજાને બેલપ કરે પાથરી, પંડયના પ્રાણ;
ઇ જીવ્યા સાચું જાણું, ભવ સુધાર્યો ભૂધરા ! (૬)

મનથી જયાં મનડાં મળે, એની મોજું મેરામણ જાય;
પછી તનમાં ટાઢક થાય, ભારે મોંઘી ભૂધરા ! -(૭)

મીઠપ મોઢામાંય, કોક ફરતલ રાખીને ફરે;
ઉર અજવાળાં થાય, કોક ભેરૂબંધ ભૂધરા ! (૮)

વ્યાંસ પણ વાંચી ના શકયો, પ્રેમ હંદા પુરાણ;
ઇ લોયુંનાં લખાણ, કોક ભેદુ વાંચે ભૂધરા ! (૯)

પ્રેમનાં પ્રાગવડ હેઠય, કાંક પ્રીતાળુ પોઢિયાં,
રાતલ રડતાં રીયાં, બૂડે મોઢે ભૂધરા ! -(૧૦)

પ્રેમને વાચા હોત તો, જગત જોગી થાત,
હલકી હેમાળે જાત, ભગવાં પ્હેરીને ભૂધરા ! (૧૧)

## દુહા વેરડાનો

ફળ-ફળાદિક જોય, જાળવી, તન, જતન કરે;
નર ચરાંને નોય, વાલું માથું વેરડા. -(૧)
મળી જેને મોટપ ઘણી, કર્યું ન કોઈનું કામ;
ધર્યું રેશે ધન ધામ, વાહિ ખારાં જેમ વેરડા. -(૨)
વળતાં ભેળી વળે, જાતાં ભેળી જાય,
મે'ની માયા થાય, વરસા ભેરી વેરડાં. -(૩)
જેઠ કોરો જાય, ખડમાં ખટકે નહિ;
અષાઢ દી એક જાય, વસમો લાગે વેરડા. -(૪)
ભણકારો ઈ ભલા, શુરવીરને જ સોહાય;
માઠા માથામાંય, વસમો લાગે વેરડા. -(૫)
બેટો બાપ તણે. જો ચીલે ચાલે ના;
જનની કાંઉ જણે, વસરી લાગે વેરડા. -(૬)
વાર ન આવે વાએ, ઉછીનું ઉંજે કરે;
માછ મધજળ માંહિ, -કર વછૂટયું વેરડા. -(૭)

## દુહા સૂરિયાના

જળ માછને જાળવે; અવગુણ કરે અપાર,
વડાને વઢાર, સાયરને નોય સૂરિયા.....(૧)
નાગમગાને નાગ, ક્રોધેથી કરડે નહિ,
પડે અજાણે પાગ સર પર જો સૂરિયા. (૨)
નાગને કંડિયે નાંખિયે, હાથી કબજે હોય,
કીડી પાંજર કોય, સુણ્યું નોં'તું સૂરિયા. (૩)
કાપડ ફાટયું હોય, તાંણો લઈને તુનીએ
કાળજ ફાટયું હોય, એને સાંધો ન મળે સૂરિયા. (૪)
કાંસું ફૂટયું હોય, (તેને) રેણ દઈને રાખીયે;
કાળજ ફાટયું હોય, સાંધો ન લીયે સુરનાં. (૫)
ગાયે ખડ વાંઢે ગળ્યું, મોતી માછરા,
હિંદુ હાલેના, (એનું) પેટ કરેવા સૂરિયા. (૬)
ભગવો પેરી ભેખ, દેવું કેને દેખાડીયે,
આતમ અમણો એક, સંન્યાસી થયો સુરનાં (૭)

## દુહા કાળિયાનાં

જોગી ભોગી ને ભૂપ, મધરાતે માઠુ બને.
કળવાં એનાં રૂપ, કઠણ માનજે કાળિયા...(૧)
બહાર બળતર હોય, ઓસડ કરી ઓલાવિયે,
(પણ) અંતર બળતર હોય, કી' ઓલાયે કાળિયા.(૨)

## દુહા દેવડાના

છતે કુંજું કાળીયું, છતે ધોળા કગ,
ઈથીયે પાછેરા પગ, ડબરી બરાવે દેવડા....(૧)
મળીયા મું'ઢ ઘણાંય, મનસાગર મળીયા નહિ,
તેની તરસ્યું રહી તનમાંય, દીલ અમાંણે દેવડા (૨)
પાણાના પરસાદ, જાતે દિ' જાશે પડી,
એક સારપ ને સૌભાગ્ય, દેવાણંદ ડગશે નહિ....(૩)
ખાધું જાય ખપે, વાંધિયા વાય ભગ્યું
જહ જમવાર લગે, દેવાણંદ ડગે નહિ (૪)

## દુહા છલિયાના

પેલા પાનાવડ કરે જાં વાદળ વરહીતાં,
કણ કમોમ તણા, જમાં ઉગાડે છલિયા. (૧)
દસ કોસી દાતાર, પ્રાજેએ પનરા લગે,
નવખંડ નામોચાર એક તહાળો છલિયા. (૨)
જાં ભામાંથી ભીત, સાંય ચીત્રેવા કજુ,
તાં ચાવડો વડ ચીર, છલિયો આડો ફરે. (૩)
વડ જડ વરસતાં, પરથમ પાનાવડ કરે,
કણ કમોમના જાય ઉથડકી છલિયા. (૪)
દશ ગાવાં દાતાર, પેખો હો પનરા લગન,
નવખંડ નામોચ્ચાર અપડુ થારો છલિયા. (૫)
ભરિયા ધનભંડાર, ખરચ્યા વિણ જશે ખપી,
સદ કિરત સંસાર, અમર રહેશે છલિયા. (૬)
નીસરણી નંજધાર, ભામે ન વાલાં ભીત,
ચાવડો વડ ચિત્ત, આડો આવે છલિયા. (૭)
માંડળિકને મળતાં, પરથમ સાંગો થયો,
ચાવડા ચિનરતાં, આંસુ વરસે છલિયા. (૮)
મોમાને સૂજે નહિ, દીધા કેરા દાન,
(હું) પા માં લાખપસાવ, તો ઉપકારે છલિયા. (૯)

## નાગડા દલાલના દુહા

ચઢાવીને ચોખા રહે, હ્રાંયે મફતનો માલ;
હોવું નહિ જોવું નહિ, નાગા એહ દલાલ. (૧)

નજરાણો માગે નફો, ખોટ થીયે નહિ ખ્યાલ:
અધર પગ અન્યના કરે, નાગા એહ દલાલ –(૨)

જડે લાકડે ચાકડું, ઘૂમી વગાડે ગાલ;
વચમાં વેવિશાળિયા, નાગા એહ દલાલ. –(૩)

સર આપે સોનું કહી, હો પીતળના હાલ,
હક્સી ખાય હરામની. નાગા એહ દલાલ. -(૪)

પ્રભુ તણાં પિત્રાઈ બને, કહે ભવિષ્યની ભાળ,
ગ્રાહકનો ગુરુ નવ ચહે, નાગા એહ દલાલ –(૫)

મંત્ર મોહની મૂકતાં, તાજુબ રાખે તાલ,
ફસાવીને દે ફૂદડી, નાગા એહ દલાલ. –(૬)

કરજ કરાવે કારજે, બતાવી વૃદ્ધિચાલ,
હમે હરાજી સાંભળી, નાગા એહ દલાલ. –(૭)

રાજાને વાજાં કરે, નિજને થાવા ન્યાલ.
નીતિભ્રષ્ટ નૃપને કરે, નાગા એહ દલાલ –(૮)

જવાબદારી જોખમે, નિજને નહિ જંજાળ.
બીજાને બંધન કરે, નાગા એહ દલાલ. –(૯)

દુઃખમાં ભાગે દૂર જે, રસ ચૂસવા જ રસાળ,
નહિ પોતીકું પારકું, નાગા એહ દલાલ. –(૧૦)

## લાલા-માલાના દુહા

કોક વાત કરે ત્યાં, વચમાં પોતે બોલે,
લાલો કહે છે માલાને, તે તણખલાંને તોલે. (૧)

વગર નોતરે જમવા જઈને, સારું – નરસું બોલે,
લાલો કહે છે માલાને તે તણખલાંને તોલે. (૨)

કથામાં જઈ વચમાં બોલે, ડાહ્યો થઈને ડોલે,
લાલો કહે છે માલાને, તે તણખલાંને તોલે. (૩)

ઘરે ઘરે જઈને ચીજો માગે, રાંક જેવો થઈ બોલે,
લાલો કહે છે માલાને તે, તણખલાંને તોલે. (૪)

વેળા-કવેળા સમજે નહિ, ને વગર વિચાર્યું બોલે,
લાલો કહે છે માલાને, તે તણખલાંને તોલે. (૫)

જયાં-ત્યાં ધામો નાખી બેસે, વગર બોલાવ્યો બોલે,
લાલો કહે છે માલાને, તે તણખલાંને તોલે. (૬)

બધી વાતમાં ડાહ્યો થાવા, મોઢું ઘાલીને બોલે,
લાલો કહે છે માલાને, તે તણખલાંને તોલે. (૭)

સારું કોઈનું સાંખે નહિ, પેટમાં ઝાઝા લાળા,
લાલો કહે છે માલાને, એ બળતરાના ચાળા. (૮)

## દુહા-કુંચાળાના

ઉનાળે અગની ઝરે, પંથ કરવા પાળા,
વસતા ઘર વસિયો નહિ, કો'દી કુંચાળા. –(૧)

ચોમાસે ડોડી ચૂવે, પાણી પરનાળાં:
વસતા ઘર વસિયો નહિ, કો'દી કુંચાળા –(૨)

શિયાળે ટાઢયું સોપરે, હાલે હિમાળા,
વસતા ઘર વસિયો નહિ. કો'દી કુંચાળા –(૩)

## ગરથ વિનાનાં ગાંગલાં

જરનું જગમાં જોર, કેવળ જર વિણ કાંગલાં:
દ્રવ્ય તણો છે દોર, ગરથ વિનાનાં ગાંગલાં. –(૧)

નિરધનની નિરધાર ભૂતળમાં પગ ભાંગલાં;
સફળ ગયો અવતાર, ગરથ વિનાનાં ગાંગલાં –(૨)

વસવું ભલું વિદેશ, નાણાં વિણ જૈનાવળી;
દામ વગર શો દેશ, ગરથ વિનાનાં ગાંગલાં. –(૩)

## ગરજ સાકરથી ગળી

ગળ્યો જગતમાં ગોળ, ગોળથી સાકર ગળી,
એથી આના સોળ, ગરજ ગળી સાકર થકી. –(૧)

જે નમતો નહિ વેંત, અનમી એવો આદમી;
હાથ નમે ધરી હેત, ગરજ ગળી સાકર થકી. –(૨)

જેનું મુખ મલિન, જોતાં દીસે ઝેર સમ;
એને થવું અધીન, ગરજ ગળી સાકર થકી. (૪)

## જેના પર પ્રભુકૃપા થાય તેને

ધણ ચંગી ને ચંગો ધણી, ચંગો મંગનહાર;
ચંગા તારી રો ચાડીકો, તું ત્રૂઠે કિરતાર. –(૧)

રાગી, પાગી, ને પારખી, નાડીને વળી નિવાર;
એતાં વાનાં જો મળે, જોહર હોય હૈયા માય (૨)

દુરજન ડાગ લગાડવા, કર્યા કરે પ્રતિકૂળ;
પરમેશ્વર (જેનો) પાંસરો, મહાજન પણ અનુકૂળ.-(૩)
કરે કષ્ટમાં પાડવા, દુર્જન ક્રોડ ઉપાય;
પરમેશ્વર (જેનો) પાંસરો, વાળ ન વાંકો થાય.-(૪)
માથું ફૂટે માનવી, તયેં, પાવિયો પૃથ્વીપાય;
જો રેડે રાઘવો, તો નવખંડ લીલો થાય.-(૫)
જીતને તારે ગગનને, ઈતને શત્રુ હોય;
કૃપા હોય શ્રીરામ કી, બાલ ન ઉખરે કોય-(૬)
અરિનું દળ ઓછું બને. વામે વિઘન તમામ;
પ્રભુ, જેને પાધરો. કડવું ન તેને કામ.-(૭)
કરામત કિરતારની, જાણે બુદ્ધિ જરૂર;
રૂપ હોય કિરતારની, જોઈ લે તત્પુર.-(૮)

## ત્રણુ અલેખે જાય

ઘેલી તાણે ઘૂમટો, ચાકરડી શરમાય;
શોકય સાચવે છોકરાં, (એ) ત્રણે અલેખે જાય. (૧)
લાડ કરે અળખામણી, વડારણો વળ ખાય,
ગરજવાન ગુસ્સો કરે, (એ) ત્રણે અલેખે જાય. (૨)
માગે આદર મફતિયો, કાયર કીર્તિ ચ્હાય,
અણસમજુ અણુવર અને(એ)ત્રણે અલેખે જાય. (૩)
અડવો રાખે ઓઢિયાં, ગીત ગૂંગણો ગાય,
પાળો પરમારથ કરે, (એ) ત્રણે અલેખે જાય. (૪)
ઊંઘણશીનું આયખું, પામરની પટલાઇ,
વેરાગીના વાયદા, (એ) ત્રણે અલેખે જાય. (૫)
ટીલાં તાણે તરકટી, દંભી ગંગા ન્હાય,
પાખંડી મંત્રો ભણે, (એ) ત્રણે અલેખે જાય (૬)
અણગમતાં ઓવારણાં, વિશેષ ભલમનસાઈ,
વખાણ પોતાનાં કરે, (એ) ત્રણે અલેખે જાય. (૭)
બોથડ બાંધે બાખડી, અણઘડ અવળો થાય,
હાળી હાકોટા કરે, (એ) ત્રણે અલેખે જાય. (૮)
નમતું તોળે વાણિયો, દયા ખાટકી ખાય,
અભ્યાગત ઊંહું કરે, (એ) ત્રણે અલેખે જાય. (૯)
હલકટ ઈચ્છે આબરૂ, ખંધો જામીન થાય,
બાધો વરઘોડે ચડે, (એ) ત્રણે અલેખે જાય. (૧૦)
શઠની સાથે સરળતા ઠગ સાથે ઠકુરાઈ;
દુશ્મન સાથે દીનતા, (એ) ત્રણે અલેખે જાય. (૧૧)

---

## દુહામાં પક્ષીઓ : બપૈયો-કોયલ-મોર

બપૈયા કોયલ બોલિયા, તલખ્યાં મોરાં તે,
ઓતરખંડથી આવજો, મોંઘા થામાં મેહ.

### હોલો

ન હોય નો નભે નહિ, પૃથ્વી પાવરરા,
'કો'ક 'કો'ક કાનાણા !' હોલો ભાખે હમીરીઆ.

### ચીબરી

ડાબી ભેરવ કળકળે, જમણાં જાંગલ જાય.
લોડી ખંભાતણ ઇં ભલે, આ સંઘ દ્વારકા ન જાય.

### તેતર

અવળે શકુને આવિયાં, ડાબો ગણેશ થિયો,
મેડીપરને મારગે, રાવલિગો રણમાંરિગો.

### ઘેડ-ચીડ ને પારેવાં

સેરાં, મદવાં, ઘાયલાં, ગળતી માઝમ રાત,
ઘેડ, ચીડાં પારેવડાં, તિમ લાગે પગ્માત.

### બગલો

મન મેલા તન ઉજળા, બગલા સુંદર રૂપ,
તેથી તો કાગા ભલા તન મન એક જ રૂપ.

### ઘૂવડ

ચાતક ચકવા ચતુર નર, પ્રતિદિન ફરે ઉદાસ,
ખર ઘૂવડ ને મૂરખ નર, સુખે સુવે નિજવાસ.

### સુઘરી

સુઘરિયું સગા, કોડે માળા કરતિયું,
ગૂંથ્યો ગોલણિયા, ધન્યો તળાજા ધણી.

### ચકવો ચકવી

ચકવી ચકવેકો કહે, રેન પડે મન રોય,
ચલ ચકવા વહાં જાઇએ, જહાં રેન ન હોય.

### કાંકણહાર

રાણા જોને રાત, પૃથ્વીને પોરો થિયો,
ન સૂવે નીંદરમાંય, હૈયું કાંકણહારનું.

# સાજણશી સુરફત રા' માંડળિકના દુહા

રજૂઆત : રતુભાઇ રોહડિયા

[સાજણશી સૂર રા' માંડળિકના દસોંદી હતા. સાજણશી સુરના દુહા રા' માંડળિક વિષે પ્રચલિત કરતાં નવો જ ભાત આપે છે. એનું ઐતિહાસિક મૂલ્ય વિશેષ છે. આ દુહા શ્રી. રતુભાઈ રોહડિયાએ સાજણશી સુરના વારસદાર સજ્જનશી સુર પાસેના ચોપડામાંથી ઉતારેલ છે. સજ્જનશી સુરએ પોતાની પાસેના ચોપડામાંથી મોકલેલા અન્ય દુહા પછીનાં પાનાંઓમાં આપ્યા છે.]

નર નરેઉ નઇઅડ તણે, તૂ ધુમઙમલ ધાએ,
લાભેં ભલાં ભલાઇ, પગ ઉપાડે પાલઉત...૧

(હે મહીપાળદેવના પુત્ર માંડળિક, વીર એવો તું જ્યારે પગ ઉતાવળે ઉપાડીને સામો ધાયો ત્યારે નદીકાંઠાના (નંઇઅડ) નરો તારી સામે ટકયા નહિ. તું ભલાઈનાં વેણુ ખાટી ગયો.)

સૂજ ન ગુ સમથળ તણું, તૂ ગરે રે ગા૨
વેળી વાસણિઆ, પ્રાનાં એચે પાલઉત...૨

(હે મહીપાલના પુત્ર માંડળિક, તું પહાડ (ગિરનાર)વાસી હોવા છતાં તેં મેદાનના યુદ્ધની સૂઝ નહોતી ખોઈ, સમુદ્રની ભરતી માફક રીઝેલા તેં શત્રુઓના પ્રાણ જ ખેંચી લીધા.)

પડ સદીઓ પાસા, ઉપરે આરાળે કરે;
ન ઇઓ નીછટતાં, પુત્ર તાળા પાલઉત...૩

શસ્ત્રોની અણીઓ (આરાલે=આર=અણી આરાળે=આર, અણી વાળાં, મતલબ કે શસ્ત્રો) વડે તે મેદાન(પડ)માં સારો પાસો નાખ્યો, જે ફેંકતાં પાછાં ન વળ્યો. મહીપાળદેવના પુત્ર માંડળિક, આવી તારી પહોંચ (શક્તિ) છે.

કાબરીઓ કેતલાં, ભડ ભાળે મોં ન કારાં;
માંડળિક મેરણ, પુછ ન કારાં-પાલઉત. ૪

(મહીપલદેવના પુત્ર માંડળિક, તેં કાબરચીતરા પઠાણોને કાપી કાપીને કાતળાં કાતળાં કરી નાખ્યાં. જ્યાં જોઈએ ત્યાં વીરોના મુખે લડવા માટે નાકારો કળાય છે. એમ માંડળિક આગળ છે. અને પાછળ લડવાના સવાલ(પૂછ)ના જવાબ નાકારો સંભળાય છે.)

કવ તે ગામેતી કિઆ, બુ આરી વસરાં,
ભાવઠ ભાંજેનાં, મોટાં પાખે માંડળિ(ક)...૫

(હે માંડળિક, મોટા પુરુષો વગર ગુણીજનોની ભીડ(ભાવઠ–દ્રારિદ્રય) ભાંગતી નથી. ઘણા વસમા સમયમાં સપડાયેલા કવિઓને તેં ગામધણી કર્યા છે.)

કાંની કનજ ગઇ, વીસવસાએ વાઈ;
માંડળિ(ક) તું મળે અધિક લાભિ આપણું...૬

(હે માંડળિક, સાચે સાચ (વીસવસાં) એ વાત (કાંની=કહાણી) વાએ ચડીને કાનોમાં પ્રવેશી છે કે તને મળવાવાળા કવિલોકોને તું અધિકાધિક લાભ આપનારો છો.)

જિ વેસ લાવીઆ, ગાઢાં ગગનાંચળ ધણી;
કે રેલેઆં રામાઇ, નુઇ માંડળિ(ક)...૭

(દઢ અને ગિરનારના ધણી એવા રા' માંડળિક, તને રીઝવવા કંઈક વેશધારીઓ આવી ગયા, પણ નારીવેશ (રામા=રત્રી=રામાઇ=સ્ત્રીવેશ, સ્ત્રૈણપણું) પર રેલાયો (રીઝયો) જ નહિ.)

તુ પેખેઆ પખે, સખ રખે સા જાણતુઃ
રુધલ રોગે ઘણે, માંડળિક(ક) મળિ ન સગા. ૮.

(હે સગા, હે માંડળિક, તને જોયા વગર જ સુખ મનવી-રાખી સારુ જ (સા) જાણતો હતો, હું ઘણા રોગોથી ઘેરાયેલો છું. હે સગા, તું મને મળીશ (ભેટીશ) નહિ.)

સમદ સરીર તણા, વડ કઠ વીસાસીએ નઈ;
અમ ગળ અણ મળેઆં, માંડળિ(ક,રખે મળે તું...૯

(શરીરના સંબધો તો વડના કાપટ (વંડકડ) જેવા તકલાદી છે, એના વિશ્વાસ ન કરીએ. ત મળવામાં યે અમંગળ (મારું મરણ) નિશ્ચિત જ છે, તો હે માંડળિક, તું મને મળીશ, (ભેટીશ) નહિ.)

સધે ગોરખ સુતાં પછુ, તૂ જાગાંતલ જાણુ;
રાખને રહીએ રાણુ, માંદરે,માંદરે માંડળિ(ક)...૧૦

(સિદ્ધ યોગી ગોરખનાથના સૂતા પછી મેં તને જાગનારો જાણ્યો છે. હે રાજા,-હે માંડળિક, હવે તું રાખે તો અમે મહેલોમાં (માંદરે=મંદિરે=મહેલોમાં) રહીએ.

દુઓ દતિ પાખે, ખંડે ખાંધે ખૂની થીઉ;
ઉગ રાખે એચ, તૂં મેવાસીએ માંડળિ(ક).. ૧૧

(દાતારી વગર દુહો; બધે સ્થળે (ખંડે ખાંધે) ખુની (ગુનેગાર ) થયો છે. તેને ખેંચી લઈને તેં મેવાસીઓ (લૂટારું લોકો=તાત્પર્ય કે અસંસ્કારી, નીરસજનો) પાસેથી ખોળમાં=ગીરો રાખ્યો છે.)

ધારાળે ધારણુ સુત, રેતુ રોધ તણેુ;
વાએ વીખ ડગે, મોદળ ડગે ન માંડળિ(ક). ૧૨

(હથિયારોં, અને શસ્ત્રધારીઓ સહિતનો ઘણો અવરોધ રહ્યો હતો, પણ હે માંડળિક, એવા શસ્ત્રવર્ષાનાં વાવાઝોડાંથી વૃક્ષો (વીખ) ચલાયમાન થયા, પણ કાંઈ ગિરનારરૂપ તું ડોલે નહિ.)

ધરી ધરણે ગા,, ધારાળે ડળેઆ પછુ,
કઢે આભે અસા, માંડળિ(ક) માથા પેલા....૧૩

(હે માંડળિક, પૃથ્વી પર તરવારની ધારોથી કપાયેલ પછી શિરાને પૃથ્વી પર રાખીને આકાશમાંથી તેં (ધડને યુદ્ધ કરતું નિહાળવા) તારું માથું કાઢ્યું.)

તાણી તેં મેછો તણે, માથે સજડ મરે;
ઉદ્રાવે ઉધએ, માટ લેટતાં માંડળિ(ક) . ૧૪

(હે માંડળિક, તું તુર્કો માથે તરવાર તાણીને પડયો અને મરાણો. આ યુદ્ધો વડે તેં અનેક શિરોરૂપી માટલાંઓને રણભૂમિમાં રડવડતાં કર્યાં.)

ઉઠ પે તુ ઇડર તણો, મરઇ મેછ તણો;
ધારાળે ધરેઆં માથાં રજ રજ માંડળિ(ક) ૧૫

(હે માંડળિક, જ્યાં તેં ઈડરમાં પગ (પે) ઉપાડયો, (યુદ્ધનું પગલું ભર્યું) ત્યાં મલેચ્છોનું સૈન્ય મરાઇ પડયું, એમનાં માથાં શસ્ત્રોની ધાર પર ધરીને પ્રહારો વડે રજ રજ જેવડા ટુકડામાં કપાઇ પડયાં.)

આતલ ને ઇડર તણિ, પાધરે પંછેર કિઆ;
વાઢિ વસરાં રા, મેછાં રેઆ માંડળિ(ક)...૧૬

(હે માંડળિક, ઈડરના યુદ્ધમાં તરી સામે આવનારા સુલતાનના સવાશેર મુસલમાન સરદારોને તેં ઈડરને પાદરે પાશેરના કરી દીધા; હે રાજા, તેં એ વસમા કહેવાતા વીરોને વાઢી-રહેંસી નાખ્યા.)

લાખે ઉપરે લા, સુ દરે નીસરતાં નરે,
આંકે કુણુ અણુઆંક, પ્રાણુ તાળા પાલાઉત..૧૭

(હે મહીપાલદેના પુત્ર માંડળિક, હે નર, તેં દરવાજો (દરે) ખોલીને નીકળતાં સાથે જ સુલતાનના લાખોના દળ માથે લા નાખી. હે અણુઆંક (ગુલામીના ચિહ્ન વગર)ના આત્માવાળા રાજા તારા પ્રાણને પરતંત્રતાના આંક (નિશાન) વડે આંકી શકે એવો કોણ છે?).

વસરા વીરાતન તણું, પડે તુ એવેઉ પેચ :
તું મારીતાં મેછ, મસ ન ડગેઉ માંડળિ(ક)...૧૮

(વસમા વીરરસનો તને એવો તો આંટો (પેચ) પડી ગયો કે મલેચ્છોને મારતાં (અને વેરીઓને હાથે મરાઈ જતાં) તું જરા પણ ડગ્યો-ચળ્યો નહિં.)

અંગ એહાં ઉધાંણુ, વાસણુ વઢિ તાહણી,
સમીઓ સોરઠ રાંણુ, મૂછો જેહી માંડળિક(ક) ૧૯

(હે માંડળિક, તારી યુદ્ધની રીઝને ધન્ય છે કે તારું અને વેરીઓનાં શરીરો ક્રમશઃ યુદ્ધોત્સાહ અને આયુધના ઘાવો વડે ઉઘાડાં થઈ ગયા. ક્ષત્રિયધર્મની મૂંછો માફક ક્ષત્રિયોનાં છત્રીશેય કુળોમાં, હે સોરઠપતિ, તું શોભ્યો (સમીઓ) સમાયો.)

સત્ર વસ ગિઆ, ના, પે સૂં પડે પેસ કરે,
જિકોએ જાળ તણા, માછવાહારી માંડળિ(ક)...૨૦

(હે માંડળિક, જાળમાં સપડાયેલાં માછલાંઓ માફક તું શત્રુને પગે પડી, ખંડણી ભરી તાબે થવા માટે આવ્યો જ નહિ.)

# દુહા દાદા ખાચરના : શામળા–સ્મરણમાળા

સં. મોટાભાઈ ગઢડાવાળા

સમરું દેવી શારદા, પ્રથમ નમું પરમેશ,
રાધેશ્વર રિઝાવવા, મારી ભેર કરો ભાવેશ. ૧

વ્હાલા શ્રાવણ વદની, આઠમ બધ અધરાત,
તું જનમ્યો જગતાત, સોળ કળાયે શામળા. ૨

હસતે મુખ ભાળ્યો હરિ, તને બાળ સ્વરૂપે બાપ,
ત્યાં તો તનડા કેરા તાપ, સંધા ટળ્યા યે શામળા. ૩

ડગ બલિના દેહ પર, તારા વેરાટના વધ જાણ્યુ,
એથી ભાખડીયા ભગવાન, શોભીશ હાલતાં શામળા. ૪

દેવકીજીનો દીકરો, તને કોક કોક કહે છે કાન:
પણ ભણાણો ભગવાન, સાચો જશોદા શામળો. ૫

રાધેવર રીઝ્યા વિના, ટળે ન શરીરના તાપ,
તારી મેલપ વિના બાપ, સાવ નકામું શામળા. ૬

અનાદિનો આપણે, નટવર છે નાતો,
એની વિઠ્ઠલ કરું વાતો, મને સાંભરે એટલે શામળા. ૭

નવલખં ધેનુ નંદની, તું ચારતો મારી સાથ,
તે દી ભેળા બેસી ભાત, તું શોખે જમતો શામળા. ૮

શોખે ગાયું ચારવા, જાતા જમુના તીર,
ઈ વાલપ મુપે વીર, છે તમારે શામળા. ૯

તે દી દશક ધેનુ દૂજતી. એમાં એકએ દોતા આપ,
તે દી બોઘડાં ભરતાં બાપ, ઘેડ ધમોડે શામળા. ૧૦

ત્યાં સૌ ગોવાળિયા સામટા, તું કરતો ભેળા કાન,
તે દી ભગડ તુ ઇ ભગવાન, આપણ સાથે રમતા શામળા.૧૧

ભૂદર જતો ભણવા, તે દી ડાકર હતો બહુ ઠોઠ,
તારી નટવર લખતો નોટ, ઈ હું સુદામો શામળા. ૧૨

ભાજી ખાધા ભાવથી, તમે મારા થયા મેમાન,
તે દી વિદુર હું વદજાણ, તારાં ચરણ ધોયા શામળા. ૧૩

દર્શન દીધાં દાસને, તેં બળવંત કેરવી બાર;
ઈ ડોલવો હું કિરતાર, મારી સામું જોને શામળા. ૧૪

પડે બંધાવી પાઘડી, મારી લખપત રાખી લાજ;
ઈ માંડણ હું મહારાજ, જોને સૂરત સામું શામળા. ૧૫

ઝૂડે ગજને ઝાલિયો, તે દી વિપુલ કરેલ વાર;
ઈ ગરૂડ હું ગિરધર, તારી સાથે દોડેલ શામળા. ૧૬

ગાયો જે દી ગોવિંદા, મેં કેદારો કિરતાર;
તે દી હરિ પેરાવ્યો હાર, ઇ છું નરસૈયો શામળા. ૧૭

થંભ ધગી રાતો થયો, તુંને પોકાર્યો પ્રહલાદ;
સુણી ભગતનો સાદ, તું સાવજ રણક્યો શામળા. ૧૮

ખાંડણિયે લઈ ખાંડિયો, મને ચંગાવતીએ શ્યામ;
તે દી નટવર રટતો નામ, ઈ હું ચેલૈયો શામળા. ૧૯

બચ્યાં જે બિલ્લી તણાં, જલતાં અગન જે;
તે દી મિંયાઉ મિંયાઉ કરી મેં તને સાદ કરેલો શામળા.૨૦

ગઢ પર ગઢ તારું ગણ્યું, મારી અંતર પૂરી આશ,
હું દાદો ખાચર દાસ, ને તું સેજાનંદ શામળા. ૨૧.

દર્શન દિયો દાસને, અને છોડો ભવવત ફંદ;
નટવર દેવકી નંદ, હવે શીદ સતાવો શામળા. ૨૨

વ્હાલા વસુદેવજી, અને દેવકી જેલડુકા;
તે દી ભોગજના ભૂકા, સોંપે કરિયા શામળા. ૨૩

પગલિયે પાગલ બન્યો, ઘુઘરાટે ઘનશ્યામ;
અંતરના આરામ, હવે અળગો ન મૂકું શામળા. ૨૪

વાલો મુને વિઠ્ઠલા, તું કાનુડા કેવા,
માતા જશોદા જેવો, તું સાચું માને શામળા ! ૨૫

મોહન નાને મુખડે, મારે ચુંબન લેવાં ચાર,
વૈરાટ રૂપ વધાર, તો શું સમજવું શામળા ! ૨૬

ત્રિલોક પર પ્રીતિ વધે, એવું રાઘવ રૂપાળું,
કિશન અંગ કાળું, પણ છે મરમાળું શામળા. ૨૭

મોહન તારી મૂર્તિ મને વા'લી ઘનશ્યામ;
હૃદય વચમાં રામ, તને સદાય રાખું. શામળા. ૨૮

સ્મરણ કરતાં શ્યામનું ઘટફૂલે ઘનશ્યામ;
નટવર તારું નામ, છે બહુ વા'લું શામળા ૨૯

તું વિનાનું ત્રિકમા, કોઈ નહીં કિરતાર,
સ્વાર્થમય સંસાર, સગો તું એક જ શામળા. ૩૦

રટણુ તારું રાતદિન, હેતે - કીધું હોય;
નટવર વિના ન હોય, મને સરગ તેડું શામળા. ૩૧
જીવ અને જમરાજને, હાકલ થાતી હોય;
નટવર વિના ન હોય, મને સ્મરણ બીજું શામળા. ૩૨
જીવલડો જગ જાળમાં, ભૂલેય જો ભરમાય;
તો વિઠ્ઠલ વસે કાય, મને છોડાવજે શામળા. ૩૩
અંત વેળાએ એકલો, નટવર આવીશ ના;
ભેળાં રાધામા, તું સાથે લાવ્યે શામળા. ૩૪
નટવર તારું નામ, મને બચપણથી વા'લું;
તો કોને જઇ કહું, મારી સાતભ વાતું શામળા? ૩૫
ગોવિંદ ગરીબાઈના, તને ખાવિંદ હોય જો ખ્યાલ;
તો નટવર કરજે ન્યાલ, સંતાપીશ મા શામળા. ૩૬
તારા ગણાયે ત્રિકમા, એને સંતાપીશ નહીં શ્યામ,
ઉલક ને આરામ, શીદ આપે છે, શામળા. ૩૭
વેવાર વિટંબણુ તણું ભૂદર હોય જો ભાન,
તો ટાળવા દુઃખ તમામ, સમર્થ છો તું શામળા. ૩૮
ન્યાલ કરતલ તું નહીં, તું વસુલાતી વાલ,
તું છો દીનદયાળ, મારી છેલ્લી કોરટ શામળા. ૩૯
વાલા અપીલ વાંચીને, આપો ચુકાદો આજ,
પછી મુદત વીતે મારાજ, સાવ નકામું શામળા. ૪૦
કાળજની કોને જઈ, મારે વિઠ્ઠલ કરવી વાત,
તું વિના જગતાત, કોણુ સંકટ મટાડે શામળા. ૪૧
તને ગમે જો ત્રિકમા, તો કરજે મારાં કામ,
રે'જે મુંપે રામ, સદાય રાજી શામળા. ૪૨
તું કસોટી કેશવા, હું શુદ્ધ સોનું ઘનશ્યામ,
કસ મેલી જો કાન, તને શક પડે તો શામળા. ૪૩
વેણુનાદની વિઠલા, જંખના છે જદુવીર,
તો જઈને જમના તીર, મારે સાંભળવી શામળા. ૪૪
તેં પૂરેલું ત્રિકમા મામેરું મહારાજ,
કુંવરબાઈને કાજ, તું શેઠ બનેલો શામળા. ૪૫
ઘટકમાં દાડીએ હવે, શામળાને ચૂકું નહીં,
નાતે નરસઈયાને, તું શેઠ બનેલો શામળા. ૪૬
ભૂવણુના ભણુતા હત, એનું નેસમાં જાશે નામ;
ત્યાં તો લીલા સાટુ લીન, એ સૂકલ ફાલ્યો શામળા. ૪૭
લાજ જાશે લાલા તણી, એવું કેશવ તેં કળિયું,
ત્યાં તો ધીંગી ધબોળિયું, તેં સાદ પુગાડી શામળા. ૪૮
તારે ભરોસે ત્રિકમા, નીમાં ભગતને નાથ,
એનું હેતે લાંબે હાથ, તેં છાપર ચાબ્યું શામળા. ૪૯
નૃપતિ બરકે નાઈને, ગયેલ ભગત ગામ,
ઘાંઈજો થઈ ઘનશ્યામ, તેં ચાંપેલ પગને શામળા. ૫૦
મજા કર તું માવજી, પણુ કેતુ થાય હેરાન;
એમાં કહીયે તોરી કાન, શોભા ન વધશે શામળા. ૫૧
ગોલા અને ગરીબડા, બેઉ એક હાંકણે હાંક;
ઈ કંસ મામાનું કાંક, તુંમાં સટકું રહી ગયું શામળા. ૫૨
નટવર હતો બહુ નાનકો, તે દી ચોરીને પાતો છાશ.
ઇ ખટપની ખુમાશ, તને ચડી મગજમાં શામળા. ૫૩
મોહન છે મારે ઘરે, ગોકુળમાં ચરણુ ગાઉં,
તો પ્રેમે દૂધડાં પાઉં, તુને શેડકઢાં હું શામળા. ૫૪
સુદામાવાળા શ્યામ છો, વાલમ તાંદુલવટ;
જમવા આવો ઝટ, સોખમણુ વિના શામળા. ૫૫
એઠું ખાવાની આપને, જો હૈડે હોય હામ;
તો શબરી જેમ ઘનશ્યામ, હું ચાખી પીરસું શામળા. ૫૬
ભીલડીને ઘેર ભાવથી, એઠું જમ્યા'તા આપ;
ઈ બોરાં જેવો બાપ, તને શીરો જમાડું શામળા. ૫૭
ભાજી ખાવા ભાવથી, તમે મારા થયેલ મેમાન,
તે દી વિદુર હું વદ જાચુ, તારાં ચરણુ ધોયા શામળા. ૫૮
ભાવેણુા તું કોક દી, ભૂલો પડ ભગવાન;
મારો કરી મેમાન, તને સરગ ભુલાવું શામળા. ૫૯
મુંજાઈશ મા તું માધવા, તું થા મારો મેમાન,
કંટ્રોલ પણુ છે આજ, તને શેરો ખવરાવીશ શામળા. ૬૦
સુદામા વાળા શ્યામ છો, મારે વાલમ તાંદુલવટ;
તો જમવા આવો ઝટ, સોખવણુ વિના શામળા. ૬૧
દાતા બનાવે સબ દઉં, પણુ કંગાલ બનાવીશ કાન,
તો ભીખ માગીશ ભગવાન, ચરણુરજની શામળા. ૬૨
સાગર જળ સંસારમાં, મારું વમળ ચડેલું વાણુ;
તું છેવટ મળિયો કાન, સફરી તારણુ શામળા. ૬૩
શરદ પૂતમની રાત, રમિયલ નટવર રાસ;
તે દી માવા રેન છ માસ, મોડી કીધેલ શામળા. ૬૪

ગોવિંદ આવીશ ગોતવા, તને કૂંજગલીમાં કાનઃ
એમાં ભૂલો પડું ભગવાન, તો સામે આવજે શામળા. ૬૫

બોલાવ્યો બોલે નહીં, ઓલો બ્રાહ્મણ કંઈ ભટકે;
પણ રોહીદાસને રટકે, તું શોધે આવેલ શામળા. ૬૬

તો આજે ટીટોડિયે, મેલ્યાં ઈંડાં કાન,
ભારત પતે ભગવાન, તેં સોંપેલ ઈંડાં શામળા. ૬૭

વખ થઈ પીધા વિઠલા, મીરાંના મા'રાજ,
લજ્જાળા મેં લાજ, સોંપી તુને શામળા. ૬૮

તેરો ભરૂસો ત્રિકમા; નટવર કાયમ નાથ,
હવે હરિવર ઝીલો હાથ, સેવક ડૂબ્યો શામળા. ૬૯

તેં મોરલિયે ત્રિકમા, મારાં ઘટ વીંધ્યાં ઘનશ્યામ,
એને રૂઝર તું મા'રાજ, વૈદ્ય બનીને શામળા. ૭૦

વીંધવા ઘટતું વિઠ્ઠલા, શીખ્યો તું સરદાર,
પણ કર મારો ઉદ્ધાર, તો સાચો વૈદ્ય શામળા. ૭૧

નંદના કુંવર નીરખ્યો, તને સરકલતો મા'રાજ,
ઓળઘોળ થઈને આજ, સૂરત નીરખું શામળા. ૭૨

જાયો જશોદા તણો, કસટ મેટણ કાન;
તું ભેરે છો ભગવાન, હવે શેની ફકયું શામળા ! ૭૩

અધ ઘડિયે અળગો નહી, ભજતાં પડિયેલ ભાસ;
તો વેરાટ રૂપે વાસ, છે સઘળામાં શામળા. ૭૪

ભૂદરને ભજવા તણી, તલભર તજું ન ટેક;
હારલ વાળી હેક, તું શીખ્યો ગતને શામળા. ૭૫

ભગતી આપે ભૂદરા, તું દાતાર હું દીન,
મનડું મારું મીન, તું સાયર મીઠો શામળો. ૭૬

બસડાં મેલ્યાં બેટમાં, જેની મીટડિયું માતા કને,
એવાં કુણાં કુંજડ જ્યાં કોમળ કલેજાં શામળા. ૭૭

જુઓ મૃગ જંગલ તણું, ઓલ્યું જાતિરૂપ ન જાય,
એને ભાગે ભોંઠપ થાય, શુદ્ધ બીન વાગે શામળા. ૭૮

પવન મન પોગે નહિ, તોરી ગતિને ગોપાળ,
પણ ભગતને ભગવાન તારું સેજે મળવું શામળા. ૭૯

ગત જોખ્યાની ગોવિંદા, હાકમ તોરે હાથ,
પણ નમતું ન દે નાથ, તુ સમતોલ રાખે શામળા. ૮૦

સકળ્યા અબીડાઈથી, ગુણ મનુષ્યના ગાથ,
ભૂલમાં ગોથાં ખાય, એને સમજણ દેજે શામળા. ૮૧

નાનપણમાં ભૂલ્યો નહીં, કરવાં ચોરીનાં કામ,
ચૂક પડી ઘનશ્યામ, ત્યાં ચિત બગાડયું શામળા. ૮૨

ક્રિષ્ન ક્રિષ્ન કિશના, તુને બોલતાં ન હોય બાદ;
તો સરવો કરીને સાદ, તારી સન્મુખ ઊભો શામળા. ૮૩

સંસાર ફૂલ ચંપા તણું, હું કે દી ન ઝાંખું કાન,
હું ભ્રમર છું ભગવાન, તારા ચરણકમળનો શામળા. ૮૪

અમી ભરિયલ આંખથી, જે ઝંખીશ તું જદુરાય,
ત્યાં ભવદુઃખ ભૂકા થાય, શ્યામ રાધાથી શામળા. ૮૫

ભણેલ કવિયો ભૂજના, તોરી કવિતા કરશે કાન;
હું તો અભણને અજ્ઞાન, તારાં ચરણ સેવીશ શામળા. ૮૬

અલંકાર ધ્વનિ કે ઉપમા, હું લક્ષણ ભણ્યો ન લગાર,
પણ કોહે તારો કાન, અજબ નેહ છે શામળા. ૮૭

રામસાગર રદયો બન્યો, એમાં ત્રિકમ બોલે તાર,
આ સુખમય સંસાર, મને સારો ન લાગે શામળા. ૮૮

પીળી હેઠ પાતાળથી, કરતી ખડા કાન;
ત્યાં ભેરૂ મળ્યો ભગવાન, ચોપાટ જીત્યે શામળા. ૮૯

મળિયો દેહ માનવ તણો અને ભજ્યો નહીં ભગવાન,
ઈ કરમહીણાની કાન, શું ગત થાશે શામળા ? ૯૦

તેં કીધા વસુદે તણા, પૂતનાનાં પયપાન,
ત્યાં ભૂલી ગયો ભગવાન, સબંધ માસીનો શામળા. ૯૧

તું મથુરા જઈ માલિયો, કીધા વૈભવ કાન,
ત્યાં ભૂલી ગયો ભગવાન, સ્નેહી ગોકુળ શામળા. ૯૨

પદમણ રાધા પરહરી, કુબ્જાવશ થયો કાન,
ત્યાં ભૂલી ગયો ભગવાન, સમજણ બધીયે શામળા. ૯૩

મામા સગાને મારવો, તુંને કદી ન ઘટે કાન,
ત્યાં ભૂલી ગયો ભગવાન, સભાણેજતા શામળા. ૯૪

પારથ ને ભીષ્મ પિતાહ, જોઈ બે જબરાણ,
ત્યાં ભૂલી ગયો ભગવાન, સત નિજ વચનો શામળા. ૯૫

હવે મારા ગુના માધવા, જા ભૂલી જદુરાણ,
તો ભૂલકણો ભગવાન, સાચો માનું શામળા. ૯૬

ભક્ષ જો ભાવે નહીં, અને અભક્ષ જમો જો આપ,
તો બેશક હું માબાપ, ચેલૈયો બનું શામળા. ૯૭

પીપળો જે પ્રાચી તણો, જ્યાં પોઢેલ મારો પ્રાણ,
ઈ જયાના જદુરાણ, મારું ચિત્ત સળગાવે શામળા. ૯૮

આંબગઢે ગાયું, ભણી, જ્યારે ગયો ગોપાળ;
આજ ભૂલ્યો કાં ભાન, સેવટ થાતા શામળા. ૯૯
નાગર નરસૈયા તણી, ભક્તિ ધન્ય ભગવાન,
કડતાલ વાગતાં કાન, તું સામે નાચતો શામળા. ૧૦૦
ટેક ચૂરી જન વિઠમા, તારું નટવર ચૂકે નહીં નામ,
એવો સુદામાના શ્યામ, હું ચરણ પૂજું શામળા. ૧૦૧
સોળસે ગોપી સામટી, તને ભરમાવે ભગવાન,
તોય કુબ્જાનું તેં કાન, છોડયું ન કાંઈ શામળા. ૧૦૨
સ્મરણ માળાની શીખમાં, તારે કરવું પડશે કામ,
મારા હૃદયમાંથી રામ, તારે છેટું ન જાવું શામળા. ૧૦૩

❀

# દુહામાં ઐતિહાસિક લોકકથા

સં. જયમલ્લ પરમાર

### લાખો ફુલાણી ને રાખાયશ

રણ રિયાં મરોય, સે ને રણ છાંડી ગિયાં;
મુવેજ મંગળ હોય. રણ મચિયાં રાખાશનાં.
કર ગો કટારી, કર ગો કાંચોળાં લગી;
વગ કોઇ ના વણસી, રણ ચડને રાખાશની.

### અનંત ચાવડા, રા કવાટ ને ઉગા ત્રાળો

કર મજરો ક્વાટ આંખે રાજા અનંત;
તો પાછો મેલું પાટ, તને પરણાવી ગરનારપત.
તું કહેતો તે પાડય, તાળી જે તળાજા ધણી;
વાળા હવે વગાડય એકે હાથે ઉગલા:

### રા નવઘણ ને આઇ જાસલ

તું નોતે જે નૂઇ, ને તું હુને હૂંઇ;
વીર વમાસી જોય નવઘણ નવ સોરઠ ધણી.
તું આડો મેં આપિયો, વાહાણ માયલો વીર;
સમપિયો માંય શરીર, નવઘણ નવસોરઠ ધણી.

### રાખેંગાર ને રાણકદેવી

ગોઝહરા ગરનાર, વળામણ વેરીને દિયો;
મરતાં રાખેંગાર, ખડેડી ખાંગો કાં ન થિઓ?
મ પડ મારા આધાર, ચોસલાં કોણ ચડાવશે;
ગયા ચડાવણહાર, જીવતાં જાતર આવશે.

### ચાંપરાજ એભલને

ચાંપો પોઢગો પારણે, એભલ આળંચ કરે;
મુઈ મીણલદે, સોલંકણ સામે પગે.
કમળ વિણ ભારત કિયો, દેહ વિણ દીધાં દાન,
વાળા એ વિધાન, ચાંપા કેને ચડાવીએ?

### તળાજાનો એભલવાળો

સોરઠો કરો વિચાર, એ વાળામાં કયો વડો?
સરનો સોંપણહાર કે વાઢણહાર વખાણીએ?

### વેગડો ને હમીરજી ગોહિલ

વેગડ વડ ઝુંઝાર, ગઢ બારીએ ગરે નહિ,
શીગ સમારણહાર, અંબર લગ અડાડિયાં.
કરમાં સર કરમાળ કરે, ઇ જુવે જુગદીશ,
એમ સોમૈયાને શીશ, આલ્યું અરઠીલા ધણી

### ધીંગાણું મૂળી–વઢવાણનું

પડયા ચભાડહ પાંચસેંહ. સોઢા વીશું સાત,
એક નેતરને કારણે અલ રાખી અખિયાત.

### માંગડાવાળો

સૌ રોનો સંસાર, એને પાંપણીએ પાણી પડે.
પણ ભૂત રૂવે ભેંકારા એને લોચનિયે લોહી ઝરે

### વત્સરાજ સોલંકી–વાછરો

પોપટ ને પારેવાં તણી, રાણા રમત્યું મેલ;
ધર ખાંડાનો ખેલ, વીર સચંગા વાછરા.

### માંગડાવાળો

સૌ રોનો સંસાર, એને પાપણીએ પાણી પડે;
પણ ભૂત રૂવે ભેંકાર, એને લોચનીએ લોહી ઝરે,

### દેવરો ને આણલદે

સામૈયાના સૂર, ફૂલ-દડો ફાવે નહિ;
દેવરો આરે દૂર, ઢોલરે મન ઢળે નહિ.

### રાણો ને કુંવર

સારણગાંઠયું સગા, કાળજની કળાય નો;
ઓસડ અલબેલા, રાણાની આગળ રિયાં

### માણસિયોવાળો

ગરવરનાં ગરજાણ, ઊડી આબુ પર ગિયાં;
માંસનો ધ્રવતલ મેરાણ, ઢળીઓ જેતાણા ધણી.

### રાઠોડ ધાધલ

મોસાળે વાળા મરદ, એ કમધ સવાય;
રાઠાને રણમાંય, નાઠાની બારી નહિ.

# દુહા : સ્વ. ગગુભાઇ નીલાના : દુહા રાકડિયા અને પ્રકીર્ણ

સં. કવિ મેકરણભાઇ ગગુભાઇ લીલા

## દુહા સ્વ. ગગુભાઈ નીલાકૃત

ગ્રાહે ગજ ગળિયાં થકી, હીકાર કીધી હામ;
તેને તેં દશરથ તણા, રાખ્યો વૈકુંઠ રામ ૧

અજામેળે અંગજ તણું, નારણ લીધું નામ,
તેને તેં દશરથ તણા, રાખ્યો વૈકુંઠ રામ. ૨

ગણિકા ન પઢેલ ગતિ, તરવાતણી તામ,
તેને તેં દશરથ તણા, રાખી વૈકુંઠ રામ. ૩

એઠાં બોર આપિયાં, ભીલું હુંદી ભામ,
તેને તેં દશરથ તણા, રાખી વૈકુંઠ રામ. ૪

ભરથરીએ ભજવા કજે, તજિયું રાજ તમામ,
તેને તેં દશરથ તણા, રાખ્યો વૈકુંઠ રામ. ૫

પત્થર થઈ પડી હુતી, વન ગૌતમની વામ,
તેને તેં દશરથ તણા, રાખી વૈકુંઠ રામ. ૬

વાલ્મીક ન પઢિયો વળી, જુગતિ અજોધા જામ,
તેને તેં દશરથ તણા, વૈકુંઠ રાખ્યો રામ. ૭

રોહીદાસ ચમાર રટતો, નિરમળ તમણું નામ.
જગદીશ સાથે જમી, રાખ્યો અવચળ રામ. ૮

વનવગડાનો વાંદરો, કર્યાં અનોખાં કામ,
હનુમાનને ગામોગામ, રાખ્યો અવિચળ રામ. ૯

## દુહા રાકડિયા

દુખિયાં દુઃખ ભોગવે ને સુખિયાં સુખ માણે;
કાળજાં કાઢી કોને બતાવીં, વીત્યું હોય એ જાણે.
વીત્યું હોય તે જાણે.
ગયો હંસલો નહિ મળે, નાખતાં છતે નાણે.
દુખિયાં દુઃખ ભોગવે, ને સુખિયાં સુખ માણે. ૧

મજા કરી લિયો મે'રબાન, લાવ સંસારનો લિયો,
ખાઓ પીઓ ધન વાવરો, દિવસ રોંઢડિયો રિયો.
દિવસ રોંઢડિયો રિતો તે આથમી જાશે,
પછી જીવને પસ્તાવો થાશે.
પ્રેમના પિયાલા પાઈને પિયો,
મજા કરી લિયો મે'રબાન, લાવ સંસારનો લિયો. ૨

હેતુમાં આગ્યો ને જાજો, ભાયુંમાં રે'જો ભેળા,
મોજું માણી લ્યો માનવી, આ પંખીના છે મેળા.
પંખીના છે મેળા તે ઊડી જાશે,
પછી જીવને પસ્તાવો થાશે.
દીએ દી વસમી આવતી જાશે વેળા;
હેતુમાં આવજો ને જાજો, ભાયુંમાં રે'જો ભેળા. ૩

દૂબળાપણું બહુ દોયલું, હોય જેને વ્યાધિની માળ,
દાણા વિનાના દુખ ભોગવે, ઈ છતે મેયે જાણવો કાળ.
છતે મેયે જાણવો કાળ.
ને ધવરાવ્યા વિના રાડયું નાખે બાળ,
દૂબળાપણું બહુ દોયલું એને કાયમ લાગે કાળ. ૪

સુખિયાંને વહાલું ચૂરમું, રાંકને રાબે રડયું,
તાંબા પીતળની તેવડ નહીં તો રાખવું ઠીકરાનું બેડું.
રાખવું ઠીકરાનું બેડું તે છાજે,
ફાટલ લૂગડે ને દૂબળે માવતર નવ લાજે,
સારાં વરસાં સૌને આવશે શ્રી રામનું તેડું:
સુખિયાને વહાલું ચૂરમું, રાંકને રાબે રડયું. ૫

મોટું તીરથ માબાપનું, ઈ છે જનમનાં ઝાડ,
ગુણ ભૂલમાં 'તું ગાંડિયા, જેણે નવ માસ ઉપાડયો ભાર.
નવ માસ ઉપાડયો ભાર તે કહીએ,
ચરણ ધોઈ જેનાં ચરણામૃત લઈએ.
પરભુ હું માનું તારો મોટો પાડ,
મોટું તીરથ માબાપનું, ઈ છે જનમનાં ઝાડ. ૬

ભાત ભાતની ફૂલવાડી, માંહી અનેક જાતનાં ફૂલ,
હીણા માણસની સંગતે એક કોડી થઈ જાય મૂલ.
કોડી થઈ જાય મૂલ તે વગર વિચાર્યું બોલે,
હીણાની સંગતે થાવું, ત્રણ દોકડાની તોલે.
ઝવેરી વિના કોણ જાણે, કરે નીત કેરાં મૂલ,

ભાત ભાતની ફૂલવાડી, માંહી અનેક જાતનાં ફૂલ. ૭
મદ ન રાખવો માયાનો, ન હોય તેને નમી દેવું,
ઝીણું થઈને હાલવું, આ વખત છે વહર્યો એવો.
આ વખત છે વહર્યો એવો,
મૂવાં પછી કેશે ફલાણો હતો દેવ જેવો.
હાલતાં ચાલતાં જશ ભગવાનનો ગાવો,
મદ ન રાખશો માયાનો, ન હોય તેને નમી દેવું. ૮
સારાં માણસને સૌ સંભારે, નરસાંને જાશો નહિ નેડે;
દિલમાં વિચારજો દુનિયામાં, હાલજો પાંસરે કેડે.
હાલજો પાંસરે કેડે તે કોઈ નામ ન લિયે,
સરપકડું કરડયું ઈ ચીંથરાંથી બીએ;
સારાં માણસો સૌ સંભારે, નરસાંને જાશો નેડે. ૯

## પ્રકીર્ણ

મળવું, દેવું ને મારવું, એને નહીં ઉધાર:
સ્નેહી, સુકવિ શત્રુની, ગણવી કાયા ગાર. ૧
અન્ન આપ્યે થાવે અવશ્ય, શુભ બોલો સંસાર,
આટો મુખમાં આપતા, બોલે મૃદંગ બહાર. ૨
મનમાં તો માધવ વસે, મન તું મંગળ રાખ,
અહિત ચિંતવત અવરનું, દિલમાં કદી ન દાખ. ૩
મોત ફસાયેલ માનવી, એને તું ઉગાર,
એમ જ સરવે આતમા, મન થકી નહીં માર. ૪
ધાટીલા પરવત ઘણા, સાગર વનરાઈ સાર,
ભૂમિ ભણે તે ભાર નહીં, અધરમી ભાર અપાર. ૫
ચાતક મિત્ર ન ચાહિયા, શુકતી માત ઉચ્છેદ,
મુક્તા નાર મુખ પર ચઢયું, ખાસ કવિ મન ખેદ. ૬
મરજીવાએ મેળવ્યું, તન છેદન ભયે તેમ,
પ્રાયશ્ચિતથી પદમણું, કવિની દો છો કેમ. ૭
ત્રેવડ વિનાનો તેડાગર, મ્રોડ વિના નર મોર:
પ્રોડ વિનાનો ખેંગધજ, ચિત્તનો થાય ન ચોર. ૮
વિદ્યા, ચપળા, વિધવા, કુળહીન તે ઘર હોય.
એથી સુકૃત ન ઉપજે, હીચુપ તણુ પદકૃથ હોય-૯
અગ્નિ હોમ ના અપાસરે, ના વ્યંઢળ મંડળ વીર,
કૃપણ ઘર કવિજન નહીં, ન હોય કાયમાં નીર. ૧૦
ચાર તુલકના ચોખરા, જોડયે કવિ ન થાય,
પીંજણ કાઢે રાગ પણ, વાજું નવ કહેવાય. ૧૧
અન્ન ભખે તે આદમી, ફળમય દેવ ફરામ,
માંસ ભખે તે માનવ નહીં, તે નર દૈત્ય કરાલ. ૧૨
કાંટે ઈરષા કાળજું, ચિંતાથી લોહી સુકાય,
હાડ પ્રજાનાં હોમશે, રીત વિનાનો રાય. ૧૩
ગુણીજન નહીં જે ગામમાં, ત્યાં લાયક થાય લબાડ,
ઓપે ત્યાં બહુ એરડો, જ્યાં નહીં મુદ્દલ ઝાડ ૧૪
રૂશ્વતખોરી રાજમાં, ત્યાં દાબ, દાબ ને દાબ;
બગલાને કેળવે મળે, લાભ, લાભ ને લાભ. ૧૫
પડતાં સુવરણને પલે, ગુંજ રતી ગણાય,
થાય ફૂહડ મન હરણો, (જો) પતિ સુઘડ પરણાય. ૧૬
કમણ ન માર્યા કાઢિયે, કાળે કમણ ન ખધ્ધ,
રૂપે કમણ ન રાચિયા, લોભે કમણ ન લધ્ધ ? ૧૭
જળ માછલિયું જાળવે, અવગુણ કરે અપાર,
વડાને ન હોય વિકાર, સાયર પેટે શામળા. ૧૮
માગલ મેલે લુગડે, વેશ્યા યૌવનહીન;
અમલ ઊતર્યો અમલદાર, દીસે ત્રણે દીન. ૧૯
કુલ કપૂત અંગુલિ છઠ્ઠી, અજિયાકે ગલ દોય;
નિકટ રહે શોભા નહીં, દૂર કરે દુઃખ હોય. ૨૦
મર જાઉં તો માગું નહીં, નિજ સ્વારથકે કાજ;
પરમારથકે કારણે, મોહી ન આવે લાજ. ૨૧
ડાંડો ડહડહ કરે, ખારેયલ ખાધાં ઘણાં;
રસ ગયો રાડયે, ભોરડ ભાવે નહીં. ૨૨
તંતુ નાદ અરૂ કવિતરસ, સરસ રાગ રતિ રંગ;
અન બૂડયો બૂડયો તર્યો, જો બૂડયો સબ અંગ ૨૩
ધરતી ધરણ મેરૂ ધરો, ધ્રુ તારે તારા;
વેધુ મળે તો વેરીએ, નકણ લગુ સાજણ સારાં. ૨૪
મન માન્યું ત્યાં માનવી, ન જુવે હીરા હેમ;
બાંધ્યાં રાખ્યાં નવ રહે, પાણી, પવન ને પ્રેમ. ૨૫
પ્રીત કદી ન કીજિયે, જો કીજે વહ રીત,
જેમે નીર ક્ષીરમેં રહી, નીભત દોનું નીત. ૨૬
જર, જુવાની ને જમીન, વહરા એના વેશ:

# દેખનેમેં છોટા લગે

સં. હિંગોળદાન નરેલા

રેઢી હોત રાણા, સારપ જો સરતાનિયા;
લેવા લાખ જણા, ક્રોડત ખરડાના ધણી. ૧

સૌ સૌની સરા, વરસે દી પાછી વળે,
એક જોબન ને જરા, અમે મજીભાઈ માંડળિક. ૨

આવતડે દીહડે, પનાં ન પાછાં વાળ્ય,
દીહડો જે દી પાલટે, કોઇ ન આવે દ્વાર. ૩

સોબત કરે સદાય, આરોપે ગુણ અવરને,
મલયાગિરિની માંય, બાવળ પણ ચંદન બને. ૪

ભભુતા મત્તાની મત્તા, ન ખરચે ન ખાય,
માખી મધ ભેળું કરે, હાથ ઘસંતી જાય. ૫

કાતર નીત કટકા કરે, કીમતી કાપડ હોય,
વીંધે સોય દોરો પણે, હેતુ એવા હોય. ૬

સેવે સેવણહાર, મોકળિયું મેલી કરી,
કિસે બંધાયું પાળ્ય; સાયર ફાટ્યો સાંખડા. ૭

વરસ આવ્યું વળી, ધરતીય લીલાણી,
મારી પાંપણે પાણી, અષાઢીના ઇલિયા. ૮

આંખડિયે ખૂટયાં અમી; બાધે જાંખ્ય બાવાં,
જીવવાનાં ઝાવાં, ઠરડે મોણેસર ધણી. ૯

ત્રાગડો હોત તોડતાં, વાલા ન લાગત વાર,
ભેળાં છોરૂનો ભાર, જીવાડી રયો જીવણા. ૧૦

સુખ ઘણાં સંસારે, ગઢવી ભોગવવાં ગમે;
ભલા દુઃખ ભારે, નોખું પડવું નાજિયા. ૧૧

દણીપર હોટું દુઃખ બાવો કે બીજું નહિ;
છોડીને સઘળાં સુખ, હાલી નીકળવું હાદિયા. ૧૨

જતન કરીને જાળવ્યાં, હાલ્યાં ન કોઇ હારે;
વરત્યો વહેવારે, પણ કામ ન આવ્યું કાનિયા. ૧૩

ચાર મોલ સિંદૂરિયા, થડકે મોતી થાઠ,
સલાટે નેણાં સાંધિયાં, ભમરમાં પડયો ભાર. ૧૪

કંસારા ઘડ કળશિયો, ઘડજે નમણે ઘાટ;
પીનારી કેડ પાતળી, સ્વરૂપ કનેરા સલાટ. ૧૫

લીધા ચાર લાડવા, ટીલી ચોડી લલાટ,
નીસાસો નાખીને નીકળી, શેરી બારી સલાટ. ૧૬

અ,બેથી ઊડેલ, બાવળ મન બેસે નહિ.
ચંદનના સૂકેલ, વન, કોઇ વિસામો નહિ. ૧૭

મોટે વા મેલે લૂગડે, ખેરી ભરિયલ દંત;
લૂને લમણે આવિયો, મારો કુંજર નેણો કંથ. ૧૮

માબાપને માનથી, છાંટો ન દીધી છાશ;
પછી વળાંશીને નાખે વાસ, મૂવા કેડે માંદડા. ૧૯

માબાપનું માને નહિ, ભણુનો કાયમ ભૂલ;
પછી ફોટે ચડાવે ફૂલ, મૂવા કેડે માંદડા. ૨૦

અન્ન વિનાનો આતમો, ઝંખનો ઝંખતો જાય;
પછી શ્રાદ્ધ નાખ્યે શું થાય, મૂવા કેડે માંદડા. ૨૧

પૂછું તને પારેવા, કાં કર્યો કૂવામાં વાસ ?
ઉપર મુખ ઊજળા, ભીતર જળ આભાસ. ૨૨

પારેવા પગ ટુંકડા, બેસંતા બેલાડય;
જોડાળું એવું જડે, લખ્યું હોય લેલાડ. ૨૩

પારેવું પરભાત, ઘૂમે ને ઘેરૂં લચે;
દડો દોટાવણહાર, કોઠો વટાવ્યો કાનમેર. ૨૪

પારેવાંજી રત્તિયું, સરજી પાંસરિયું;
ઘાટે કસુંબે ઘૂરિયું, મુંજા વાલમજી અખિયું. ૨૫

તલ ઘાણીએ પેઠકે, અવલ પીલાવત અંગ;
જ્યોત ઘરઘર જલત હે, કયાંય મળે પતંગ। ૨૬

ચંદાવદની સુણજે, ઘરણુ હશે અબજ,
મ નીકળ ઘર બારણે, રાહુ ગળશે તુજ્જ. ૨૭

ગળે તો ગળવા દે, માતા મને ન વઢય,
થાશે ઝટ મેળાવડો, તો રાહુને લગાડું રઢય. ૨૮

રથ ખેડી રાહુ ઊતર્યો, ગગન વચાળે જોઇ,
રાહુને અચંબો થિયો; આ ચંદ્ર કે બીલ્યો
હોઇ ? ૨૯

ચંપા તું સભાગિયો, કર આંબાને છાંય,
સોનલ ચૂંટે ફૂલડાં, કર કર લંબી બાંય. ૩૦
ચંપો કહે હું નહિ સભાગિયો, સભાગિયાં ગોરીનાં ચીર,
ફૂલ ચૂંટી અળગાં કરે, એમાં વીંટી લ્યે શરીર ૩૧
વડલા તું સભાગિયો, વીંટાણો વેલ્યે,
કટ કટ મોરે કુંપળાં, નાજુકલે નેણે. ૩૨
વડલો કે હું નહિ સભાગિયો, સભાગિયો છે કુવો,
ખુલ્લે દિલે વાતું કરે, ઇ સાજણના રંગ જુઓ. ૩૩
કૂવો કે હું નહિ સભાગિયો, સભાગિયો ગોરીનો ઘડો,
હાથ હિલોળે હૈયે ધરે, ઇ સાજણના રંગ જુઓ. ૩૪
વાલા છેટે વાવટે, ઊડીને નો અવાય;
પોતાના પંડમાય, પાંખુ નહિં પાનો ભણે. ૩૫
જે હાથે હાથી હણ્યા, એડક કેમ હણાય;
કામિની કહે કંથડા, નો નો સિંહણ દૂધ લજાય. ૩૬
ગર મોરાં સર દાદુરાં, અમરત ફૂગ ચૂંવાં,
જનમ ભોમ હેતુરો કવચન, વીસરશે મૂવાં. ૩૭
બીજક રેતાં બાપ ખિયો, જનમતાં મૂઇ મા;
ઘણ વીતી ઘણ વીતશે, ઘણા પડશે ઘા. ૩૮
નીર ખૂટયાં અરિયાં પિયાં, પિયર દુખાણાં;
માનસરનાં હંસલા, વન વન વીખાણાં ૩૯
હથેળીનાં કરું કોડિયાં, આંગળિયુંની વાટ;
પંડયનાં પડાવું પાટિયાં, સેવું વણે સલાટ. ૪૦
સાયર નીર છલકે નહિ, જુગાં કોડ જાને;
સૂરજ સો વાને, આથમણો ઊગે નહિ. ૪૧
ભારી ચંદનકી ભલી, ઓર લકડેકા ભાર;
સજ્જનકી તો એક ઘડી, મૂરખકા જનવાર. ૪૨
જેહુના અમે જનમિયા, ને હુનાં તાતા;
સામત સબ ન સાંપડયાં, જનવારો જાતાં. ૪૩
મા મરી મડદું પડયું, છોરુ ઉર ચડગે,
ધાવણ ધાવવા દે, થોડા દિવસ ઠાકરા. ૪૪
સંસારમાં બાપે સગો, હૈયે દૂધ ન હોય,
ટાણાની ત્રેવડ, નેં જાવડ રાણા ન જોય. ૪૫
અણધાર્યાં આવી પડે, ઘરમાં દુઃખના ઘા,
નાભીથી વેણ નીકળે, મોઢે આવે મા. ૪૬
છોરૂ ઘડીક રમે ને ચડે, આડુંઅવળું થાય,
ભૂખ્યું થાતાં ભાંભરી, જનની પાસે જાય. ૪૭
ચીસ બાળકની સાંભળી, દિયે ન માતા દોટ,
તો છોરુ-માતા તણી, સંબંધે આવે ઓટ. ૪૮
આયાં હતી એક કેતકી, જલી દાવકે સંગ,
પ્રીતવછોયા ભમરલા, ભભૂત લગાવે અંગ. ૪૯
ભમરા દો દિન કઠણરા, સુખ દુઃખ હોયે અંગ,
જબ લગ નોહે કેતકી, એસ મોરે સંગ. ૫૦
મેં ભમરા મુલતાનકા, ફેર કભુ ન આઉં,
જબ જલી ગઇ કેતકી, ઝૂરી ઝૂરી મર જાઉં. ૫૧
જબ જલી ગઇ કેતકી, મધુકર જલ્યા ન સંગ,
પ્રીત નીભાવન કારણે, ભભૂત લગાવન અંગ. ૫૨
ત્રણ સતાં ઉપર ચડે, પેસે પંચા હોય;
હોણી અણહોણી નહિ, હોણી હોય સો હોય. ૫૩
લાખ વસાસણ ક્રોડ મત, કર દેખો સબ કોઇ;
હોણી અણહોણી નહિ, હોણી હોય સો હોય. ૫૪
હાથ વછૂટી જરે પડી, કાઢી શકે ન કોય,
હોણી અણહોણી નહિ, હોણી હોય સો હોય. ૫૫
સંપતમાં ન રાચિયે, વિપત પડે મ રોય;
હોણી અણહોણી નહિ, હોણી હોય સો હોય. ૫૬
હર કહ્યા વિધિએ લખ્યા, છઠ્ઠી રેન કે અંક;
જવ વધે કે તલ ઘટે, રે રે જીવ નશંક. ૫૭
હરણ ખરી દો આંગળાં, પ્રથમી ક્રોડ પચાસ;
લખ્યાં ભાંખ્યા ન મટે, પાપ માંડે ત્યાં પાસ. ૫૮
ઝાલણશી કે જીતવા, જગભલ રંશ ભેળો;
કાગાને કેટલાક દી, હંસાની હારે નેડો? ૫૯
ઘેર વલોણું ઘુમકે, આવળ ગોવળ સાથ;
કયે દુઃખે તું દૂબળી, તારા હળવા પડિયા હાથ? ૬૦
ખાન પાન ખાસાં મળે, સઘળો સમજું સાર;
આ દુઃખે હું દૂબળી, મારો નાવલિયો ગેમાર. ૬૧
છલકે ઝાઝાં છોકરાં, કામન કજિયાખોર;
ભેળો સાળો ભવનમાં એનાં દુઃખ અઘોર. ૬૨
દેખનમેં છોટા લગે, કરત ઘટમેં ઘાવઃ
વેધુને હિય વેધવો, બની ન શકે બચાવ. ૬૩

ધીરે ધીરે ઠાકરાં, ધીરે સબ કુછ હોય;
મળી સીંચે સો ઘડાં, રત આવે ફળ હોય. ૬૫

સાગર ડૂબતાં નીકળે, જો કોઈ તારૂ હોય;
મેહ સાગરમેં ડૂબ ગયે, તારી શકે નહિ કોઈ.૬૬

હૈયા ભીતર દવ જલે, ધુંઆં પ્રકાશ ન હોય;
કાં તો જાણે જીતવો, અવર ન જાણે કોય. ૬૭

દાતા ન પૂછે ટીપણું, ભગતાં ન ટાણું જોય;
શૂરા શુકન ના જુવે, મુએ જ મંગળ હોય. ૬૮

મલિન મતિનાં માનવી, પરસુખે દુખાય;
ખર જવાસો ને આકડો, વર્ષા સમે સુકાય. ૬૯

રાજા નહિ કોઈના ગોઠિયો, વેશ્યા ન કોઈની નાર;
કળિયુગે કોઈ સાધુ નહિ, કૃપણ ન કોઈનો યાર. ૭૦

ભીંતે બોરીંગ, કુટુંબકળો, વેરી ભેળો વાસ;
ઘર દીકરી, પિયર વહુ, પાંચેય કામ વિનાશ. ૭૧

સુણ્યું તલ કાન ન માનીએ, નજરે જોયું સાચ;
ત્રણ ભાંગ્યાં સંધાય નહિ, મન, મોતી ને કાચ. ૭૨

દાળદરનું મૂળ કાલ કરવું, દુઃખનું મૂળ ખાંસી;
વિરોધનું મૂળ સોગઠાં, રાડયનું મૂળ હાંસી. ૭૩

સૂમ શૈણો ને કાચબો, પરઘર પહોળાં થાય.
અવસર આવે આપણો, પેટ સંકેલી જાય. ૭૪

બુઢ્ઢો પરણે બાયડી, બાળક બેસે રાજ,
બોજ ઉપાડે બળદિયો, એ સૌ પરને કાજ. ૭૫

અનીતિથી જાત હૈ, રાજ ધરમ ને વંશ;
ત્રણ ટોડા હાલ્યા ગિયા, રાવણ, કૌરવ ને કંસ. ૭૬

કચુબી કાયર કણુસલે, ત્રિયા કાયર દૂધ;
બ્રાહ્મણ કાયર પરોણુલે, વણિક કાયર જુદ્ધ. ૭૭

ખાયા પિયા ખરચિયા, દિયા લિયા વોહી સાથ;
જશવંત ધર પોઢાડિયા, માલ પરાયે હાથ. ૭૮

માટી કહે કુંભારકો તું કયા ખૂંદે મોહિ;
એક દિન એસા આયગા, મેં ખૂદુંગી તોહિ. ૭૯

નદી કિનારે યાત્રી, ઉલટે આ સંસાર;
કો ચડે કો ઊતરે, કો બગચ્યા બાંધ તૈયાર. ૮૦

ઈ ભોયું, ઈ ભોંયરાં, ઈ મંદિર ઈ માળ;
કાળે કીધો કોળિયો, હાથે દેતો તાળી! ૧૮

ધખધખે ખોડસ ધરા, કુંપો કે' કાયા ઉપરે;
ખોળી નહિ જડે ખાખ, જગ્યામાં જંગલ ઊગશે. ૮૨

જાણપણું જગ દેયલું, ધન તો કાલાંને ય હોય;
ધનના મદને મારિયે, હાથ હારીએ સોય. ૮૩

સમજણ વિનાના સાંગલા, પીંજણ પખેડા ખાય,
ચીચોડો બહુ ભાંભરે, રસ કુંડામાં જાય. ૮૪

સમજ્યા સમજ્યા સહુ કહે, સમજ સમાણે માંય;
અવગુણ જોવે અવરના, તે નર સમજ્યા નાય. ૮૫

એક અમીરસ દેવનો, બીજો રસ તે પ્રેમ;
ત્રીજો રસ ગોરસ ભણું, પીધે કાયા હેમ. ૮૬

ચતુરને ચિંતા ઘણી, મૂરખને નહિ લાજ;
ભલી બૂરી જાણે નહિ, પેટ ભર્યાનું કાજ. ૮૭

સારાં ખમે સાર, ફટકિયાં ફાટી પડે;
મીણિયું મોતાવળ હાર, સાચાં નીપજે શેરનાં. ૮૮

સાચાં મોતી સીપના, માન સરોવર મળે;
એરણ માથે અથડાવીએ, ટાંકે ય નવ ખરે. ૮૯

બોલેલા મુખ બોલ, નર જે નભાવતો નહિ;
તે માણસનો તોલ, કોડી સરખો કરણિયા. ૯૦

સગાં મીઠી, સોરઠી, ચોપડ મીઠી સાર;
સેજાં મીઠી સુંદરી, રણ મીઠી તલવાર. ૯૧

રાગાં મીઠી સોરઠી, ભોજન મીઠી ખીર;
વાસો ભલો વારાણસી, મરણ ગંગાનું તીર. ૯૨

વિદ્યા વપરાતી ભલી, વહેતાં ભલાં નવાણ;
અણછેડ્યા મૂરખ ભલા, છેડ્યા ભલા સુજાણ. ૯૩

*

# દોહા–છકડિયામાં પ્રશ્ન–ઉત્તર

સં. કરસન પઢિયાર

કેટલાં પડ ધરતીમાતાના બોલિએ,
કેટલાં વરમંડ ઉપર પાણી,
કેટલા જુગથી પીર પરગટ થયા,
કેદુની બંધાણી નિશાણી ?
કેદુની બંધાણી નિશાણી તે કંઈ–
તે છોડયા વિના–ચેતા–
રામચંદરજીની આજ્ઞા દઈ–૧

સાત પડ ધરતી માતાના બોલિએ,
દસ વરમંડ ઉપર પાણી,
પનર જુગથી પીર પરગટ થયા,
તે દુની બંધાણી નિશાની–
તે દુની બંધાણી નિશાની તે કંઈ...
તમે માગો તેના ઉત્તર દઈ,
તમારાં દલની વાત જૂઠી–
રામચંદરજીની આજ્ઞા છૂટી–૨

ધરતીમાતાની કોણ દીકરી,
ધરતી કિયા રાજાને વરી ?
કોના વચને બંધાણી–
અને કોની લખાણી ઘડી–
કોની લખાણી ઘડી તે કંઈ–
તે છોડયા વિના – ચેતા–
રામચંદરજીની આજ્ઞા દઈ–૩

ધ્રુપતીજી ધરતીમાની દીકરી
ધરતી માનધાતારને વરી,
રામચંદરજીના વચને બંધાણી–
તે દી ભરમાની લખાણી ઘડી–
ભરમાની લખાણી ઘડી તે કઈ–
તમે માગો તેનાં ઉત્તર દઈ–
તમારા દલની વાત જૂઠી–
રામચંદરજીની આજ્ઞા છૂટી–૪

બાર મેઘ કોણે મોકલ્યા-
વીજળી કોને વરી–
કોણે ચોરી ચીતરી–
કયાં જઈ ફેરા ફરી–
કયાં જઈ ફેરા ફરી તે કઈ–
તે છોડયા વિના – ચેતા–
રામચંદરજીની આગના દઈ– ૫

બાર મેઘ ચંદર મારાજે મોકલ્યાં.
વીજળી વા ને વરી,
આદિયા શક્તિએ ચોરી ચીતરી,
અંકાશ ફેરા ફરી,
અંકાશ ફેરા ફરી તે કઈ,
તમો માગે તેના ઉત્તર દઈ,
તમારા દલની વાત જૂઠી,
રામચંદરજીની આગના છૂટી–૬

કેટલાં વાજાં વખાણુમાં કોયે,
કેટલા ઊગ્યા સૂરજભાણ
કઈ ધરતીમાં જુદ્ધ રચાવ્યો,
કયાં લેવાણાં દાણ–
કયાં લેવાણાં દાણ તે કઈ,
ઈ છોડયા વિના – ચેતા,
રામચંદરજીની આગના દઈ,–૭

પાંચ વાજાં વખાણુમાં કોયે,
સોળ ઊગ્યા સૂરજભાણ–
નમેરી ધરતીમાં જૂદ્ધ રચાવ્યો
તેદી ગરવે લેવાણાં દાણ.
ગરવે લેવાણાં દાણ તે કઈ,
તમે માગો તેના ઉત્તર દઈ
તમારા દલની વાત જૂઠી,
રામચંદરજીની આગના છૂટી–૮

આણુ ગરવો કોના દીકરા,
શું છે એમનું નામ,

કેનાં તેડયાં આવશે,
કોને પડયાં છે કામ ?
કોને પડયાં છે કામ તે કઈ
તે છોડયા વિના – ચેતા,
રામચંદરજીની આગના દઈ – ૯
આણુ ગરવો મેઘરશીના દીકરા,
રેવતાચળ એમનું નામ

અંદર મારાજનો તેડયાં આવશે.
શ્રી ભગવાનને પડયું છે કામ.
શ્રી ભગવાનને પડયું છે કામ તે કઈ,
તમે માગો તેના ઉત્તર દઈ,
તમારા દલની વાત જૂઠી,
રામચંદરજીની આગના છૂટી-૧૦



## પ્રકીર્ણ

ગાવડિયો સેનાપતિ, કાવડિયો પરધાન;
માવડિયો જ્યાં મહીપતિ, ત્યાં રૂઠો ભગવાન.

ભાઇયું ભાઇયું ભરંખિયા, જમડા ઝૂંટાઝૂંટ;
પછી હેમાળે હાલી નીકળ્યા, પાંચેય પાંડુસૂત.

રામ ભરોસે આદર્યું, ઇ રામ ભરોસે રાખ;
રામ ભરોસે રે સદા, રામ રામ મુખ ભાખ.

મોની મીઠાના ગાંગડા, નરસાં લાગે નીર;
મનહર કોઇ મળે નહિ, સાંસો પડયો શરીર.

ઘરમાં બેઠાં ઘૂઘવે, જાણ ષઢંતો સિં(હ);
આણંદ કહે પરમાણંદા, ઇ ડટણના દી.

સજણા પરઘર જઇ કેરી, દુઃખ ન ગાઇ રોઈ;
ભરમ ગમાવી આપણો, દુઃખ ન લિયે કોઇ

ચડતા દીનું પારખું ઘેર આવે મેમાન;
પડતા દીનું પારખું, ઘેર ન આવે શ્વાન.

કયાં ચંદ કયાં ચકોર, ક્યાં મોર કયાં મેહ ?
અળગા તોયે ઢૂંકડા, સાચો જ્યાં હોય, સ્નેહ.

કેળું કેરી કામિની, પિયુ મિત્ર પ્રધાન
એ સર્વે પાકાં ભલાં, કાચાં ના'વે કામ.

દલહીણા મનમાં દગા, મીઠું બોલે મોહ્ય;
આવે પલ તયેં ઓસરે, નેચળના સંગતુ નો'ય.

જોઇ વોરિયે જાત, મરતાં લગ મેલે નહિ;
પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહિ.

જોતાં જેની વાટ; સજણાં તે સામા મળ્યા,
ઊઘડયા હૈયાના હાર, કામ ન પડિયાં કુંચીનાં.

કેસરના કયારા કરું, કસ્તુરીની પાજ;
નેણાંના પ્યાલા ભરૂં, પીવો માણારાજ.

નેણ પદારથ નેણરસ, નેણે નેણે મળંત;
અજાણ્યાંસું પ્રીતડી, પે'લી નેણ કરંત.

એક તાણે બીજું ત્રાંકવે, ઝડપ લાગી નેણાં;
જેડી પ્રીત સરાણિયાં, એડી નહિ રાણા.

જેને સપને દેખતી, પ્રગટ હુઇ પિયુ આય;
ડરતી આંખ ન મીંચતી, સ્વપ્ન કદી થઇ જાય.

સાજણ આયા હે સખી, શેની ભેટ કરૂં ?
ગજ મોતીનો થાળ લૈ, ઉપર નેણ ધરૂં.

થંભ થડકે મેડી હસે, ખેલણ લાગી ખાટ;
સો સજણાં ભલ આવિયાં, જેની જોતાં વાટ.

ગામ મારતા, ધાડ પાડતા, એ રજપૂતનું ટાણું:
મવાલી ઢોર ચારતા ફરે, એને આપા કાણું ?

નાનો ગયો મેપાડો ગયો, ગયું ધીરધારનું ટાણું;
સારે ઘરેથી સંપ ગયો, એને આપા કાણું ?

ધરમ ગયો શરમ ગઇ, ગયું માણસનું માથું;
વાડ વેલાને ખાવા બેઠી એને આપા કાણું ?

કાઠી લૂંટે, કોળી લૂંટે, એ તો આપા જાણું;
કળજગમાં કાગોલિયા લૂંટે એ તે આપા કાણું ?

# દુહા : મુગલાના ને ભાંડરૂના

સં. શંભુદાન બારોટ

મળે ન મીઠો જેમ, ભવ દધિ જળખારૂં ભર્યું,
(તેમાં) ખાસ ખુદાનું નામ, મીઠી વીરડી મુગલા. ૧
જ્યાંત્યાં જગે જણાય, સોબતિયા સ્વાર્થ તણા;
સંકટમાં કરે સહાય, (કો) મિત્ર જવરલે મુગલા. ૨
દિલની ન દાખાય, ઓછા નરની આગરી;
મન-મેળુ મળ્યે થાય, મનની વાતું મુગલા. ૩
પદવી ઊંચ પમાય, નર નિશ્ચે નમ્યા થકી;
કણમાંથી તરુ થાય, મહિ સંગ મળતાં મુગલા. ૪
નાના તોડે નેહ, મોટા મહોબત નવ તજે;
(જેમ) કીડી કુશળ રહે, મેંગળ પગ તળ મુગલા. ૫
ખાનદાન નર ખાસ, નેક ટેક મૂકે નહીં,
સિંહ ખાય નવ ઘાસ, મૃત્યુ લગી પણ મુગલા. ૬
ઉદર નિત આહાર, અલાહ સહુને આપતા,
કીડીને કણસાર, મેંગળ મણભર મુગલા. ૭
માનસરો વર માંય, હંસ બગ સાથે રહે;
મરાલ મોતી ખાય, મીન ભ્રખે બગ મુગલા. ૮
ખાંડ ખાતર દઈ ખાસ, અમૃત સીંચ્યો એ પરે
લીંબડ નિજ કડવાશ, મૂકે નવ કદી મુગલા. ૯
સરસ પુષ્પ દ્રગ સંગ, રાખો મેળ શુભ રીતથી,
તોપણ ગંધ લસણ, મૂકે કદી ન મુગલા. ૧૦
વાનર ગળ વરમાળ, પહેરાવો પુષ્પો તણી;
તોડી ફેંકે તતકાળ, મટે ન આદત મુગલા. ૧૧
બબરી સિંહનું બાળ, પાળો લાવી પ્રેમથી;
કો'ક દિન આણે કાળ, મટે ન આદત મુગલા. ૧૨
સાબુ ચૂના સાથ, કોશિશે ધરી કોયલા;
ધુએ દૂધથી સાત, (તોય) મટે ન કાળપ મુગલા. ૧૩
પય સાકર ઘી પાય, સીદણને કેસર સહિત;
નીત સાબુથી નાય (તોય) મટે ન કાળપ મુગલા. ૧૪
ચતુર નારી નર ભોટ, નર ચતુર નારી નફટ;
સરખેસરખી જોડ, મળવી મુશકેલ મુગલા. ૧૫

જે ઘરમાં સતી નાર, સ્વર્ગ તેને સંસારમાં;
શંખણીથી સંસાર, મોટું દોઝખ મુગલા. ૧૬
મિત્ર મિત્રની માંય, ઠઠ્ઠાબાજી ઠીક નહીં;
તૃષનો ભારથ થાય, મશકરી કરતાં મુગલા. ૧૭
અરિ પણ આંગણમાંય, આવ્યો ઝટ આદર કરી;
તજીને શત્રુતા ય, મિત્ર બને તે મુગલા. ૧૮
કરણી કર સાચા, એ જ ન્યાય અલ્લાહ તણો;
ચોપે અકે કરી ચાહ, મળે ન અંબફળ મુગલા. ૧૯
ઓછું ઉંચર હોય, અધિક નમે અવનિ ભણી;
તોળી જુઓ તુલમાં ય, મણઅધમણને મુગલા. ૨૦
ભરપુર ધનભંડાર, ખાધાથી ખૂટે ખચિત;
નર કંઈ હુન્નર ધાર, (જેથી) મુફલીસ નાવે
મુગલા. ૨૧
અવનિ પર અથડાય, ઉત્તમ વણ આશ્રય વિના;
પગથી વિણ પોચાય, મેડી પર નવ મુગલા. ૨૨
એકે કાચ કંપાય, એકે હીરો જડે હેમમાં;
સમ વર્ગમાં પણ ક્યાંય, મળે ન સમપદ
મુગલા. ૨૩
કર્મ તણો ન કરાય, વાદ વિવાદ વિશ્વમાં,
બન્યો ઓરંગ પતશાહ, મુરાદ કેદી મુગલા. ૨૪
જોખમ નવ જળવાય, સરસ ગુણ શકિત વિના;
માલ ચોરી મુંઝાય, મૂડી વણ નર મુગલા. ૨૫
કનક કરે નવ શોર, ઠાલું કાંસું ઠણઠણે,
બુદ્ધિહીણ કરે બકોર, મોટા બકે ન મુગલા. ૨૬
બાહેર આવે ખાસ, હોય હાંડીમાં તેહની;
મન તણી મસલત ખાસ, મુખ પર આવે
મુગલા. ૨૭
ગુણી મુખ ગુલશન ધાર, ગમાર મુખ ગટર સમો,
આપે સુગંધ અપાર, મારે બદબો મુગલા. ૨૮
ગુણ સમ નામ ગણાય, જુઓ જગતમાં જણસના,

લુણ ક્ષાર લેખાય, (નાય) મીઠું કહે સહુ
મુગલા. ૨૯

કાન ન દે કુળવાન, દુરજનના દુરવચન પર,
ભસે સર્વ મળી શ્વાન, મેંગળ ગણે ન મુગલા. ૩૦

કામી નર ત્રિયા કાજ, ખુવાર થીઆ કૈંક
ખલકમાં,
રાવણે ખોયું રાજ, મોહતાં સીય પર મુગલા. ૩૧

કાવ્ય–અમ્રતફળ સાર, ખાએ તો સહુ કો
સખસ,
સમજે સરસ રસદાર, (માત્ર) બુદ્ધિજન
મુગલા.–૩૨

ચખની ચંચળતાય, અધર મધુર કુચ કઠિનતા;
કાવ્ય તણી સરસાઇ, માપે રસિક જ મુગલા. ૩૩

કાવ્ય સુણે નહીં કાન, કીરત રહિત તે કૃષ્ણજન,
ધરો ન વ્યંડળ ધ્યાન, મ્રગનયની તણુ મુગલા.૩૪

લોભી જનને ખાસ, કડવાં લાગે કવિવચન,
વૃદ્ધને ત્રિયવિલાસ, મહા દુઃખદાયક
મુગલા. ૩૫

ગુણ નવ ગ્યો ગણાય, ગુણગ્રાહક ગુમ થઇ ગયા;
કહે કયાં જઇ કવિરાય, મન તણી મસલત
મુગલા. ૩૬

સંસારી સુખ સાજ; દૂધ દોલત ને દીકરા;
તજી રાજને તાજ, મરવું નિશ્ચયે મુગલા. ૩૭

ગયો સિકંદર શાહ, રૂષ્ટપુષ્ટ રૂસ્તમ ગયો,
એ જ અસલી રાહ, મરવું નિશ્ચયે મુગલા. ૩૮

વૈદ વડો લુકમાન, હિકમતમાં હદ જે હતો,
મળ્યું ન મૃત્યુજ્ઞાન, મરવું નિશ્ચયે મુગલા. ૩૯

વીમાય વહેતું વાણ, ખરે જે ખીલે પુષ્પ તે,
જન્મ્યું તેને જાણ, મરવું નિશ્ચયે મુગલા. ૪૦

બુધ મૂરખ બળવાન, નિરબળ રંક જતિ નરપતિ:
સમજે એક જ સમાન, મૃત્યુ સહુને મુગલા. ૪૧

વિણ પ્રગટ વિદ્યાય, બીકણું બળ ધન કૃપણનું;
ગણે વ્યર્થ ગણાય, મહી ઉપર ન મુગલા. ૪૨

પ્રિય નહીં પૈસાદાર, દુનિયા દાતાને ચહે;
આશ ઈન્દ્રની સાર, મ–હે–દ–ધિની નહીં
મુગલા. ૪૩

જળ સંગ્રહક રતનાર, પથરાયો પ્રથ્વી પરે,
મેઘ મહા દાતાર, મહી ચઢી ગરજે મુગલા. ૪૪

કુળની કુરીત હોય, તો તેને તજવી તુરત;
જનક તણો કૂપ જોય, મરાય ન ડૂબી મુગલા. ૪૫

કટુ વચને તૂટેલ, ફૂટેલ બીજું સારતાં,
મળવાં ફરી મુશકેલ, મન મોતી બેય મુગલા. ૪૬

પ્રીતિ પૂરણ હોય, મીન તણી જળથી જુઓ,
જીવે ન જળ વીણ સોય, મિનિટ એક પણ
મુગલા. ૪૭

પૂરણ ધરીને પ્રીત, વળગી તરુ સંગ વેલડી,
સૂકે તોય ખચિત, મૂકે નવ કદી મુગલા. ૪૮

સુજશ ત્યાં લગી સ્વાદ, જિંદગીનો આ જગતમાં
બદનામી થયા બાદ; મરો કે જીવો મુગલા. ૪૯

આડંબર તજી યાર, ઇજત ચાહો અવનિમાં,
કીરતિ વિણ ક્રોડ વાર, મરવું સારૂં મુગલા. ૫૦

કદી નવ કળી શકાય, નિજ અવગુણ નિજ
દ્રષ્ટિએ;
દર્પણથી દરશાય, મુખની કાળપ મુગલા. ૫૧

અવગણુ લડે ન ઉર, સજન દુર્જન સંગથી;
કોકિલ તજે ન સૂર, મળી કાગ સંગ મુગલા.૫૨

ધરે ન મૂરખ ધ્યાન, સજનની શિક્ષા પરે;
પલળે નવ પાષાણ, મહાવૃષ્ટિથી મુગલા. ૫૩

અવનિ પર ઇનસાન, એક એકથી છે અધિક;
ગોળ થકી ગળી ખાંડ, મીઠી સાકર મુગલા. ૫૪

મહાદુખનો મહેરામણ, સુખની પાછળ છે સહી;
જનમે તેણે જાણ, મરવું દુખથી મુગલા. ૫૫

સુંદર તન શણગાર, શીલ વગર શોભે નહીં,
પુષ્પ પલાશ સાર, મકરબે ચડે ન મુગલા. ૫૬

અતિ નવ થાવું અંધ, સુંદર તન શોભા પરે:
જાસુદ પુષ્પ સુગંધ, મળે ન જરીએ મુગલા. ૪૭

દુરગુણ દિલ નવ ધાર, જન કદરૂપો જોઈને;
અરપે સુગંધ અપાર, મૃગ મદકારી મુગલા. ૫૮

અર્ક નથી અણુપાર, મેઘ કરે મહિ ઉપરે;
દુશ્મન દાનો સાર, મિત્ર બૂરો મૂઢ મુગલા. ૫૯

નમ્ર બને નિરધાર, વિત મેળવી વિબુદ્ધ જન;
ફળતાં અંબ અપાર, મહિગમ ઢળનો મુગલા. ૬૦

ખંત ધરી જન ખાસ, કબજે રાખો કેવડો;
તોપણ સરસ સુહાસ, મહેકાવે ન મુગલા. ૬૧;

ફૂડું ચડે કલંક, દુરજનની દોસ્તી થકી
અવશ્ય લાગે અંક, મસને અડતાં મુગલા. ૬૨

સમજે સુખ સદાય, દુષ્ટ અવરને દુખ દઈ;
વાયસ ખેલ ગણાય, મેડક મૃત્યુ મુગલા. ૬૩

કરડે વીંછી કૈંક, દુખ દીએ ઘડી બે ઘડી;
ઊગરે સોમાં એક, મણિધર ડસતાં મુગલા. ૬૪

રખડે રૈયત બેહાલ,તંગી કણ, તૃણ, જળ તણી;
દીસે ત્યાં દુકાળ, (જ્યાં) મૂરખ મહીપતિ મુગલા. ૬૫

ચાલે પ્રજા કુચાલ, ચોરી લૂંટ વધે ચોગણી;
દીસે ત્યાં દુકાળ, (જ્યાં) મૂરખ મહીપત મુગલા ૬૬.

વળે ન જ્યાં વેપાર, ધીર ધાર ધન જ્યાં નહીં;
દીસે ત્યાં દુકાળ, (જ્યાં) મૂરખ મહીપત મુગલા. ૬૭

જામે ધૂર્ત કરી જાર, પીડા વેઠે પંડિતો;
દીસે ત્યાં દુકાળ, (જ્યાં) મૂરખ મહીપત મુગલા ૬૮

વૃક્ષ વન વેલી સુકાય, ખેતી પણ ખાલી જમીન;
દીસે ત્યાં દુકાળ, (જ્યાં) મૂરખ મહીપત મુગલા. ૬૯

હાટ દીસે હડતાલ, ઉજડ કસબા ઘરો અધિક;
દીસે ત્યાં દુકાળ, (જ્યાં) મૂરખ મહીપત મુગલા ૭૦

પાણી વિન અપાર, પ્રાણી જ્યાં પીડા સહે;
દીસે ત્યાં દુકાળ, (જ્યાં) મૂરખ મહીપત મુગલા. ૭૧

કૌશલ્ય નવ કળાય, ભિક્ષુક જન ભટકે ઘણા;
દીસે ત્યાં દુકાળ, મૂરખ મહીપત મુગલા. ૭૨

પ્રજાજનની વાત, મહીપત મનમાં લે નહીં;
(ત્યાં) અધિકારી ઉધમાત, માંડે બમણો મુગલા. ૭૩

દેશ દરિદ્ર થાય, નરપતિ જ્યાં નીતિ તજે;
રસકસ પાક હણાય; મેઘ રીસાતાં મુગલા. ૭૪

ન્યાય તજે નરપાર, રૈયત ખૂણે જઈ રહે;
(જેમ) માત હણે નિજ બાળ, (તેને) મળે દાદ ક્યાં મુગલા. ૭૫

દેતાં દિલગીર થાય, દેણું કરી લેણદારને;
જાણો તે જગમાંય, મૂરખ મોટો મુગલા. ૭૬

ખંત ધન ખરચાય, નાટક સરકસ નાચમાં,
દે ન પરમાર્થે પાઈ, (તે) મૂરખ મોટો મુગલા. ૭૭

બાલ અવસ્થામાંય, સદ વિદ્યા શીખે નહીં;
પાછળથી પસ્તાય, (તે) મૂરખ મોટો મુગલા. ૭૮

મધ્ય જુવાનીમાંય, અલ્લાહને ઓળખ્યો નહીં;
પળી આવ્યે પસ્તાય, મૂરખ મોટો મુગલા. ૭૯

લડવાની અતિ લાય, કલેશ કરે નિત કુટુંબમાં;
સંપી રે'ન સદાય, (તે) મૂરખ મોટો મુગલા. ૮૦

દડબડ દોડયો જાય, પીને દારૂ પ્રીતથી;
(પણ) દૂધ ન આવે દાય, (તે) મૂરખ મોટો મુગલા ૮૧

હિંમત હારી જાય, હોય હુન્નર હાથે છતાં;
(પછી) પૈસા વિણ પીડાય, (તે) મૂરખ મોટો મુગલા. ૮૨

અફીણ ખાય અણપાર, સ્વાદિષ્ટ સાકર તજી;
નર તે છે નિરધાર, મૂરખ મોટો મુગલા. ૮૩

ખૂબ વિત ખરચાય, (પણ) આવકનું નહીં ધ્યાન ઉર;
(પછી) દેણામાં ડૂલ થાય,
(તે) મૂરખ મોટો મુગલા. ૮૪

પડી પિતાને પાય, માફી સુત માગે નહીં;
(પછી) ચાલીસાને ચાય, (તે) મૂરખ મોટો મુગલા. ૮૫

હોય પુત્ર જુવાન, પિતા પડે પર પ્યારમાં;
જરૂર તેને જાણ, મૂરખ મોટો મુગલા. ૮૬

પર-ત્રિયાથી કરે પ્રીત, ઘર-ત્રિયા તજી કરી;

ખલકમાં ને ખંચત, મૂરખ મોટો મુગલા. ૮૭

વારિ હોય વિશેષ, (તો) બગલા સરતીર બેસશે;
તજે સુકાતાં છેક, મતલબી દુનિયા મુગલા. ૮૮

ભમર અટવીમાં જુએ, સુગંધિત પુષ્પ જયાં;
તજે સુગંધ વિણ તે, મતલબી દુનિયા મુગલા. ૮૯

તરુ પર તાજાં ફાલ, જોઈ વિહંગ જાએ અતિ;
તજે તે વિણ તતકાળ, મતલબી દુનિયા મુગલા. ૯૦

હોય હરિત વન જ્યાં ય, કુરંગ ફરે ત્યાં કૂદતા;
દવ લાગ્યે દૂર થાય, મતલબી દુનિયા મુગલા. ૯૧

પૈસો હોયે પૂર, (તો) સહુ કોઇ આવે સનેહથી;
(પણ) દરિદ્રતામાં દૂર, મતલબી દુનિયા મુગલા. ૯૨

દર્દ થતાં દેહમાંય, વ્હાલ ધરે સહુ વૈદ પર;
વળતી વીસરી જાય, મતલબી દુનિયા મુગલા. ૯૩

વેશ્યા હરવાવિત્ત, દ્રવ્યવંતથી દોસ્તી કરે;
પછી કરે નહીં પ્રીત, મતલબી દુનિયા મુગલા. ૯૪

ચોમાસામાં ચાય, આલમ સૌ મળી ઇંદ્રને;
માવઠું પછી મનાય, મતલબી દુનિયા મુગલા. ૯૫

જ્યાં લગ પશુ પય પાય, ઘાણ દીએ જન ખંતથી;
(પછે) પાંકડ નવ પોષાય, મતલબી દુનિયા મુગલા. ૯૬

નારી નખરાદાર, નેહ કરે નર જુવાનથી;
વૃદ્ધથી કરે ન પ્યાર, મતલબી દુનિયા મુગલા. ૯૭

અંતર ધરી યકીન, સદ્વિદ્યા સજ્જન ગ્રહી,
(જેમ) પીએ દૂધ પ્રતિદિન, મરાલ જળ તજી મુગલા. ૯૮

કાવ્યગુણ કળે ન કોઇ, સદ ગ્રંથ દોષ જ શોધશે;
(જેમ) ખ્યુટી કાણું ચાંય, મણિમંદિરમહીં મુગલા. ૯૯

અવગુણ સંગ ગુણ એમ, સજ્જન ઝટ શોધી લીએ;
જળ તજી પીએ પય જેમ, મરાલ પંખી મુગલા. ૧૦૦

### દુહા ભાંડરૂના

જગનાથે નરમેલ જનો, જનાવર જંતુ સહુ;
જણાય જોતાં સહેલ; ભેળાં રે'તે ભાંડરૂ. ૧

સગાં સનેહી સહુ સાથ, મળે પરસ્પર મતલબે;
પણ કહેવત પ્રખ્યાત, ભેળાં રે'તે ભાંડરૂ. ૨

જુઓ જનાવર મસ્ત, મન હસ્તિ મહાવત કને;
ખાય પીએ થઈ સ્વસ્થ, ભેળાં રે'તે ભાંડરૂ-૩

સર્પાદિક સપડાઇ, સાવજ પણ સાથી કને;
બેસી રહે બંધાઇ, ભેળાં રે'તે ભાંડરૂ. ૪

જાય કીડી જો એક, દરમાં કે ડબરા વિષે;
આવી મળે અનેક, ભેળાં રે'તે ભાંડરૂ. ૫

ભૂખ્યાં કો દુઃખાય, ઢોર સહુ સ્વામીગૃહે;
બાંધે ત્યાં બંધાય, ભેળાં રે'તે ભાંડરૂ. ૬

અન્ય જાતિ પણ એમ, માન તજી મળતા રહે;
તો ન સજાતીય કેમ, ભેળાં રે'તે ભાંડરૂ. ૭

એક કાગ કચવાય, અનેક થઇ ત્યાં એકઠા,
કાં કાં કરીને કાય, ભેળાં રે'તે ભાંડરૂ. ૮

મર્કટ જો મુંઝવાય, કિકિયારે ટોળે મળી.
વેર લીધે વીખરાય, ભેળાં રે'તે ભાંડરૂ. ૯

રાવણ મારી રામ, જીતી લાવ્યા જાનકી,
કર્યું વાનરે કામ, ભેળાં રે'તે ભાંડરૂ. ૧૦

વણ પૈસે વનરાજ, જબરો થયો જંગલ વસી;
હતા ભીલ જો હાથ, ભેળાં રે'તે ભાંડરૂ. ૧૧

પાડોશી પરનાત, મદદ કરે મારા ગણી,
દુઃખ વખતે દિન-રાત, ભેળાં રે'તે ભાંડરૂ. ૧૨

માટે દેશી ભ્રાત સૌ. સ્વદેશી સરખા ગણો;
ભળતા રંગે ભલીભાત, ભેળાં રે'તે ભાંડરૂ. ૧૩

લાખો દો અક્ષિન, દક્ષજનો ન દબાઇને,
બાંધો ધોરણ બેશ, ભેળાં રે'તે ભાંડરૂ. ૧૪

વધવા જ્ઞાન વિશેષ, ઘટિત ઉપાય ઘડયા કરો;
હોંશે કરી હંમેશ, ભેળાં રે'તે ભાંડરૂ. ૧૫

સમધાનીથી સર્વ વધવા સદાસુ સંપતિ,
ગુણી થાઓ તજી ગર્વ, ભેળાં રે'તે ભાંડરૂ. ૧૫

મળી પ્રજા મહીનાથ, રાતદિવસ રળતા થવા;
ઉદ્યમ કરો અગાધ, ભેળાં રે'તે ભાંડરૂ. ૧૭

જાણો સર્વ જરૂર, નોખા તે નોખા પડે,
સૌ કો ધરી સુસંપ, સ્વધર્મથી સંતોષમાં,
ત્યાગી કલેશ કુસંપ, ભેળાં રે'તે ભાંડરૂ. ૧૯

ટાળવા સૌ સંતાપ, પાપકર્મ ન કરે કશું,
સમજી પ્રભુ પ્રતાપ, ભેળાં રે'તે ભાંડરૂ. ૨૦

# ગત પેઢીના મહાનુભાવ ચારણકવિઓના દુહાસંગ્રહમાંથી

### સ્વ. શ્રી દુલા કાગ રચિત

મોઢે બોલું મા, સાચે ય નાનપ સાંભરે;
(ત્યારે) મોટપની મજા, મને કડવી લાગે કાગડા. ૧

જે કર માંડી ઝીલીઆ, જે કર પોઢયાં જોય;
તેડી લેજે નોય, એ કરથી છેવટ કાગડા. ૨

(જેની) ફોયું ફરકેલી, એને ચૂલે ચડવું પડે;
આંબળ અલબેલી, એનું કોઈ ન પૂછે કાગડા. ૩

પંડડયાં પાલટીઆં, નાડે સગપણ નો રિયાં;
ઇંધણ આગ થીઆં,
આખાં કુળને ભરખિયાં કાગડા. ૪

મન ખારે મળિયાં, મળીઆં પણ માથે રિયાં;
ભેળાં પય ભેળીઆં, પછી કોરે ન થીઆં કાગડા. ૫

હરીઅલ વેર ન હોય, ફળીઆમાં કુંજર ફરે,
(પછી) વયની વાટું નોય, કેહર ખચ્ચાંને કાગડા ૬

સોનું નીચ સદાય, હેતુ સાચાનાં હૈયાં,
જુગે જૂનાં ન થાય, કાટ ન ચડે કાગડા ૭

હૈયું ... ને ... કાપે ... હાથ;
(એનો) અંતરમાં અદેશો નઇ;
ચણોઠડીનો સાથ, એની કોચવણ રઇ ગઇ કાગડા. ૮

તારી મીઠપ તાવ, અંગડે જેને આવશે;
એનો ભવનો સાકરભાવ, કડવો લાગે કાગડા. ૯

તનડાં તૂટે તોય, પ્રીતું પાલટશે નહિ;
જળમાં ખીલા ન જોય, કાટ ન બોળે કાગડા ૧૦

અંગ ભૂધર અસવાર, વૈકુંઠે કાયમ વસે;
તોય એરૂનો આહાર, કદીએ ન છોડયો કાગડા. ૧૧

રટીએ જીભે રામ, ત્યાં ભવનાં દુઃખ ભૂકા કરે;
(ઇ) સીતા કેરો શામ,
પણ કાયમ દખણી કાગડા. ૧૨

આંખો જાય અવનાર, આંઉમાં ઇતાડયું ભણો;
એને ધોળા પયની ધાર,
કદીએ ન મળે કાગડા. ૧૩

મન એમાં મજા, ફૂલ વીણી પાછો ફરે;
એના પંડનું પૂછીશ ના,
તને કાંટા કયાંથી કાગડા! ૧૪

દીપક કિસ પર જલ રહા, કિયાં પાપકા કામ:
સો કારન પરિવારકા, મુખ શરીર સબ શ્યામ. ૧૪

### સ્વ. શ્રી શંકરદાન દેથા રચિત

હરિ યો હરકા ભજન કર, દે ગરીબકો દાન;
કવિ શંકર કલ્યાણપ્રદ, મારગ ઉભય મહાન. ૧

સગુણ નિર્ગુણ દોઉ એક હૈ, અક્ષર અંક સમાન;
ભ્રમ છાંડી કરહુ ભજન, દાખે શંકરદાન. ૨

યહ માનુષ તન મહલકા, નિશ્ચય હોગા નાશ:
ચેત સમજ ભજ વૃષભધ્વજ, કહે કવિ શંકરદાસ. ૩

ક્ષુધાતુરકો અન્ન દે, તૃષાતુરકો જીવન;
દીન નગનકો વસન દે, ઇશ્વરકો દે મન્ન. ૪

સ્વજનકા સતકાર કર, પરિજન પર કર પ્યાર;
શત્રુ મિત્ર સબકે ઉપર, કર કર કર ઉપકાર. ૫

શરીર સંપતિ સમય અરૂ અસ્થિર હૈ અધિકાર;
કવિ શંકર ઝટ કીજિયે, ઇશ ભજન ઉપકાર. ૬

કર કર કર સતકાર, યાચક દીન અતિથિનો;
હરિ નિવારણહાર, સમય સંપતિ સર્વદા. ૭

હોય જ્યારે દુઃખ હોય, માગે ત્યારે જ માનવી;
નોય કોઇને નોય, શોખ માગ્યાનો શંકરા. ૮

તૃષાતુરને તોય અને ભૂખ્યાંને ભોજન દિયે;
સુકૃત ફળપ્રદ સોય, સુરતરુ જેવું શંકરા. ૯

ચિંતા ચિતામાંય; ફક્ત મીંડાનો ફરક,
બાળે બેય બળાય, સજીવ અજીવને શંકરા. ૧૦

શ્રીમંતો સરવર રહો, પંથીને જળ પાવ;
મિથ્યા કૂપ મ થાવ, સાચું કે' છે શંકરો. ૧૧

મોહ મમત તું મેલ, ભુવન રાજવૈભ તણો,
મોગલ તણા મહેલ, છે જો દલિગે શંકરા. ૧૨
કાન્તા સુંદર કોય, ભાળીન થે મનડું ભ્રમિત:
તો-જરઠ ડોશી જોય, સમજણ લેવી શંકરા. ૧૩
ખાવું પીવું ખરચવું. વિગને વાપરવું,
માનવને મરવું, સાચું અંને શંકરા. ૧૪
હર હર આતમ ભજ. હવે, દલનો છોડ દગો:
છેવટ એ જ સગો, સાચો તારે શંકરા. ૧૫

લોક-પરંપરાના વર્તમાનકાલીન દુહાસર્જનમાંથી કેટલીક રચના

**શ્રી. નારણદાન બાલિયા રચિત**

મન વેધુ બુદ્ધિ વિગળ, પાણી અમૃત વેદ;
ઝરણાં સાગર જીરવે(છે) ભલા બૂરાના ભેદ -૧
જમી જમીમાં ફેર છે, એક જમીમાં જાર;
એક જમીમાં ઊપજે મોતીના શણગાર ૨
મન ત્યાં સંયમ ના મળે સંપત્ત ત્યાં મનનોય;
સોનું અને સુગંધની જોડી ક્યાંય ન જોય. ૩
મેળવતાં મહેનત પડે, સાચવતાં સંતાપ;
ઇશ્વરથી તોપણ અધિક જંપતા જરના જાય ૪.
લાગે ધનની લોટરી (થાય) રાજા રાનોરાત;
દાનવીરની દિલમાં આવે નહીં અમીરાત. ૫
કાયા માયા કોયનાં થ્યાં ન કે દી થાય;
જીવનની અચરજ જુઓ, મમતા નો મુકાય. ૬
સેલાણી સમંદર તણી, નીઘડક સેલી નોય;
દખની સમજલી દિલમાં, 'હલે ચાવું' ને હોય. ૭
વરસારો વીત્યા પછી, વર્ષે નો વવાય;
સમય પછીથી સરવનું વાવ્યું વણસી જાય. ૮
માણેક-હીરા મૂલને સમજી લેવું સહેલ;
પરખ દિલની પામવી માનવની મુશ્કેલ. ૯
તન બોળી તેજાબમાં, તાવે ટીપે તોય;
રંગ રેખા બદલે નહીં, સાચું સોનુ સોય. ૧૦
જાદુગર જડકી દિયે માવાની મીઠાઇ;
જોગીની ઝોળી થકી પાંતું નો પીરસાય. ૧૧
ઝીલ્યા પછી જાન્હવી જો પાતક રહી જાય;
અઘહર્તાનું અવનીમાં માતમ કેમ મનાય! ૧૨
કાળધરમ કોઠા તણું હયે પરમાણ દરેક,
જળસાગરથી જનમિયાં અમૃત ને વિષ એક. ૧૩
પગ ચાંપી મૃતપિંડની પાણી સુકવળ પાય,
ઊદમી કાજે આજ લગ દેખ્યા નહીં ફળદાય. ૧૪
પાળે મુખ બોલ્યું પ્રથમ દીયે પછી ઉપદેશ,
વાણી એવા વીરની લટે નહીં લવલેશ. ૧૫

**શ્રી. પિંગળશી મેઘાણંદ રચિત**

શ્રી કન્યા ભગિની પ્રસુ. દેવિ દયાની ખાણ;
નારી જગ વિધવિધ સ્વરૂપ, કરત સદા કલ્યાણ. ૧
માત સ્વરૂપ સંતાનકી, પત્ની સ્વરૂપ પતિદેવ;
ભગિની સ્વરૂપ નિજભ્રાતકી, ચાહત નારી સેવ.૨
દાતા ભક્તન સંત સૂર, જ્ઞાની ધ્યાની ગુણવાન;
નારી નરકા જન્મ દે. પાયાં ઉજવલ પાન. ૩
નારી તું નારાયણી, સંસારે સજ્જેલી;
નવપલવિત નિત રાખતી, વિશ્વ બાગની વેલી. ૪
તૂં રામાયણ ભાગવત, તૂં સઘળાય પરાણ;
તૂં ચંડી મહાભારને, નારી દિયણ નિર્વાણ. ૫
હોત સદા નારાયણી. જા ઘર તવ સન્માન;
તા ઘર નવનિદ્ધિ રમે, કહતહિ વેદ પુરાન. ૬
તૂં દુનિયાં સર્જન કરે, તૂં કરે સર્વ વિનાશ,
તૂં રૂઠી પલમાં કરે. નારી ખેલ ખલાસ. ૭
લીધાં તે કંઇ વ્રત કઠિન, કીધાં શીલ જતન્ન;
પીધાં વિષ અમૃત કરી, કીધાં અજબ રતન્ન. ૮
તૂં નારી સુરતરુ સમિ, ઇચ્છિત ફલ દેનાર;
તૂં વિણ સૂનો લાગનો, વિશ્વ તણો વહેવાર ૯
તૂં ઝૂઝી સંકટ સમે, શિયળ રાખવા સ્વચ્છ;
દેખો યહ દુનિયાંમહીં નારી પ્રભા પ્રત્યચ્છ. ૧૦
તૂં હૈયાની હુંફથી સ્વર્ગ બનત સંસાર;
નારી તવ નિશ્વાસથી નિશ્ચય નરકાગાર. ૧૧
વનિતા તૂં વિણ વિશ્વની, કદી ન વૃદ્ધિ થાય;
શકિત સર્જનહારની, અવશ્ય અટકી જાય. ૧૨
તૂં મહાકાલી જોગણી, તૂં દેવી દરસાય;
તૂં માયા માહેશ્વરી તૂં સ્વરૂપ લખાય. ૧૩

તું જીવન સહચારણી, પતિ પારાયણ રૂપ;
છતી આંખે અંધી બની, જોયું ન જગત સ્વરૂપ. ૧૪

તું મીરાં મંજીરાં લઈ. ગાગો ગિરધારલાલ;
તૂં પોઢી મુમતાઝ ઘર, ઓઢી તાઝમહાલ ૧૫

**શ્રી મેકરણભાઇ લીલા રચિત**

અંગ રૂડાં મન ઉજળાં, જીગર સ્નેહે ઝૂલે,
એને 'ભેદુ' ના ભૂલે. ભવ લગ માનવ ભોળિયાં. ૧

લાડકવાયાંનાં લોળિયાં. ફોગટ મનમાં ન ફૂલે,
એવાં 'ભેદુ' ના ભૂલે, ભવ લગ માનવ ભોળિયાં ૨

આંસુડાં સ્નેહે આંખ, આવે મળતાં અણમૂલે,
એવાં 'ભેદુ'ના ભૂલે, ભવ લગ માનવ ભોળિયાં. ૩

ગણધારી ગરવા ગણું. ખંને જીગર ખૂલે;
એને 'ભેદુ' ના ભૂલે,ભવ લગ માનવ ભોળિયાં. ૪

સત્યવકતા સદ્‌ગુણી, દયાળુ દઢ-દાતાર;
'ભેદુ' ભવ લગના ભૂલે, મોંઘાંમૂલાં માનવી. ૫

પંડ પૂરણ હોય પવિત્ર, જાતે પરચે જાનવી;
'ભેદુ' ભવ લગ ના ભૂલે મોંઘામૂલાં માનવી. ૬

પર ઉપકારે પંડને, વીર દે વેચાવી,
'ભેદુ' ભવ લગ ના ભૂલે, મોંઘામૂલાં માનવી ૭

**સરવો સોરઠ દેશ**

પાતળ બદન ને પદમણી, કડ લગ લંબા કેશ;
ભેદુ મેકરણ ભણે, એવો સરવો સોરઠ દેશ. ૮

ડણકે સાવજ ડુંગરે, હાકલવીર હંમેશ;
ભેદુ મેકરણ ભણે. સરવો સોરઠ દેશ. ૯

મરજાદાં પાલન મહા, પંડ ઢાંકણ પેરવેશ;
ભેદુ મેકરણ ભણે, સરવો સોરઠ દેશ. ૧૦

ઉજળ પખાંના આદમી, લોભ નહિ લવલેશ:
ભેદુ મેકરણ ભલે, એવો સરવો સોરઠ દેશ. ૧૧

ગર ઘાટી ગરવો ધણી, નમણા ચારણ નેસ;
ભેદુ મેકરણ ભલે, સરવો સોરઠ દેશ. ૧૨

મેયું ગાયું મલપતી, નારી નાજુક વેશ,
ભેદુ મેકરણ ભણે, સરવો સોરઠ દેશ. ૧૩

યાદ કરે અંતર ઠરે, સજ્જન ભેટે શેણ,
મેકરણ માયાળુ માનવી, જેનાં વહાલાં લાગે વેણ.૧૪

ગરવો ભરથ સોમનાથ, શેતલ ભાદર શેણ.
ભેદુ સાવઝ ભાઇબંધ, સરવો સોરઠ દેશ. ૧૫

**શ્રી. બળદેવભાઇ નરેલા રચિત**

સમયતણી સંસારમાં. સહુને લાગે ચોટ;
ભવ-સાગર એવો ભર્યો, કાં ભરતી કાં ઓટ. ૧

મન જેવાં મોજાં, દરિયેથી દોટું દીએ;
હલકા જોઈ હીએ, ફટ કહીને પાછાં ફર્યાં. ૨

ફટકિયાં ફૂટયા કરે, તેનો ન હોય નોલ;
પૂન્ય હશે તો પાળશે, બોલેલ પોતાના બોલ. ૩

ધનને ઊંડું નવ ધરો, કરો સદા સત - કામ;
રોજી રોટી આપવી, તો રાજી રેશે રામ. ૪

ગઢપતિ મોટા કઈ ગયા, લેવાણું ન લગાર;
માટીથી માટી મળી, (અને) અંગ જયું અંગાર. ૫

સદ્‌બુદ્ધિ દગે શામળો, સત્યનો સમજાય સાર;
નુગરાં સાથે નો કરે, વેધુ જન વહેવાર. ૬

કંસતણા વિધવંસનો, નાથ કર્યો નિરધાર;
જન્મ ધરિયો જાદવે, કફરે કારાગાર. ૭

સહુને થયો સંસારમાં, રાજપુરુષનો રોગ,
(પણ) અંજળ હશે તો આપશે, ઇશ્વર એનો જોગ. ૮

મન મૂરે બંધાય નહીં, ભોગવ્યે જાજા ભોગ;
વય જોબન વીતી જશે, (અને) રેશે અંતે રોગ. ૯

આંબેરણ ધીંગી અળાં, ફળ મીઠાં ફળિયાં.
ખારસમાં ઊગે ખરાં, બોએ બાવળિયાં. ૧૦

સર બંદૂકે નો સરે, નશાં વીંધે નેણ,
કાં વીંધે જઇ કાળજું, કીધું વેણ કવેણ. ૧૧

સાબર, સસલાં, શ્યામને, સઘળાં છંછેડે,
હરમત કોઇની હાલશે, કેસરને કેડે ! ૧૨

બેટો કદી માબાપનું, કીધું ન માને કેણ;
જણનારી લાજી મરે, નીચાં ઢાળી નેણ. ૧૩

સારાસનાં સંસારમાં, જેણે ભંડારો ભરિયા;
ડરિયા વિણ ભવસાગરે, તું આ વિણ તરિયા. ૧૪
ઘર મેમાનો ઘૂમતા. લેશું નહીં લગાર;
મેણું નઇ માબાપને, એવો દે અવતાર. ૧૫

### શ્રી. હિંગોળદાન નરેલા રચિત

સ્નેહીનાં સુખદુઃખની. ચિત્તમાં લાગે ચોટ;
ચંદ્ર પ્રેમથી સાગરે. (જુઓ) આવે ભરતી ઓટ. ૧
પીધાં આશા જળ પ્રેમથી. હશે ઇ ભૂમિય હરિયાળી,
એના દિવસ દિવાળી, અને રાત્યુંય રઢિયાળી.૨
જોયું સાચું ન જાણવું. નજરૂં કે'તી ના;
પ્રશ્ન ન બીજો પૂછવો, જો હૈડું પાડે હા. ૩
જાણ્યે અજાણ્યે જીવનમાં, થતી હોય ભૂલ થાય;
બળી ભસ્મ થાતાં બધા, પશ્ચાતાપથી પાપ. ૪
નિર્બળ બળ માનવ નકી, ઇશ શક્તિ અમાપ.
કરે નહીં સમજુ કદી, શોક હરખ સંતાપ. ૫
ચિત્ર ન હું દોરી શકું, (એવો) વિચિત્ર જગ-વહેવાર;
નીત નીત જેમાં નવીનતા, (એનો) પામી શકું ન પાર. ૬

જો હે સો જગદંબકા, તેરા નહીં તલભાર,
સુખદુઃખ ઉનકી રચના હે, જો બક્ષે સો સ્વીકાર. ૭

હટત મલિનતા હૃદયકી. ઘટત તિમિર અઘ ઘોર;
કટત કષ્ટ સંસાર કે, જો રટત નામ રણછોર. ૮

ઉમંગ ભર્યા ઉછળતો, એનાં અંતરમાં અરમાન
ગંભીર નાદે ગર્જતો, ગાતો સાગર ગાન. ૯
મરજાદા મૂકે નહીં, જે ચાહે સદા સ્વમાન,
માનભરી ઉપમા મળી, મહોદધિ નામ મહાન. ૧૦
આઝાદીના ઉન્માદમાં, જે બની જતા બેફામ;
(એને) કાંધ ગુલામી કેરી (પાછી) લાગુ પડે લગામ. ૧૧

ચાખી ફળનો સ્વાદ. ઠળિયાને ફેંકી દિયે.
ઇ ઊગે છે ઇ યાદ, સૌ ભૂલી જાય શામળા. ૧૨
ટાઢ સાહે તડકો સહે, ભટકી સહેતું ભૂખ;
મારવાડય દશ્યે સુખ – છેવટ ઊંટનું શામળા. ૧૩
માવઠાના મેએ, સરવર છલકે જાય.
ઇ કરૂતુ કહેવાય, કોઇ ચોમાસું ન કે સુરગા. ૧૫
જ્યારે હોય જરૂર ત્યારે પછેડી વા છાંટા પડે
દુકાળ ઠેલે દૂર અને સુકાળ સર્જે સુરગા. ૧૫

### શ્રી. બાપલભાઈ ગઢવી રચિત

પોતાનાં ઢાંકવા પાપ, અવરના ઉખેળા કરે,
ધરાર મારે ધાપ, (એને) સમત દેજે શામળા. (૧)
કટાણાનો કોઇ, પયોધર પાછટ દીએ,
(એમાં) હાનિ ઝાઝી હોય, સારૂં થોડું શામળા.(૨)
કૂડ વીંટાયેલ કીર્તિ, ઠાલા જગનાં ઠાઠ;
પડતું મેલી પ્રાણિયાં, પઢ માનવતા પાઠ. (૩)
રંધનિમેં રાખીએ સુધા દિયે સુરેહ;
બાપલ અમર નહીં બને, સંયમ વિહોણો દેહ.(૪)
બાપલ બનીને બગ, શીદ જગને છેતરે;
(તેથી) કાયમ રહેવું ઠગ, દેખીને દુનિયા ડરે. (૫)
બાપલ કે' ના બાંધીએ, બળિયા સાથે બાથ;
રાવણ જેવા રહ્યા નહીં, હતા છતાં વીસ હાથ. (૬)
બાપલ જેણે બહુ કર્યાં, કાયમ અવળાં કામ,
નશા ગયા છે નીકળી, (એનાં) નકશામાંથી નામ. (૭)

બાપલ કે' ના બાંધીએ, કદીએ કૂડાં કરમ,
રહ્યું સહ્યું રાખીએ, ધરતી માથે ધરમ. (૮)
ધરમ હોય તો ધન વધે, વધે વંશ ને વેલો,
બાપલ બીજું કાંઇ નહીં, પુણ્યે પાપને ઠેલો.(૯)
પુણ્ય હશે તે પામશે, અવની માથે અન્ન,
બાપલ કાયમ બાંધીએ, માધવ શરણે મન. (૧૦)

આ આવ્યો હવે આવશે, કોણે દીઠી કાલ,
બાપલ ભરોસો બહુ નહીં, હરિ ભજી લે હાલ.(૧૧)
આ પળ એળે જાય છે, બાપલ કર્યે બિચાર,
ફોલા જળને ફૂટતાં, વધુ ન લાગે વાર. ૧૨
સમજ્યા તે ચેતી ગયા, નર થઇ ગ્યા ન્યાલ,
અણસમજુના અવનીમાં, બાપલ બૂરા હાલ. ૧૩

બક્ષો આયુષ્ય બાપલ કહે, સારૂ એવું સહજ;
આજ તક એળે ગયું, અમ તાકાત નો કજ. ૧૪
બાપલ આયુષ્ય બહોત ગઇ, રહીસહી છે રાત;
હજી બાજી છે હાથમાં,(પછી) પસ્તાશો પરભાત.૧૫
બાપલ કે' અવગણુ બધા, ગણતાં થાયે ગંજ,
(પણ) લાંબાળુ લેપે નહીં, લાળ પડાની લજ્જ.૧૬

### શ્રી. મેઘરાજ મૂળુભા ગઢવી રચિત

પૂરવ હુંદા પુન્યથી, સજ્જન હોત સંતાન;
નહીંતર-ઠીપડા જેવા દીકરા, નક્કી પાકે નિદાન. ૧
કામી રૂપે આંધળો, દમડે લોભી દેખ;
સજન સદ્ગુણુ દેખનો, દુરીજન અવગુણુ દેખ. ૨
કરશો નહિ કોઇ દી, પતળેલનો પતિયાર;
ખલક માથે ખુવાર, મેળવે નક્કી મેઘડા. ૩
સ્વારથ પંડનો સાધવા, ખૂટલ કરે ખુવાર:
એનો કી આધાર, રહે જગતને રામડા. ૪
ધોરાજીનો ઢોલિયો, ઉપલેટાની પાટી;
નારી પદમણી નીપજે, મરદ નીપજે માટી. ૫
બાળક છે જગબાગનાં, ફોરમવાળાં ફૂલ;
ઇશ્વરરૂપ છે એહનું, ભજો તજી મન ભૂલ. ૬
પેટ કરાવે પાંપળાં, પેટ કરાવે વેઠ;
કરી કરી ને નોકરી, હતભાગીને હેઠ. ૭
રહેણી કરણી એક રંગ, વાણી વર્તન વેશ;
દુજો કદી ન દાખવે, હાકમ રંગ હંમેશ. ૮
ભોજન મિષ્ટ ભાવતાં, પીરસે નત પકવાન,
કામન આપે કંથને, પાન સરીખી પાન. ૯
સગાળે સૌ કોઇ, દાખે ભલપું દિલથી,
પણ–કફરા કાળે કોઇ, રાખે ન પડખે રામડા. ૧૦
તરસ્યાંની છીપું ટળે, મળે જીવત વતદાન:
નવાણું તણું નીરખ્યું, નકકી પુન્ય મહાન. ૧૧
દખણે દળે કાંકરા, ઇ લોટ કૂતરાં ખાય,
માખણુ જાળ છાશમાં, ઇ ફુહડ નાર કે'વાય. ૧૨
મંજીરાં બોલે મધુર, રણુકે તંબુર તાર,
અલખ દેવ આરાધવા, રટે જીભ રણુકાર. ૧૩
દુઝાણાં ગોરલ દીસતાં, ગહકે ઘંટા ગીત;
ગોકુળ જેવાં ગામડાં, રાખે નીતિ રીત. ૧૪
બજે નગારાં નોબતું, ઝાલરના ઝણુકાર;
ભજો ઇશ્વરને ભાવથી, આભ ભગ્યો અંધકાર. ૧૫

### શ્રી વલ્લભભાઇ રાજગુરુ રચિત

નમણો નારી નીરખો, વ્હાલપનો વરતાવ,
ભળ્યો ન જુદો ભાવ, ભલી નાર ભરવાડની. ૧
સ્વારથમાં સળડી રહ્યો, ધર્યું ન તારુ ધ્યાન,
ભૂલ બધી ભગવાન, સહેવાં પડશે શામળા. ૨
ગામ ન અમને ગોઠતું, (ત્યાં) મૂક્યો મહારાજ,
ગણ્યો ગરીબનવાજ, (તારાં) કરતક જૂદા
કેશવા. ૩
આવ્યાને દઇ આશરો, રોટી પૂરું રામ,
ગરવું એવું ગામ, કેમ ન આપ્યું કેશવા ! ૪
ખવરાવી ખાવી અરે ! ઘરની રોટી બહાર,
વ્હાલપને વ્યવહાર, દઇને લેવા દેવરા. ૫
હરિજનનાં હૈયાં મહીં, વ્હાલા તારો વાસ,
અમથી આઘો જાછ, કારણુ કહ તું કેશવા. ૬
ભાળે કાદેક ભાકરી, દૂધ ચોખાના દાન,
માધવ થાય મહેમાન, અંતર રીઝે ઓધિયા. ૭
બડા ન દેશે બૂડવા, એની બાંધવ પકડી બાય,
શીતળ વડની છાય, નિદ્રા લાવ નાનકા. ૮
દે છે ઇશ્વર દૂધ, જન્મ્યા પહેલા જો જરી,
વયમા થાતા વૃદ્ધ, નવ ભૂલી જા નાથને. ૯
કુંજરને કેવું મળે, ખાવાનું ખાવંદ !
દાડી હાર દ્વંદ્વ, શ્વાન ઉદરમા શામળા. ૧૦
ધોખો કદી ધરીશ મા ગાપથી તણો ગિરીશ;
વાસા એના વીસ, મોસાળના હોય માધવા. ૧૧
આંબો થઇને આપ, સોને શીતળ છાંયડાં;
ટળશે મનના તાપ, માનમ વધશે માધવા. ૧૨
શામ લીએ સંભાળ, સતિયાની સાચું કહુ;
વાંકો થાય ન વાળ, મન મજબૂત માધવા. ૧૩
જીવણુ જનમ ન થાત, ધીંગાણુય જગા ઘરે,
વચાત નહીં વાત, રવિ ઊગમતે રાડેય. ૧૪
આબાલવૃદ્ધમાં આજ પણુ, અવતૂતા અંધાણુ,
વલ્લભ કરે વખાણુ, જશ ખાટી ગ્યા જીવણો. ૧૫

# જોબન અને જરા : સામેરીની સાખીઓ

સં. જયમલ્લ પરમાર

જોબન જોર જાતું રિયું, ઘડપણને ઘરે;
ફરો મન મોકળે, હવે કંચૂકી કાંધ ધરે. ૧
ગોખાં હુંદો બેસણો, બેસણુ હુંદો ચાહ;
દુવા ફેંકે મોજસું, વાહ જુવાની વાહ. ૨
સરગથી સોહામણું, માનવને મૃત લોક !
બેત્રે ગાલું ભરિયચું, જરાં મરણુ ને વિંજોગ. ૩
અંધારે અધગાઉ, નાખી નજરૂં પોગતી;
સામે ન સૂઝે સાવ, ઉમર થાતાં ઉનડા. ૪
જટિયા જુવાની ગઈ, ગઈ ચટકતી ચાલ;
જીથે અંબોડો બાંધતાં, તીથે પડી ગઈ ટાલ. ૫
કાના કેશાં ને લોચના, ડગમગતે દાંતે;
એક દી લાંછન લાગશે, જોબનિયાં જાતે. ૬
જોબન જાતે ત્રણ ગિયાં, કહો સખી કિયાં ?
કંકુ કાજળ ને કાંચકી, અંગથી અળગા થિયાં. ૭
જોબન જાતે ચાર ગિયાં, કહો સખી કિયાં ?
કાન, કેસાં, દો નૈણાં, દન્તા જગમગિયા. ૮
જોબન જોગી હો ગયા, ફેરી દે ગ્યાં દ્વાર;
મેં પાપણુ તાકત રહી, ફિર્યા ન દૂજી વાર. ૯
જુવાની હતી તે જાતી રહી, દેહીને નાખી દળી;
રાણો કયે શું વાવરીયેં, ભર્યાં ભમરાં પળી. ૧૦
જોબનિયા તુંને જાળવ્યું, ચાર્યું માઝમ રાત;
જાતાં જાણ્યું હોત તો, ઉછી ઉધારાં કરત. ૧૧
જોબનિયાં તુંને જાળવ્યું, ચાર્યું સારી રાત;
એવો અવગુણ શો કર્યો કે લકડી દઈ ગ્યો હાથ? ૧૨
કાળપ મેલે કેશ, મન કાળપ મેલે નહિ,
વણસી જાયે વેશ, તોય હૈયું હિંહોરા કરે. ૧૩
જોબન મેં તને ગણુકર્યો, પહર ચાર્યાં સારી રાત,
એક તુંમાં અવગુણ ભલે, મને લકડી દઈ ગ્યો હાથ. ૧૪
દંતડા દિન સંભાર, શી શી ચીજું ચખાડિયું,
લાજ્યા નહિ લગાર, હાડા પહેલાં હાલિયા? ૧૫
અમને ન દેજો દોષ, જાયું તે સૌ જાવશે,
રૂદા ન ધરજો રોષ, પેઢાં પ્રતમ્મા પાળશે. ૧૬
આવ્યાં જે ઉછરતેહ, ધોખો મન ધરીએ નહીં,
જનમ સંગાથી જેહ, પેઢાં પાર ઉતારશે.
કાળા હતા કેશ, બદલાઈને બીજા થયા,
દલને ભોંઠપ દેછ, દુનિયાને કાંઉ દેખાડિયેં? ૧૭
જોબનિયા ધોબી હુઓ, ધોયા ચહુંધા દેશ,
વણ પથરે વણ સબુએ, ઊજળા કીધા કેશ. ૧૮
જોબન જાતાં જાણ્યું ન'તું, વેલી કરત વાડ,
પૂરી રાખત ડાબલી, કાઢત વાર-તહેવાર. ૧૯
જોબન જાતાં જાણ્યું ન'તું, મોંઘાં વતાડત મૂલ,
થોડે થોડે વાવરત, માલણ વેચે જેમ ફૂલ. ૨૦
ગોલણ કહે ઘરડા થયા, જાંગે ભાંગ્યાં જોર,
બબ્બે બરછીવા કૂદતા, નળિયું હતી નકોર. ૨૧
જોબનને જીકારા ઘણા, ઘડપણને નહિ વેંસ,
હાલીતળ હળવાં થિયાં, કાળા મટી ગ્યા કેશ. ૨૨
તરિયા જોબન તીસ લગ ધોરી નવ ધરાં।
પુરૂષાં જોબન જ્યાં લગી, ઘીએ પેટ ભરાં ૨૩
જોબન જરા તે કૂતરી, જળરા લોદી જાણ।
આવે એની હડફટે, બચે ન તેના પ્રાણ. ૨૪
સદા ન જોબન સ્થિર રહે, સદા ન લક્ષ્મી તેહ,
જોબન ચલ સંસાર ચલ, ચલ વૈભવ ચલ દેહ. ૨૫
જે દી હતા જુવાન, નોરા કરતા નાણ્યાં દઈ,
એ પિંડ ને એ પ્રાણ, બોલાવ્યા બોલે નહિ. ૨૬
નળીઓ હતી નકોર, બોલાવતો બરડા ધણી,
જાંગે ભાંગ્યાં જોર, જાતાં દીધાં જેઠવે. ૨૭
ઘડપણ વસમી વાટ, જુવાનીમાં જાણી નહિ,
એના શા ઉચાટ, સાચું સોરઠિયો ભણે. ૨૮
જુવાનીનાં જોર, અટાણે અળગાં થિયાં,
ન મળે મન નકોર, સાચું સોરઠિયો ભણે. ૨૯
પુરૂષ પચાસે પળિયાં, બાળી ના પરણેશ;
ઈ નહિ જોબન નહિ જરા, સુખ ન પામીશ લેશ. ૩૦

ભૂખ ગયે ભોજન મળે, ઠંડી પછી કમાહ;
જોબન ગયે જોરૂ મળે, ત્યુને આગ લગાહ. ૩૧
જોબનને જીકારા ઘણા, જરા નજરેથી જા;
ખાંડ ચોખા ને ચૂરમાં, મન ભાવતાં ખા. ૩૨
વણુ ઘેલુવે વરસાવો, ન–ગરથાં નગર ગયાં;
આવો આવો શું કરો ? જોબન જા દરિયાં. ૩૩
જાણ્યું રેં'શે જોબના, જોબન કેરો રંગ;
છેતરી ચાલ્યું છમકલે, એઠું કરીને અંગ, ૩૪
જોબન જાતાં છ ગયાં, દાંત રૂપ ને રંગ;
સેજ રમણુ તુરી ચડણુ, પરથમ વાપણ ખગ. ૩૫
કાળાં તે ધોળાં થિયાં, શુવે નારનકા તેણુ;
જોબન ચાલ્યું જાદરું, કાળે કહાવ્યાં કે'ણુ. ૩૬
થન થન ભરતા ઠેકડા, બળસેં ભરતા બાથ;
જોબન ચાલ્યું જાદરૂં, હેઠા પડિયા હાથ. ૩૭

## સામેરીની સાખીઓ

સામેરી સાયર ઊમટયો, રતન રોળાણાં જાવ;
કરમહીણો ભરે મૂઠડી, તેના શંખલે હાથ ભરાય. ૧
સામેરી સજન વળાવિયા, તાતી વેળુ માંય;
જો સરજી હોત વાદળી, પિયુને પગપગ ઢાળત છાંય.૨
સામેરી ચડી ઘોડલે, હાથમાં લાલ કમાન:
જે દશ્ય નાખે ભલ્લકો, તે દશ્યમાં ભંગાણુ. ૩
સામેરી સોનારજી', ઓલાણી મં ફૂંક.
અરથ ન આવે આપણે, એને મનથી વિસારી મૂક. ૪
સામેરી સુલખ્ખણી, ચઢી તે સત્વલ ચિકિ;
હું તુંમ પૂછું પંડિતા, સૂલિ ભલી કઈ સોકિ. ૫
સૂલી એક જ કઠડો, સોકિ અનંતા કઠ્ઠ,
નિત ચરીઈ નિત ચારીઈ, હઈડા પગ પગ હઠ્ઠ ૬
સૂલી આપઈ એક મરણુ, સોકિ દઈ સો પાર;
લોયણુ પેઠું તણખલું, ખટકઈ વાસે વાર. ૭
સામેરી ડુંગર ચડી, પગ પગ વીંધે બાણુ;
જોતાં બાંધે પાઘડી, એતા પરખ મ જાણુ. ૮
સામેરી પાત્ર પરખલે, હેકણુ તોલે મ તોલ:
જે તોલે રતન તોલતી, એ તોલે પથ્થર મ તોલ. ૯
સામેરી આ સંસાર મેં કેતોક વણજ કિયો;
ઝડપ નાખી હંસને, ત્યાં કગવો હાથ થિયો, ૧૦
સામેરી સમય વીત ગ્યો, જાણ્યા નહિ જગદીશ,
નાળ જમની કાટીઓ, કયું કાટયો નહિ શીશ ? ૧૧
સામેરી સજન સોહામણો, જોતાં ઊપજે વહાલ;
જેનો કંથ નહિ કલ્યાગરો, એનો કેમ ચાલે વહેવાર ? ૧૨

## દુહા દારૂના : જયમલ્લ પરમાર

અસુર પડયો તબ યું ભણ્યો, સુણુ રે સુત ખરતાં,
દેવે નહિ પણુ દારવે, ઢાળી દીધ ધરાં. ૧
હરિએ રોળ્યું હરિ થકી, રાખહરાજ વંશેક,
હાલા તેં ભાલા વન્યા, રોળ્યાં રાજ અનેક. ૨
વીસ ભૂજા દસ મોડ, એને રોળ્યો રામે પલકમાં,
(તું) ઝપટે નાંખે ઝોડ, તારે મોંમાથાં નહિ મહુતણા. ૩
દલ્લીમાં દુરાનીએ, કરી કતલ દિન તીન,
પણુ તારી ત્રીસો દિન ને બારે ય મહિના બેવડા. ૪
ખડકયાં મડદાં મિસરમાં, ડુંગર ડમ્મરિયા,
પણુ તારાં ખડકયાં તેહ, આભાં લગ અડવા કરે. ૫
રહીમન કોંઈ રામાય, (તો) કોઈને ઈસા પારસી,
પણુ નગરો તું નખમાંય, આં કેલો અખિયાતનો. ૬
આવે નહિ ઓતાર, વણુ ડાકે વછિયાતનો,
પણુ વણુ ભૂવે વણુ ડાક, તું ધુણાવો ધર સામટી. ૭
ખનીસનાં ખાધેલ, એને દાતારે ય દુવા કરે.
પણુ તારાં ડસિયલ તેહ, એને દેવે ન સૂંઘે દારવા. ૮
લખમીનો તું લાડકો, સગણો હોત સધીર,
સેવ્યો હોત સલિલ, તને સે'તો સે'તો સામળે. ૯
ધણીએ દીધેલ ધાન, એમાં કીટક સરજ્યાં કારમા,
આથાના ઉરમાં, તેં ઈશ્વરનાં અવળાં કર્યાં. ૧૦
શેરડિયુંના સગા ! તેં ગરલ ઉતાર્યાં બોળમાં,
વખના વાવી ગા, તેં નવકુળ નવસારૂં થકી. ૧૧
ઓખદ ઉત્તમ જેય, તનડાને ત્રેવડ દિયે.
એનાં પરખે પી ચુ દેય, તેં દવા વંઠાડી દારવા. ૧૨
ભોગાવે ભલ–પૂર, આવે વરસે એક દી,
તારાં ચાકમચૂર, આઠેય પો'રે આથડે. ૧૩
ચિતડે ચળિયલ જેહ, હજી પરખે માતા માનની,
તારાં કટકલ તેહ, એને ભેણુ નહિ કે ભામની. ૧૪
તું – પડ માથે પેદા હુઓ ધ્રૂસકે રોઈ ધરા,
સંગત હુઈ જો શેપકી, તો ઠાકર કાઉં કરાં ? ૧૫

# સાવજ અને સૂર(વારાહ)ની વડછડ

સં. બળદેવભાઈ નરેલા

આભે ફોજું આફળી, ઝંડા ફરહરિઆ,
રાવતીએ રોલ ચાલવી, અંગદ વસટી (ઇ) આં ...૧

પૌરુષમાં બંન્ને આભને અડતી ફોજો સામે સામે અફળાણી. શૂરનરોએ ભાલાંઓ ચલાવ્યાં. ત્યારે અંગદ (દૂત) વિષ્ટિ કરવા આવ્યા.

આંખે કોડે આ ફરો, કોણ હી વેર કિઆ;
શાશત્રમાં સમજો નહિ, રખી પુછ રિઆ...૨

અણુભંગ (આખે) કોડવાળા તમે ફર્યા કરો છો. કોણે વેર કર્યું? તમે શાસ્ત્રમાં તો સમજતા જ નથી, એમ ઋષિ પૂછી રહ્યા.

અંગદ જોધા આવટે, ખમકે રગત ખળાં;
વસટિ તે દી વણુંધિએ, દોએ ખપશે દળાં . ૩

જ્યારે અંગદ સમાન યોદ્ધાઓ ભિડાઈ જાય, અને રણભૂમિમાં રક્તપ્રવાહ ખળખળ કરતો વહેવા માંડે ત્યારે વિષ્ટિ(સુલેહ)ની વાતને વળગવું, કેમકે નહિ તો બન્ને સૈન્યો કામ આવી જશે.

તું વાવીથી વખ વેલડી, કબધી સીંચે કોએ;
ફળ પાકે ને રસ ચુવે, તેની મીઠપ જોએ ..૪

અણી બુદ્ધિરૂપી જળ સિંચન કરીને તેં વૈરની વિષવેલી વાવી હતી, હવે તેનાં ફળ પાકી ગયાં છે, અને રસ ટપકે છે. તું વૈરની મીઠાશ માણી જો.

ચારો જુજવો ચરૂ, જુજવો હોએ ગરાસ;
કો' કાગાજી કેમ હુશે, વાતું તણો વણાસ...૫

અમારે આહાર જુદા જુદા છે, અને અમારા ગરાસ (વન) પણ નોખનોખાં છે, તો હે કાગ, કહે કઈ રીતે અમારી વચ્ચે વાત બગડીને વેર બંધાશે?

કેનેક નિંદર ઘણી, કેનેક થોડી હોએ;
તે વાતું રે કારણે, પટા લે જાએ કોએ?...૬

કોઈકને ઊંઘ થોડી હોય, અને કોઈકને વધુ હોય, પણ આ કારણે કોઈ કોઈના શરીર પરના જન્મજાત પટાઓ લઈ જાય ખરા?

સુ પટા પરમે દિઆ, તુ ઘટ ગિઆ સમાએ;
કબધી કાગારે કારણે, વેણે વેર વશાએ...૭

વારાહ કહે છે: 'હે સિંહ, પરમેશ્વરે મને જન્મથી જ શરીરે ચટાપટા આપેલા હતા, જે હવે તારા શરીરમાં સમાઈ ગયા છે.' આમ કાગડે આપેલ અવળી મતિને કારણે સિંહ અને વારાહે વાણી વડે વેર વસાવ્યું.

પરમ પારિશો એ કહે, મત તુ સાણે દોએ,
દો દો લોચન સબકું દિઆ, તેરે તીન ન હોએ...૮

એ પરમેશ્વરનો પરચો કહેવાય, તું ડહાપણનું દોહન કરીશ નહિ, પરમેશ્વરે બધાંને બબ્બે નેત્રો આપ્યાં છે, તો તારે ત્રણ આંખો ન હોય.

કાકીડા રો મારતલ. ગરોળી ઉપર ધાએ,
ભુંડણ કેરા દાઓડા, દાસીરા પધરાએ....૯

સિંહ કહે છે: વારાહ, તું તો કાકીડા જેવા ક્ષુદ્રજીવોને મારનારો અને ગરોળિયો ઉપર ધસી જઈને વીરતા બતાવનારો છો. ભૂંડણના પુત્ર, નક્કી તારા ઉદરમાં દાસીનું દૂધ પધરાવાયેલું છે.

સીઅડા થારો બળ મેં જાણીઓ,રગતી ભાંજશ ગાએ;
કે કે ભાલાં ભંજીઆં, મોરાં મો મચકાએ...૧૦

વારાહ કહે છે: સિંહ, તારું બળ તો મેં જાણેલું જ છે. તું ગરીબ એવી અને ભાંભરતી ગાયને મારે છે. મેં તો મારા શરીરમાં શત્રુઓનાં અનેક ભાલાંઓ મોં મચકોડતાં મચકોડતાં ભાંગ્યાં છે.

સિઆં એતી આંખડી, પર મારો ન ખાએ;
ત્રીજી તલપે નાં પડે, ભાગાં લાર ન જાએ...૧૧

સિંહની એ ટેક છે કે તો પારકો શિકાર ખાતો નથી. વળી ત્રણ લામાં શિકાર ન પડે તો એ ભાગતા શિકાર પાછળ પણ પડતો નથી.

આ દુહો અશુદ્ધ છે. અર્થ બંધ બેસતો નથી.

ધંધવી પળાં, શીરા ધડૂડા, ભુખ ભાડુ જાએ;
વારો આખે વેરીઓ, વેઢ વનાં ના જાએ...૧૨

એડા હાથ લહી બીઆ, કે કે જીવ ધરાએ;
કઠીઆરો રાજી થીએ, માથે છત્ર ધરાએ...૧૩

–હાથીનો શિકાર કરનાર સિંહના હાથ જેવું સૌભાગ્ય બીજા કયા હાથ ધરાવે છે? એ પંજાઓ અનેક જીવોને માંસ વડે તૃપ્ત કરે છે. ગજમુક્તાઓની પ્રાપ્તિ વડે જંગલમાં લાકડાં વીણનાર ગરીબ કઠીઆરાને માથે રાજછત્ર ધરાવીને રાજા કરી દે છે, અર્થાત્ રંકને રાય બનાવી દે છે.

# જયમલ્લ પરમારનાં ૫૫ પ્રકાશનો

**લોકસાહિત્યનું વૈજ્ઞાનિક નિરૂપણ**

૧. આપણી લોકસંસ્કૃતિ (બીજી આવૃતિ)
૨. લોક, સાહિત્ય અને સંસ્કૃતિ (પુસ્તક પહેલું)

**લોકવાર્તા-સંગ્રહ**

૧. ધરતીની અમીરાત
૨. દેશદેશની લોકકથાઓ ભાગ ૧-૨
૩. પરીકથાઓ ભાગ ૧-૨
૪. રૂપકથાઓ ભાગ ૧
(છેલ્લાં ત્રણેય પુસ્તકની બીજી (આવૃતિ)

**લોકકથા ગ્રંથાવલિ** (વર્ષ પહેલું)
(દરેકની ચોથી આવૃતિ)

૧. ગૌડ બંગાળની વાતો ભાગ-૧
૨. ગૌડ બંગાળની વાતો ભાગ-૨
૩. બુંદેલખંડની વાતો
૪. કાઠિયાવાડની વાતો
૫. રાજસ્થાનની વાતો
૬. પંજાબની વાતો

**લોકકથા ગ્રંથાવલિ** (વર્ષ બીજું)
(દરેકની ચોથી આવૃતિ)

૧. ચોબોલા રાણી
૨. દોલતપરી
૩. સોનાપદમણી
૪. નાગકુમારી
૫. નીલમણિ
૬. ફૂલવંતી

**લોકકથા ગ્રંથાવલિ** (વર્ષ ત્રીજું)
(દરેકની ચોથી આવૃતિ)

૧. ચાતુરીની વાતો
૨. ગંડુરાજા
૩ કાગરાણી
૪. પાકો પંડિત

**નવલકથા**

૧. ખંડિત કલેવરો (બીજી આવૃત્તિ)
૨ અણખૂટ ધારા (ત્રીજી આવૃત્તિ)
૩. કદમ કદમ બઢાયેજા
૪. ધરતીનો સાદ

**નાટક**

૧. ભૂદાન (ત્રિઅંકી)
૨ ઉકરડાનાં ફૂલ (એકાંકી)

**પ્રકૃતિ-વિજ્ઞાન**

૧. ગગનને ગોખે (બીજી આવૃતિ)
૨. આકાસ પોથી (બીજી આવૃતિ)
૩. આપણે આંગણે ઊડનારાં (બીજી આવૃતિ)

**સંપાદન**

૧. ઝવેરચંદ મેઘાણી (સ્મરણાંજલિ)

**જીવન-ચરિત્ર**

૧. જીવન-શિલ્પીઓ (બીજી આવૃતિ)
૨ આચાર્ય પ્રફુલ્લચંદ્ર
૩. સુભાષના સેનાનીઓ (ત્રીજી આવૃતિ)
૪. શાહનવાઝની સંગાથે (ત્રીજી આવૃતિ)

**અનુવાદ**

૧. સરહદપાર સુભાષ (ચોથી આવૃતિ)

**કટાક્ષવાણી**

૧. સાંખેલાં (ત્રીજી આવૃતિ)
૨ અમથી ડોશીની અવળવાણી

**પક્ષી-પરિચય ગ્રંથાવલિ** (ત્રીજી આવૃતિ)

૧. આંગણાનાં શણગાર
૨. ઊડતાં ભંગી
૩. વગડાંનાં વસનારાં
૪. રૂપરૂપના અંબાર
૫. કંઠે સોહામણાં
૬. પ્રેમી પંખીડાં

**શેખચલ્લી ગ્રંથાવલિ**

૧. નૌમારખાં
૨. અજગરના મોંમાં
૩. રેશમિયાના દેશમાં
૪. કુંવર પીપુજી

**નશાબંધી-ગ્રંથાવલિ**

૧. ગંગાવતરણ
૨. ઝાઝા હાથ રળિયામણા
૩. નશાબંધીથી નવાં જીવન
૪. કથા અને કહાની

